અસ્તોદય.

# નવલગંગા.

સ્ત્રિ સંસાર કાદમ્બરી.






ભાગ ૧ લો.


કર્તા, કવિ ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

જરથોસ્તી છોકરીઓની નિશાળ મંડળી
હસ્તકની નિશાળોનો સંગીત કાવ્યશિક્ષક,
તથા ચંદ્રકાન્ત, વસંતમાધવ, ઇ, ના કર્ત્તા.





પ્રસિદ્ધ કર્તા

દલસુખરામ કરૂણાશંકર પંચોળી.

આવૃત્તિ પેહેલી.

અમદાવાદ.

"ગુજરાત ગેઝેટ" પ્રેસમાં મુદ્રાંકિત.





સંવત ૧૯૪૯. ઇસ્વિ સન ૧૮૯૩.

મુલ્ય રૂપીયો દોઢ.

वैषम्यमपि संप्राप्त । गोपा यन्ति कुलस्त्रियः
आत्मानमात्मना सत्यो जितस्वर्गा न संशयः ॥
रहिता भर्तृभिश्चैव न क्रुध्यन्ति कदाचन
प्राणांश्चारित्र कवचान्धारयन्तिवरस्त्रियः ॥

अ. नळदमयन्ति.

### ગીતિ.

કુલિન સ્ત્રી સતીં પામે, વિષમ અવસ્થા તથાપિ રહીં સત્યે;
પાળી સ્વધર્મ પોતે, સ્વર્ગ જીતેછે અચુક તે કૃત્યે.
સ્વામિ તજે કદિ તોપણ, કદાપિ કોપ ન કરે જે વર નારી;
નિર્મળ પ્રાણ ધરે તે, સજી કવચ સચ્ચરિત્રનું ભારી.

મ. સૂ. ત્રિપાઠી.

# અર્પણપત્રિકા.

## ઇંદ્રવિજયછંદ.

સિંહ ભૂખ્યો રવડે વગડે મરતાં સુધી ઘાસ કદી ન ચરે,
હંસ મરે ભૂખ પીડ સહી તદપી કદી મોતિ વિના ન સ્મરે;
ચંદન કંચન બાળે તપાવે તથાપિય શુદ્ધપણું નહરે,
સુશીલ નાર **ગોપાલ** જગે સદ્‌ગુણ, વિના ઠસવ્યે ન મરે.

## ગીતિ.

ગગન સમોછે ઉન્નત, પ્રકાશે તદ્‌પિ કુમુદીની ખીલે;
ગત થઇ પ્રાણ તથાપિ, તુજ ગુણો મુજ પ્રેમ સદા છલે.[1]
મૃતિકાય જન્મ દાતા, રત્ન? તારી પણ અમુલ્ય કહેવાયે;
ગામડીયણ માતાયે, ઉધરે પણ અનુભવે સગુણી થાયે.
ઉલ્લંઘન આજ્ઞાનું, મરતાં સૂધી કદી નહીં કીધું;
પ્રેમ સુધારસ પાઇ, વિનય થકી તેં મગ્ન હૃદય કીધું.
સ્વલ્પ સમયમાં પ્યારી, ચિત્ત હર્યાં તેં કુટુંબનાં સ્વગુણે;
એક નાગરી[2] કૃત્યે, છાપ ઠસાવી મને પ્રિયા નસુને.
વળી હઠ થકી હયાત નવલપત્નિ પરણાવા પ્રિયપતીને;
ઉત્કંઠીતવસ્થામાં, કારી રોગથી પાંમી તું ગતીને.
તે તુજ વિચિત્ર પ્રેમે, આશા પૂર્ણ થવા માટે પ્યારી;
અર્પું **નવલગંગા**, સદ્‌ગુણી **કાદમ્બરી** સુશીલ **નારી.**

## દોહરો.

ચૈત્ર કૃષ્ન એકાદશી, શની **ઓ**[3] ઉડતાલીશ.
પ્રેમ તજી ગઇ સ્વર્ગમાં, પામ્ય શાન્તિઃ અહોનીશ.

**ત્હારો અખંડ પ્રેમાકર્ષી**

**કર્ત્તા.**

---

૧ અધર ઉપાડી લ્હેવું. ૨ એક નાગરે ખોટી અફવા ઉડાડતાં, પોતાનું અમુલ્ય જીવન અર્પી, પતિને બચાવવાનું સાહસ કરવા મંડી હતી. ૩ સંવત ઓગણીસો. (૧૯૦૦)

# ઉદ્દેશ.

નાગરી નાતના રિવાજો જે મ્હારાં જાણવામાં આવ્યા હતા, જે રિવાજો કેટલાક પ્રસંગમાં તદ્દન કઢંગા છે, તેનો ખરો ચિતાર એક પુસ્તકાકારે પ્રગટ કરવાનો મને પ્રસંગ મળે, એવી તક હું ા હતો. પરંતુ મ્હારી તે આશા ફળીભુત થાય, તે દરમ્યાન નવા સુજ્ઞ મિત્ર **કવિ ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર** ા પુસ્તક લખતા હતા, તે મેં વાંચ્યું, અને તે મ્હારા વિચારવે થવાથી, તે પુસ્તક પ્રગટ કરવાને મેં મ્હારી ઇચ્છા જણાવી, ઓએ માન્ય કરી. અને એ નિસ્પૃહી નરે મ્હારો હેતુ પાર ા તથા મને આશ્રય આપી, બ્હાર પાડવા જે તક આપી, તે માટે ારી ઉમેદમાં સફળ થવા સાથે તેમનો સંપુર્ણ આભારી થયોછું મ્હારા મિત્ર કવિ ગોપાળજીના કેટલાક ગ્રન્થકર્ત્તા તરિકના ાથી તેઓ કવિ તરિકે બીજા જાહેર પુરૂષોની ઓળખાણમાં ાછે, અને વળી હાલ એવા ઝાહેર કામના એક ઓદ્ધાને પાત્ર ા છે, તદપિ જોકે તેની પરેચ્છા છતાં, મ્હેં તેમને કવિ તરીકે ેશેષણ આપ્યુંછે, તે અયોગ્ય ગણાશે નહી.

ચિત્ર મુકવાની પદ્ધતિ અંગ્રેજી નોવેલોની માફક મને પસંદ થી, યોગ્ય સ્થળે મુકવા કોશીસ કરી છે. આશા છે કે તે પ્રસં-ા થશે.

પ્રિયમિત્ર ગોપાળજીની તબિયત કેટલોક સમય નાદુરસ્ત રેહે-પ્રુફ મેં તપાસેલાં છે, અને તેમાં મ્હારો પેહેલો અનુભવ હો-વખ્તે તેમાં કંઈ ભુલચુક રહી ગયેલી હોય, તે માટે વાચક વર્ગ જર કરશે.

આ પુસ્તક પ્રગટ કરવામાં મ્હારા મિત્ર મિ. માંજુભાઈ તથા સાંકળચંદ, અને—રા. ધીરજરામ ઉમેદરામ દેશાઇએ યોગ્ય સમ જે મદદો આપેલીછે, તે માટે તેમનો હું સંપૂર્ણ આભારી થયોછું.

**દલસુખરામ કરૂણાશંકર પંચોળી.**

# રંગભૂમી.

(*stage*)

आपद्गतः खलु महाशय चक्रवर्त्ती
विस्तार यत्यकृत पूर्वमुदारभावम् ।
कालागुरुर्दहनमध्यगतः समन्तात्
लोकोत्तरं परिमलं प्रकटी करोति ॥

"रस गंगाधर."

Virtue is like precious odours, most fragrant when they are Incensed or crushed; for prosperity doth best discover vice, but adversity doth best discover virtue.

Bacon.

"સદગુણ છે તે અમૂલ્ય સુગંધીઓ જેવા છે, જ્યારે તેમને સળગાવવામાં આવેછે, કે કચરવામાં આવેછે, ત્યારે તેઓ અતિ સુગંધપ્રદ થાયછે; કેમકે સંપત્તિ, દુર્ગુણને ઉત્તમ રીતે પ્રકાશેછે, પણ વિપત્તિ સદ્ગુણને ઉત્તમ રીતે પ્રકાશે છે." (अ, न.)

ઇતિ નાન્દિ કરતો સુત્રધાર નેપથ્યેજ રહીને, આર્ય ગ્રહરાજની પ્રજાઉપર પડતાં દુઃખો નિવારણ કરવા માટેનો પ્રથમાંક શરૂ કરતાં પ્રેક્ષક જનનાં કર્ણમાં નીતિ વાદ્ય કરેછે; પણ તેમ કરવા પ્હેલાં પોતાના કાર્યના ગુણ દોષો માટે જોનાર સજ્જનો પાસે પ્રથમથીજ ક્ષમા યાચના કરેછે, અને વિષ્કંભકનો પડદો (Drap) ઉઘાડી પોતાના કાર્યનો હાર્દ જણાવા રંગભૂમિ ઉપર દાખલ થાયછે. પ્રવેશને અંકે જણાવે છે કે, "મુખ્ય સ્ફુટ બીજ (Wood man b'ain) નામના ઇંગ્રેજી વૃક્ષનો નમુનો છે, પણ તેની સર્વ વિકૃતિ એકજ ઠેકાણે આકૃતિમાં ગોઠવી દીધીછે. જોકે આર્ય સંસાર માંહેના સ્ત્રિ સદ્ગુણ વૃક્ષના ભાવિક ફળની મધુરતા ચાખવા આશામયજ છે, પરંતુ

તેનાં ઝુમી રહેલાં મનોહર ફુલથીજ સુત્રધાર ( કર્તા ) પ્રથમતો આ-કંદ માનેછે.

આ વૃક્ષ કાઠિયાવાડ પ્રદેશનાં નાગરી વનમાં ઉત્પન કરેલું છે, તેનું મૂળ ભુલભુલામણીજ છે; તેની ડાળિયોમાં અજ્ઞાનતા અને સાહસિકતા રહેલી છે, તેનાં પત્રોમાં ચાલતો વાયુ ગંભીર પણ રૂતુ-નાપ્રભાવે મગજને ભ્રમિત કરેછે, તેની છાંયા કાચા કાનછે, અને તે-નાં ફુલ મનોહર દેખાવનાં છે, પણ પરિણામે તેનાં ફળનો રસ ખો-ટો અને વ્યાધિકારક નિવડે, એમ જણાયછે. આ દોષ ભૂમિકાને છે ખરો. તોપણ તેનો ખરો અપરાધી ઉછેરનાર માળી ( આર્ય ગ્રહરા-જનો અધિપતિ ) ઠરેછે આ વૃક્ષ જુના વખતથી ઉછેરેછે, એ ઉ-પર માળીયો લક્ષ ખેંચતા હશે, એમ ધારી તેને દોષમુકત ઠરાવાય ખરાં, પણ ફરીથી હાનિકારક પરિણામ લાવનાર ઝાડ, ન ઉછેરવા માટે સખ્ત જામિનગીરી લઈ તેના માલિકની આંખ ઉઘડવીજ જો-ઇએ એટલું બોલી પ્રેક્ષકજનો પ્રત્યે પોતાનું કૃત્ય દર્શાવવા ગુર્જર ભૂમિકાની એક સિમમાં ઉગેલાં એ વૃક્ષને રજુ કરેછે, અને તેની સંકળના સમયાનુસાર ચાલતી આવેછે. પ્રેક્ષકસજ્જન ! એ સદ્દગુ-ણી સંસાર વૃક્ષનું થતું નિકંન્દન જોવા હવે સચેત બની તારી દ-ષ્ટીને આગળ ચલાવ કે નિર્દોષ બાળા ઉપર આવી પડતી વ્યાધિને હરવા તારૂં હૃદય પણ ઉશ્કેરાય ! જો ! સ્વપ્નમાંજ તું ઊંઘી ન રહિશ, પણ જાગજે. જો, સ્વપ્નું.

કૃષ્ણપક્ષ એકાદશી.
અધિક અષાડમાસ
મુંબાઈ.

કર્તા

# અનુક્રમણિકા.

# નવલગંગા.

## પ્રકરણ ૧ લું.

### "સ્વપ્નું."

**શાર્દૂલવિક્રીડિત વૃત્ત.**

આકાશે દ્યુતિ નિંતરી તિમ્મરમાં' તારાતણી છાંટની;
નાના વાદ્ય થકી સ્વરો પ્રસરતા, ધીમા ઝણેણાટથી;
ભારે ઘોષ નિધિં તણા ઉછળતા રૂપેરી રંગે ટકી;
વાયુ મંદ અખંડ વા'ય મદથી, આનંદ નાદે નકી;
થાકેલાં જન પ્રાણીને પશુ મળી, લ્હેતાં સુનિદ્રા અતી;
નાનાં સ્વપ્ન નિહાળી વાદ વદતાં, બ્રહ્માંડ સર્વે મથી;
ભૂલે ભાન ભ્રમિંત થૈ ભ્રમણમાં શય્યા સુખે દમ્પતી,
રાત્રિં જાય ઉડી રૂડી વિલસતી, ગૌપાળ શાન્તિવતી.

પર્વતો ઉપર ઝુમી રહેલાં મનોહર ઝાડોથી હિંદુસ્તાનનો લંકા બેટ સુંદર સોનેરી ટેકરીઓ વચ્ચે પવિત્ર સમુદ્રથી દિગ્બંધ થઇ વસી રહેલો છે. જેની ચારે તરફ રૂપેરી રંગના સમુદ્રમોજા ઘોર નાદ કરી છડીદારની પેઠે પ્રવેશ પોકારતા ઉછાળા મારી રહ્યા છે. સેંકડો કોસ ઉપરથી સમુદ્ર કૃપાનું યંત્ર કેટલાક પ્રવાસીઓને લાવી, પોતેજ સુખિ કરેલા સમજી, મદમત્ત થએલાં વ્હાણ અને સ્ટીમરો મલકાતા મ્હાસાગરમાં "ગાડાં નીચે કુતરૂં જતાં પોતાને માથેજ ભાર વહે છે" એમ માનનાર અહીંથી તહીં લ્હેકી દેતાં જણાયછે. નિર્વાહ કર્ત્તા જાચરો જાણે મદોન્મત પેહેરેગીર તરીકે માન ધરાવતા હોય

તેમ પાણીની ઉપર ટોકીયાં કરતા જણાયછે. એવાં વિચિત્ર આભાસ વચ્ચે સેંકડો જીવોનો ઉદ્ધાર કરનાર પુરી ભભકાભેર બીરાજી રહી છે, જ્યાં દિવસને રાત્રિ સરખાંજ છે. જ્યાં ધનાઢ્ય અને નિર્ધન એકજ તાજવે તોળાય છે, જ્યાં ઉદ્યમી ને નિરૂદ્યમી સર્વેને મનેચ્છિત ભક્ષ મળેછે, જ્યાં પૃથ્વીના દરેક ખંડના પશુ પ્રાણીકે આદમી આવી વસેલાં છે, જ્યાં ઇશ્વરે ઉત્પન્ન કરેલી અને કેટલીક મનુષ્યકૃતિને હાથેજ નિર્માણ થએલી એવી પૃથ્વીના દરેક ખંડની વસ્તુઓ મળે છે, એટલુંજ નહીં પણ જન્મદાતા તો નહીંજે પરંતુ આશ્રયદાતા જેવાં તો માબાપો સુદ્ધાં આ બેટમાં મળી આવેછે. જ્યાં નિતીમાન અને અનિતીમાન સર્વેને ફાવી શકાય છે, જ્યાં સારીને નઠારી સઘળી ચિજોનો ઉઠાવ થાયછે, જ્યાં તૃણ માત્ર વસ્તુ નકામી જતી નથી, જ્યાં ઠામ ઠામ દેવાલયો મંદિરો અને ધર્મશાળા છે, જ્યાં સેંકડો ઔષધાલય, લાખો સદાવ્રતો અને કરોડો ગંજ દ્રવ્યના ભંડાર ભરેલા છે, જ્યાંનવાં નવાં વાહનો, વિચિત્ર તિર્થો, અવનવા મ્હેલો, અલોકિક રૂપવતી સ્ત્રિઓ, આદી સ્વર્ગપુરીની શોભા આ કળિયુગમાં આ નગરી આર્યભૂમીને માટે કહી શકાય છે એવો દ્વીપ તે આપણી મુંબાઈ નગરી છે. રાવણની લંકા પ્રકાશિત સોનાથી દર્શનિક છે તો આ લંકા અતુલ્ય સોનાથી શુભછે, લંકામાં વિક્રાળ રાક્ષસો હતા તો આહીં મનુષ્ય રાક્ષસો છે, લંકામાં વિભિષણ જેવા થોડા ભક્ત હતા, આહીં સેંકડો ભ[illegible] ભક્તો છે. જ્યાં પ્રભુનું એકે મંદિર નહોતું આહીં વિષ્ણવોથી સાક્ષ[illegible] વિષ્ણુ જેવા મનાતા મહારાજનાં ઘણાં મંદિરો છે. જ્યાં ભૂમીમ[illegible] કોઈ રત્નો નીકળતાં તો આહીં સ્ત્રિ ઉદરથી અમુલ્ય ર[illegible] નીપજતાં જણાય છે. લંકાનું વર્ણન કરનાર મહાન્મુનિ વાલ્[illegible] કવિત્વ શક્તિથી પણ જે ચિતાર ધ્યાનમાં નહીં લીધો હ[illegible] તેથી અધિક્ રચના આ ટાપુના નકસીદાર મંદિરોની બનીછે, કે વિશ્વકર્મા જેવા અગાધ ચિત્રકારને ભૂલાવો ખવાડી દેછે. ત્યાં રાક્ષસ[illegible] ક્રૂર રાજ્ય હતું, આહીં રામસૈન્યનું રામ રાજ્યછે. એવા રાજ્યમાં વ[illegible] નિર્દોષ પ્રજાની ઉંચી ભવ્ય હવેલીયો કેટલાક કોશ ઉપરથી ન[illegible] પડતી અને "સૂર્યનો સ્પર્શ કરવા જનાર રાહુને પકડી પાડવા ત[illegible] રહેલી જણાતી" સામા ચડી આવેલ દુશ્મનોને ભય આપવા [illegible]

રની ધ્વજા ફરકાવતી દેખાય છે. જે બેટનો વિસ્તાર લગભગ પચીસ મૈલમાં આવેલો છે. જેની અંદર પૃથક પૃથક ભાગો આવેલા છે. અને તે ભાગોનાં નામ દરેક સીમાને મોખરે પાટીયાંપર લખી અજાણ્યા નવા પ્રવાસીઓને માર્ગ વર્તાવા લગાવી દીધાંછે. એ ભાગ માંહેનું ઉત્તમ સ્થાન "ગિરગામ" એક મનોહર અને રમણીય દેખાવનું છે, જ્યાં ધનાઢ્ય અને ગરીબ સર્વેને અનુકુળ પડતાં સસ્તાં ભાડાનાં ન્હાનાં અને મ્હોટાં ઘરો આવેલાં છે, વૃક્ષોનો જમાવ હોવા સાથે દરિઆની સપાટી અને નિરોગી હવા, છુટજગા, અને દુરલત્તાપર જનાર લોકોને માટે પાસે રેલવેનું સ્ટેશન, રોગીને શાન્તિ લ્હેવાનાં આશ્રમ, શોખીનને મોજ માણવાની ભૂમિ, વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ કરવાનું એકાન્ત સ્થળ, અને સર્વ જનને અનુકુળ થઇ પડે તેવી નિકટ મળતી વસ્તુઓ, એવી સગવડથી ભરપુર છે કે આર્યપ્રજાને એથી બીજું કોઈપણ સ્થાન ગિરગામ જેવું જણાતું નથી.

અંધારી રાત્રિ થયેલી છતાં વગર ચંદ્રે દીપકના પ્રકાશથી શુદ્ધ અજવાળું પડી રહ્યું છે. તમરાં અને બીજાં જંતુઓના મધુર સ્વરો બદલે ચંદ્રવદની કલિયુગની અપ્સરાઓના મૃદંગ સાથના તીવ્ર અને મનોહર સ્વરો નિરાંતે સુતેલાં દમ્પતીઓના કાનમાં રણઝણાટ કરી મુકે છે. જો મનહર વનમાં રાત્રિના ઝબકતા પતંગિયા તમરાના સ્વર સાંભળવા તલપી રહેલા ભટકે છે તો અહીં શોખીન પતંગિયા નાયકાઓના શોભેત કંઠમાંથી નીકળતા સરોદ સાંભળવા તલ્લીન થતા આરસપહાણના પૂતળાની પેઠે ખડા થઈ રહેલા છે. ઉદ્દાર કાર્યના અગણિત ાકથી થકિત થયેલાઓને કદી શૈય્યા સુખને દેનારી સ્ત્રિ પણ નહિં— ેશે, તોપણ આ સ્થળની હવા અને મધુર સરોદથીજ તેનો નિશ્ચય પદલો વળી ગયેલો કહેવાશે, ખરેખર કદી આ ભૂમિ સ્વર્ગ અને નસ્થાનને લાયકની ઈંદ્રપુરી બનાવી હોય અને મનુષ્યો એમ માને ા વાંચનાર? કદીજ ખોટું કહેવાય નહીં.

આ સ્થળમાં રહેનાર પ્રવાસી પણ નિવાસી, ગરીબ વર્ગનો પણ ચા ખવાસનો, નિરાધાર પણ બુદ્ધિશાળી, સુધરેલો પણ આસ્તિક સારી પણ બ્રહ્મચારી, વિયોગ દુઃખમાં ડુબેલો પણ હિમ્મત, નાવ-

ના પાટીયાપર ટકી રહેલો, સભાઓનો ગજાવનાર, ને **સંસાર જીવને ટકાવનાર રસિકચંદ્ર** નામે એક યુવાનવયનો ગૃહસ્થ એકાન્ત જગામાં પણ ભપકાભેર મનને યોગ માર્ગપર લાવી રહેલો છે. જેની વૃત્તિ પળ પળમાં જુદા માર્ગે પ્રવર્તતી દેખાય છે. જેનો વૈદ્ય મેળવવા હજુ સુધી ફાંફાં મારે છે. બીજા ઘણા એ ઔષધ આપવા ચાહે છે પણ—

"રોગ નહીં પરખાય પછી કે શું ઔષધ છે સુખકારી"
"મનની વ્યાધી મનમાં સમાવે કેમ સુધરે સ્થિતી સારી"—'**શકુન્તલા**'

એવો વિદ્વાન વિયોગ વર્ષના છેલ્લા પણ વાર્ત્તા અંકના પ્હેલા શનીવાર તારીખ ત્રીજી મેની રાત્રે મુંબાઈના ગૃહસ્થ પારસી એમેચ્યુર ક્લબે "લાચાર ઇરાનીઓને મદદ કરવાના ફંડના ફાયદા" માટે ખાસ "રોમીયો અને જ્યુલીયટ" નામનો અંગ્રેજી ખેલ જાણીતા નોવેલ્ટી થીયેટરમાં ભજવાતો પ્રેમાધીન એન્જ્યુએટ જોઈ આવી મોડી રાત્રે સૂતો અને તુરત સ્વપ્નાવશ થયો.

કોણ જાણે ખેલના પ્રભાવે અથવા કુદરતના નિયમે પણ સ્વપ્નમાં કેટલાક વર્ષપર થયેલ વૃત્તાંતનો રૂઝાયલ ડંખ પૂર્વ સ્મરણ થઈ તાજો થવા માંડયો. એ ડંખની વેદના ભ્રમિત ભમણામાં ભમતા જીવે સ્વપ્નાંતરે જોઈ અને અંતે પિડીત થયેલ જણાઇ.

અમુક કાર્યમાં ભલા ભુંડાની પરિક્ષા અગાઉથીજ આત્મગત થાય છે આ કુદરતી નિયમ સ્વાભાવિક છે.

સ્વપ્નમાં પૂર્વ વિનોદનું સ્મરણ થયું, વિયોગની છેલ્લી વાર્ત્તા મનપર વસી. અને વિખૂટાપણાની અવિકલ્પિ કલ્પનાએ પ્રેમરસ ઉશ્કેર્યો "પ્રિયાને થોડા વખતમાં પરણવું છે" એ ઉમેદમાં ઘસડાયો, સંકોચાયલું પ્રેમ કમળ પ્રફુલ્લિત થયું અને ત્યાંથી સ્વપ્ન અંકનો પહેલો પડદો ઉઘડયો. એ પ્રવેશની શરૂઆત શી રીતે થઇ ? પ્રિયાનો પત્ર સ્વપ્નાંતરે જોયો. તેમાં શું હતું ? મુગ્ધ કુમારિકા એ શું લખ્યું હશે?

**"મ્હારા ભવિષ્યના રસિક કાન્ત"**—

"કાન્તની અચળ ઉપમા આપું તો કલંક શું ? કલંક જ્ઞાતિની"
"અજ્ઞાનતાને કે વરવા ધારેલ પતિને તજાવી બીજાને લાભ આપવાની"

ટ મૂકી. હશે, વારૂ; આપણને એ બાધ નથી, રાખે તેને તજાવતું"
થી, જાય તેને રોકતું નથી. મ્હારા કાકા આપને નિરાધાર જાણી"
"બહુ દિલગીર થયા કરે છે. છેલ્લી ભેટ કર્યા પછી કરેલ વિદ્યાભ્યાસ"
"માં સફળ થયા આ પત્ર મળ્યો, બાદ પત્ર નથી એ શું અંગ્રેજી"
"વિદ્યાનો પ્રભાવ હશે ? લોકોની દંતકથામાં મુંબઈ જોવા મન તલ્પી"
"રહ્યું છે, પણ આજથી આવા કઠોર થયા તો પછી શું થશે ? હું"
"માબાપ વગરની નમાયી નિરાધાર છું, તેમાં તમે એવા નિર્દય થશો"
"તો મ્હારે કોણ ! ચંદ્ર વિના ચકોરી ઘેલી છે, પાણી વિના વેલી"
"સૂકાયલી છે–હવે તો.

"મોહીની લગાડીરે, ઘેલી મુજને હંસે કરી છે રે"—**નળોપાખ્યાન**
"ઓખા કહેછે સુણો સાહેલી, લાવ કંથને વ્હેલીરે વ્હેલી"—**ઓખાહરણ**
"શિતળ હવા છે આ સ્થળની તદપી મદલેખા કંથ વિના—
શિતળતા મને ક્હી નવ થાશે, રોગ ઉભ્યા શાર્દિના—} **કાદમ્બરી**

"તમે **લવ** (Lave) અંગ્રેજી બોલ કહેતા હતા તેમાં તો શુ-"
"ચવાયા નથી ? લગ્નની તૈયારીજ છે. વધારે શું ઇચ્છું ? આપના"
"દર્શનની વાટ. નિવૃત્ત થઇ વ્હેલા પધારજો, નહીં તો દિગ્બંધ થયેલા"
"ક્યાં જવાના છે. તમે છોડશો પણ હું છોડીશકે ?

**હવે તો તમારીજ થવા બેઠેલી**
**ચરણાનુરજ ગંગાના પ્રમાણ–**

હૃદયમાં આનંદનો મેઘ વર્ષ્યો, સુકાયલ ફુલરૂપી મુખપર લાલાશ આવી. વદન પ્રફુલ્લિત થયું અને પ્રેમાળ મુગ્ધાના લખાણપર હાસ્ય છુટયું. પત્ર વાંચ્યો, અને ફરી વાંચ્યો તેનાપર ટીકા કરવા બેઠો વાંચનાર ? આ પત્ર લેખક લખતી વખતે અને વાચક વાંચતી વખતે રસીલા અનુકંપ ક્ષુદ્ર પંખીઓને થોડી ખબર હશે કે નવા પ્રેમનો આ બન્નેનો ઉત્તરોત્તર છેલ્લોજ પત્રછે અને તે થોડાજ વખતમાં કાચની બરણી સમાન ચોકસ દેખાતું પાત્ર ફુટી જઈ ફરીને સંધાવાનુંજ નથી.

"કેવી નિર્દોષગંગા ? જ્ઞાતિને દોષ આપ્યો ? એમનું લખાણ મને"
"ભેદીત લાગેછે. ગુર્જરપતિ મહારાજા જયચંદ્ર પેઠે એકાએક અશુભ"
"સુચક વાક્ય કાઢવાનું પ્રયોજન શું ?" હર્ષનાવ શોક સાગરમાં ઉછળ્યું,

અંતઃકરણ ખિન્ન થયું, મન વિચારમય બન્યું. ગાલપર પ્રસેવ બિંદુનો શેરડો પડયો, ડાબી આંખ ફરકતી જણાઈ, જરા વિમાસી રહ્યો, પત્ર સન્મુખ જોઈ રહ્યો.

"ખરેખર ભયની મારી મુગ્ધાએ "કદી ભવિષ્ય પરાધીન હોવાથી"
"આવળું ઊતરશે," એમ ધારી લખેલું એવું અનુકરણ કર્યું; અને બીજા સુંદર લેખપર હાસ્ય કરવા માંડયો "રસિલી? મ્હારી કામ પ્રસંગની"
"અગવડતાએ તને પત્ર ન લખાયો એ મ્હારી ભૂલ ઉપર તારો ઈંગ્રેજી"
"વિદ્યાપર કેવો અપવાદ! ગાંડીરેગાંડી? તું અધીરી નથા, થોડાજ સ-"
"મયમાં તુ મુંઝાઈવારી થઈશ. કેવી પ્રેમતા? રસિક સુંદરી કેવો નિ-"
"રાધારનો બોલ વાપરી અનિવાર્ય પ્રેમને દઢીત કરેછે? કેવાં દયાજનક"
"વાકય ઉમેરી મને ઘેલો કરેછે? મને કઠોર કહેવામાં કેવી ફાવી છે?"
"એ ધારેછે એવો કઠોર નથી એ હું હમણાજ પત્રથી સિદ્ધ કરી આ-"
"પુંછું. ચંદ્ર વિના ચકોરી ઘેલીછે તો વર્ષાદ વિના બપૈયો તરસ્યો નથી?"
"વર ઘેલીની શિક્ષણ શકિતનાં ઉદાહરણો કેવાં પ્રેમીલાં છે? વાહરે"
"મ્હારી ગાંડીગંગા? વળી મને (લવ) બોલ લખી ઉશ્કેરે છે? મ્હારો"
"પ્રેમ સ્વાર્પણ કરેછે "તમે તો છોડશો પણ હું કેમ છોડીશ." કેવી"
"હદ બાહેર લાગણી? શું આ દંપતીઓના સુખનું કેળવણી ઉચિત સ્થાન"
"ન કહેવાય? શા માટે નહીં. પ્રિયતમા! આજથીજ તારા અગાધ પ્રેમે"
"મારાપર પ્રેમ અંકુરની તલપ મારીછે તો પછી તુ જ્યારે મ્હારીજ"
"થઈશ ત્યારે પછી હું કેવો સુખી થએલો માનીશ! સુશીલ ભાર્યાના"
"નામે હું પંકાઈશ, વિદ્યાવંત સ્ત્રિથી કિર્તીવંત થઈશ, યોગ્ય જોડાની"
"લોક કહેણીથી અભિમાન વધશે, તારી મનોહર મુખમુદ્રાના તેજે મને"
"હિમ્મત મળશે, તું આબરૂદાર ઘરની કુલિન સ્ત્રી મારી પત્નિ થઈશ, તેથી"
"લોકો ત્હારે લીધે મને ઈચ્છશે અને હાલ હું જે એક નિરાધાર તરીકે"
"લેખાઉછું તે પછી એક પક્ષકાર તરીકે ગણાઈશ. આપણે બન્નેએ કુટું-"
"બમાં કેળવણીની રીત પહેલી પકડી છે અર્થાત્ તેં ગુજરાતીને સંસ્કૃત"
"અને મેં અંગ્રેજી ને સંસ્કૃત તેથી અજ્ઞાની લોકો સુધરેલાનો અપવાદ"
"આપશે પણ આપણો વ્યવહાર જોઈ એ અપવાદ જડમૂળથી ઉખડશે"
'અને આપણા સમાન જોડાથી સંસાર સુખ લ્હેતાં આનંદ ગુજારશું"
"એજ તેનો બદલો નિર્પવાદી ગણાશે. લાવ ત્યારે હવે જવાબ લખી તેને"

નિરાંત આપું." મનનો વેગ પ્રેમ તરફ દોડ્યો, અને પત્ર પ્રત્યુત્તર લખી કાઢયો? વાંચનાર? વળી તેણે શું ટાયલું ઘસડ્યું હશે ?

"પવિત્રગંગા—પ્રાણ ! જ્ઞાતિની અજ્ઞાનતાનું કલંક ખરૂં થાય,
"તો નીચેની શંકા હું કાં ન કરૂં ?

अनाघ्रातं पुष्पं किसलयमलूनं कररुहै।
रत्नाविद्धं रत्नं मधुनवमनास्वादितरसम् ॥
अखण्डं पुण्यानां फलमिव च तद्रूपमनघं।
न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः ॥

"अभिज्ञानशाकुन्तलम्"

"પણ પ્રેમ પ્રબળનું નીચલું આલેખન એ વૃત્તિ ભૂલાવે છે. તું
"ધારે છે, તેવો હું કઠોર હોઈશ, એમ માનવાનું કારણ તારા હૃદયની લા-
"ગણીપર મુલતવી રાખ્યું છે. અંગ્રેજી વિદ્યાનો ઉત્તમ પ્રકાર છે; લવ
"બોલ તુંજ સુંદરીના મોઢામાં છાજતો નથી, મુંબાઇવાસી તું થોડા વખ-
"તમાંજ થઇશ, તું પત્ર દર્શન માગે, અને હું પ્રત્યક્ષ મળું તો? તું ન
"છોડે તો હું ક્યાં જાઉં? અગ્નિ કને ઘૃત કેટલું કઠોર થઈ શકે?

**ગીતિ**—હંસ નથી તજવાનો, માનસરોવર મૃત્યુ થતાં ઘેલી,
કેમ સુકાશે પ્યારી ? આંબાપર વીંટળાયલી વેલી.

"એતો હવે નિશ્ચય જાણ કે—

ભ્રંગ પતંગ ભુજંગ કોરીંગમ, કુંજ શિખા સુર પૂનિ લહે હે
ચાતક મોર ચકોર સુપંકજ, ઘોર વૃપા શશિ સૂર સહે હે
હારળ મીન મરાળ ઝરાફહી, કાષ્ટ સુલંછન ગુરી ઝરે હે
દેહકું છેહ દેવે ઇતને સબ, નેહકું છેહ કબે ન દીયે હે.

"શુક્લપક્ષના ચંદ્રનું દર્શન થવાને થોડીજવાર છે, જે વાત મને
"મન હતી તે ખુલ્લી થઈ, જે ઉમેદ મનવસી હતી તે પુરી થઇ, અને
"હવે જે છેલ્લી આશા અંતરમાં છે, તેને પૂર્ણ થતાં કિન્ચિત વેળ છે.
"ત્હારા હર્ષ કમળને પ્રફુલ્લિત કરવા ત્હારા પત્રના પ્રત્યુત્તરનીજ વાટ ન
"જોઉં, તો ભેટવા આવવાને આ છેલ્લોજ પત્ર છે,

**"લી. ત્હારા પ્રેમમાં ફસેલો પંખી."**

પ્રેમાન્ત પત્ર વરાળયંત્રની રેગાન લગાવેલ પેટીમાં ચાલ્યો, પણ પ્રિયાને મળવા પ્હેલાં તો ત્યાં પ્રેમહીણુ કૌતુક થઇ ગયું. અહીં પ્રિયાના પત્રથી રસિક અધીરો બન્યો, જવાની તૈયારીમાં આ પત્રે ઉતાવળ કરાવી હતી, તેથી પોતાના કામની શુદ્ધિમાં ભૂલ પડવા માંડી. ચિત્ત ચંચળ થયું, ઉદર નિર્વાહની કાયમ જગોનો એકજ અઠવાડીયાનો વાયદો મળ્યો. આખર રોકાવાની જરૂર પડી, પણ એટલા દિવસ નીકળવા કઠીણ થવા સાથે પ્રેમમાં ફસેલ પંખીને રાત્રિ પણ જવી દુર્લભ થઈ પડી. સંસાર પ્રિયા વગર સુનો થયો, જમવાપરથી મિઠાશ ઉડી ગઈ, કામપરથી લક્ષ ઉડી ગયું. મિત્ર વર્ગ, બંધુવર્ગ, ને જન વર્ગનો વિયોગ કરી, ગંગાને તદ્રુપ પ્રેમ ચશ્માથી જોવા લાગ્યો. રઘુવર જેવાને તેમ થાય તો માણુસની શી ગતી.

चंद्रश्चंद्रकरायते मृदुगतिर्वातोपि वज्रायते,<br>
माल्यंशूचिकुलायते मलयजोलेपुष्पलिंगायते ।<br>
रात्रिपुलपशतायतेर्विधिवशात् प्राणोभिभारायते<br>
साहंतःप्रमदावियोगसमये संहारकारायते—

કંઈ ચેન ન પડ્યું. અઠવાડિયું શાંતિથી પુરૂં કરવાને એક માર્ગ શોધ્યો, "દર્શનિક ભેટ લ્હેવાય છે" એમ વખત રોકવા "પ્રેમના વિરહ ગુણાનુવાદનું વૃત્તાંત" લખવા મંડ્યો. વાંચનાર! વિયોગી, પુરૂપ પોતાનું કાળક્રમણુ કેમ કરે છે? તે અનુભવ ન હોય તો વાંચ્ય...... પ્રેમ કેવો છે?

The bond servant of Love alone is free;<br>
All other freedom is but slavery. "GRENCH"

અને તેને—

"સહુ ઝેર સરખું સ્નેહ પાખે, સ્નેહ તે અમૃત ખરૂં" **દયારામ કૃત પ્રેમરસ ગીતા**—વળી દુષ્યંતની પેઠે અવલોકન કરવા મંડ્યો.

इतः प्रत्यादेशात्स्वजनमनुगन्तुं व्यवसिता<br>
मुहुस्तिष्ठेत्युच्चै र्वदति गुरुशिष्येगुरुसमे ।

पुनर्दृष्टिंबाष्पप्रकरकलुषामर्पितवती
मयिक्रूरेयतत्सविषमिवशल्यंदहतिमाम्—
"अभिज्ञानशाकुन्तलम्"

નિર્દોષ બિચારો હંસ નળરાયના પાસમાં સપડાઈ કેવો વિયોગી થયો?—

**શિખરણી વૃત્ત.**

મળું શી રીતે હું, ભૂપતિ ભુવને કેદ પડતાં
વિયોગી રીબાણી, શરિર દુખ દુર્દૈવ નડતાં
હશે ક્યાં તું હંસી, વન રવડતિ કે પ્રિય થળે[1]
અરે નિર્દોષિ તું, નસિબ હિણ નારી ક્યમ મળે.
રસીલી શીકાન્તિ, કુમુદિન શશિ વીણુજ હશે
અરેરે હત્યારા, ઈશ નજર તારી કવ[2] થશે.
મધુરી પ્યારીના, અધરસતુ પાન કરવા
સમો ક્યારે દેશે, નવ સુખ વિષે દૈઈ ઠરવા

---

વિયોગ વિપત્તિ વૃદ્ધ થઈ તેમ પ્રેમની કલ્પના પર્યાપ્તિનો અંક પણ પુરો થવા આવ્યો. અને હવેતો બાકી રહેલા બેજ દિવસો વીજળીના ઝબાકાની પેઠે જવા માંડયા કે જેનું સ્વપ્ન પણ ન જણાયું. પ્રિયાને મળવું, તેની સાથ જન્મ ભરનું જોડાવું, અને પોતાના હોદ્દાના રૂવાબમાં બીજાને દબાવતાં પ્રિયાને બતાવી તેનો પ્રેમ દ્રઢ કરવો, ઈત્યાદી પ્રસંગોથી હર્ષનો પાર રહ્યો નહીં. રોકાયલ કામ માટે એક માસ પછીનું કાયમ થયું, એ યશ પ્રિયાના પવિત્ર પગલાને આપ્યો. આવા અનહદ રંગમાં આકસ્મિક ભંગ થયો, કુદરતે કોપ ગૂજાર્યો, અને આશા ઘડ ફુટી ગઈ. એક પત્ર આવ્યો, ઉપર ગંગાના અક્ષર ઓળખ્યા અને પત્ર ફોડતાં કુદરતીજ હાથ કંપવા માંડયા, છાતી ધડકવા લાગી, અને હૃદયમાં પશ્ચાતાપ થવા માંડયો પત્ર વાંચ્યો. મોં વિકાસતાં પોતે ગંગાને લખેલ શ્લોકનું સ્મરણ થયું અંતે રડી જવાયું. હૈયુ હાથ ન રહ્યું. ખરેખાત રડી જવાયું. વાંચનાર તે પત્રમાં શું હતું?—

---

૧ માનસરોવર. ૨ ક્યારે

"મ્હારા આત્માધાર રસિક.

"ત્હારો પ્રેમીત આશરો તજવા પ્હેલાં મ્હારા ઝુરતા ટપકતા આંસુ-"
"ઓથી દયામણે વદને મારીમાગી હૃદય તાપમાં લખાયલો પત્ર રજુ કરી"
"મ્હોબતનો અંત આણું છું...હું હવે તમારી ઉડી જવા બેઠીછું. મને"
"કારાગ્રહમાં નાંખેછે, પૈસાના અને પક્ષના કારી ઝેરે મને હેરાન કરી"
"છે, એ કરેલ બીજાનો ગુન્હો, મ્હારા નસીબે આવી અડચો છે તેથી"
"હું તમારાથી દુર થાઉછુ. કસાઇને ગાયનો વદ્ધ કરવો કાઠીણ્ય નથી."
"હું નિરાધાર બાળા શું કરૂં કોને કહુ...."દીકરીને વળી ગાય. દોરે ત્યાં"
"જાય" એ ખરૂં થયું, જ્ઞાતિનું કલંક પ્રગટ અનુભવ્યું, અને મને આ-"
"ત્મહત્યા લાગવાની થઈ; કોઈ પ્રદેશી મારૂં હરણ કરે છે, તારૂં ચા-"
"લવાનું નથી. મ્હારી વાટ જોવી નહીં. મ્હારાં માબાપો એક માર્ગ"
"ગયાં હું બીજે માર્ગે જાઉંછું. છવતી હઇશ તો મળીશ, નહીં તો"
"તમને મારી ખોટ કૃશ્ન પુરી કરશે, છેલી ભેટ વિના આત્મા નિર્ગતિ"
"છે તો આ પત્ર લખી એમજ ભેટને ગતિ માની લહીશ—

**"હવે તો ત્હારા હાથથી છુટેલી ફુટેલા નસીબના**
**ગીરદેસીમાં ફસી પડેલી નિરાધાર અબળા.**

વનવનાં પક્ષિ મળે, પ્રેમ વૃક્ષ પર સાથ
ઉડી જતાં કયાં પ્રેમ કે પ્રિત રહે સંગાથ
છવતાંને મન સર્વ છે, સમજો હવે વિનાશ
આશા મમતા મુકવી એજ પ્રાણ—

(અગ્ર બિંદુથી શબ્દ ચેરાયલો છે)

ભવિષ્યની થયેલી ઉથલપાથલ છતાં "ચોકસ બીજાને હાથ રત્ન ચડવા-માં વીલંબ છે," ધારી સત્વર પહોંચવા ઇચ્છા કરી; આકળો બની ગયો ગભરાટમાં પડી ગયો, બેચેન થઈ ગયો. પાસે કોઇને ન જોયું, ખચીત પડીજ ગયો કોઇએ ન થોભ્યો જરા વારે શુદ્ધિ આવી, ઉઠયો એટલામાં તુરત તાર ઓફીસના સિપાઇને પોતાનું નામ પુછવાનો સ્વર સંભળાયો ઝબકયો, સિપાઇએ આવી પુછીએ તાર હાથમાં આપ્યા ધ્રુજતે હાથે સહી કરી આપી તાર ઉખેળ્યા, વાંચ્યા. તારમાં શું હતુ ?— "ગંગા બીજે વરાઈ" વાંચતાં આં-

ખમાંથી શ્રાવણને ભાદરવાના પ્રચંડ મેઘને છોડી દીધા, બેભાન બની પલંગ પર પડી જતાં હૈયું હાથ ન રહ્યું. નિરાધાર વિદ્વાન ગ્રહસ્થ રોયો. બહુજ રડયો. એવા આત્મ દુષ્કાળમાં "નહીં વાટનો કે નહીં ઘાટનો" એવું થયું અને શેકસ્પીયરનો બોલ યાદ આવ્યો.

THOU WAST WHELP'D A DOGE; and THOU SHOLT FAMISH A DOGE DEATH

"ટાઈમન આવ, એથેન્સ"

ચંદ્રનું ગ્રહણ થયું, આશા નાઉમેદ થઈ, ગંગાના લખેલ પ્રેમના છેલ્લા પત્રની પહેલી લીટીઓ ખરી પડી. અમુલ્ય મણીરત્ન દેખતી આંખે હાથમાંથી ચટકી ગયેલું જણાયું. પ્રેમની પર્યાપ્તિ પૂરી થયેલી જણાઈ, તૈયારી નાવ ડુબી ગયું. સંસાર વિરક્ત લાગ્યો પોતે નિરાધાર છતાં સ્ત્રિના સુખાધારમાં રાખેલ સંતોષ દુનિયાથી દૂર વસેલ ગણ્યો, અભ્યાસ કરેલ વૃથા જણાયો, નિર્ધનતા ઉત્તમ ગણાઈ, પક્ષપર અપવાદ મૂકયો, પ્રેમમાં ફસેલ પ્રવાસી ઠગાયો લાગ્યો, નિર્દોષ બાળાપર દયાની લાગણી ઉસ્કેરાઈ, પોતાનાસ્વાર્થ કરતાં તેમના કષ્ટપર વધારે લક્ષ ગયું તેની હત્યા પોતાને લાગશે જણાઈ. અજાણ બાળાને પ્રેમમાં ઘેલી કરવાની કોશેશમાં પોતે ગુન્હાયત બનેલ લાગ્યો. તેને આત્મઘાતમાંથી બચાવવાની યુક્તિમાં તારથી નિષ્ફળ નીવડયો, મધ્ય દરિએ ભાગી પડતા વહાણનો એક પ્રવાસી માલમ પડયો, પૂર્વનાં પાપ આગળ નડ્યાં માન્યાં, વડીલોના વૈરે પુત્રોપર અસર કરી ગણાઈ સુન્ય સંસારમાં વૃથા જીવવું લાગ્યું, ગંગાના આત્મઘાત ખબર પછી પોતે પણ તેની સાથે જવા ધાર્યું. રોમીયો અને જુલીયટના નિહાળેલ ખેલે આ પ્રેક્ષકપર તળાપ મારેલી જણાઈ, અને સુરસેન પેઠે

પ્રેમ ધર્મ બે વચ્ચે, થઈ ત્રિશંકુ સમાન ગતિ મ્હારી
ધર્મરાય ભણી ખેંચે, પ્રેમજ ખેંચે વિના ક્રમે પ્યારી "કાન્તા"

પોતે અધર લટકતો દેખાયો બહુજ શોકમાં પડયો. એકે દિશા ન સુજી એકલો રાત્રિના વખતમાં નિરાશ બન્યો, દુખમાં દુખ ભળ્યું અને નિદ્રા આવી ગઇ; તેમનું અવલોકન સ્વપ્નમાંજ કર્યું, સ્વપ્ને સ્વપ્નનો માર્ગ શોધ્યો વાંચનાર મન તેવું મોં આગળ જો......"હો ઘાતકી

"પ્રભુ તારે જો આવી રીતે બાજી બગાડવી હતી તો અન્યોન્ય પ્રેમ"
"સંયોગ કરવા દેવાને તારી આવી બુદી મતલબ કાંકરવા હતી? તને ન્યાયી"
"કહેનાર હવે તને ડગારો નહીં કહેશે? એક નિર્દોષબાળાને પરાયા પ્રેમમાં"
"ફસાવવાની કુદરતી કોશેશ કરી પાછળથી ખેંચી લેવામાં મોજ માન્યો,"
"એ હારા વિશ્વાસઘાતી પણાનો ઓછો દાખલો રજુ થયેલ કહેવાય?"
"કે? કાંટા સાથે જોડાયલી વેલી ઉછરશે નહીં એવું જાણતાંછતાં તેને"
"રીબાવાજ ત્યાં નાંખેછે કે? આવો કઠોર અને નિર્દય તું બનીશ તો"
"તારાપર શ્રદ્ધા કોણ રાખશે, ગરીબ બિચારી નારી દુખ ન સહન થતાં"
"કંટાળી આત્મઘાત કરશે તો તેનો પાપી તું નહીં કે? પહેલાં ઉમેદનો"
"આભ થોભાવી પછીથી તોડી પાડવા તત્પર થાય તે દગલબાજીનો"
"આરોપ તને નહીં કે? શું સંસારમાં આવા પણ દાખલા બને છે, કે"
"એકને માટે એમ ને બીજાને માટે જુદું. ઇશ્વર તારી કૃતી કેવી વિચિત્ર!"
"નિર્દોષ બિચારી ગંગા કેવી દશામાં! વ્હાલી! આ આપણા પર શો"
"કોપ? માયાળુ મમતાની મીઠી મહોરદાર થતાં તું હવે પરાઈ થઈ ર-"
"હીશ! અરસપરસ કંઇજ સંબંધ નહી રહેશે? હા. હું પરજન લેખાઇશ"
"તું પર સ્ત્રિ ગણાઇશ, ને એકજ વૃક્ષનાં નિવાસી પ્રેમીત પંખી અત્યારે"
"વનવન રઝળતાં થઇ જઇશું. હાઃ અફસોષ! આ શું થવા બેઠું છે? મને"
"મ્હારી કાળજી નથી, તું મ્હારા હાથથી ગઇ તેની ચિન્તા નથી પણ"
"તું જીવીશ કે કેમ! સુખી થઇશ કે નહીં! એજ ચિન્તાએ મારૂં મન"
"રૂંધી નાંખ્યું છે. ઓ ઇશ્વર! એકનાદાન અબળાને અગ્નિમાંથી બચાવી"
"લેવાનું અનુપમ માન ખાટી લ્હે? હવે ક્રૂર ન થા. મ્હારા પર"
"અવકૃપા થઇ તો મ્હારો સબંધ તોડાવ્યો પણ બીજાને તો સુખી"
"થવા દે? નહીંજ

વ્હાલી મણી? ઇશ્વર રૂઠયો હવે શું કરવું—
માત પિતા વેરી થયાં, તે દુખ ક્યાં જઇ રડી પડી કરીએ
રાજા લુંટે ઘરને, ફરિયાદી પછી કયાં જઇને કરીએ
"ચંદ્રકાન્ત ચંદ્રાવતિ"

"ગંગા? મેં તને પ્રેમ અર્પ્યો તે આવા થોડા વખતના પ્રસંગમાં ઝુરાવા"
"માટે? હું તારા જેવી મનોહર રૂપવતીના મહોદાર તરીકે લેખાત, તો"

"પછી નિર્ધન હત, નિરાધાર હત, કંગાલ હત, કે દુ:ખિ હત અથ-"
"વા રોગથી પણ પીડાતો હોત તોપણ ત્હારાં પ્રેમાળ વાક્યથી અને"
"સુંદર ચલણથી સર્વનો નાશ થયેલ સમજત. પણ ઓ પ્રેમાળ પૂત-
ળી? આ વિટંબના સહવા પ્હેલાં તો તું પરસ્ત્રિ થઇ ચુકી હશે? તે-
મ થવા પછી કદી તું તારો પ્રેમ કાયમ કરે તો પણ શું? એ
મૃત્યુ પાત્રજ છે. એ મરેલા પ્રેમને પછી એમનેએમ રાખે તો પણ શું,
કે ઉત્પન્ન કરે તોપણ શું? દાટે તો પણ શું, કે બાળે તોપણ શું? ધુળમાં
લથડતું પડી રહેવા દે તો પણ શું, કે જંગલી પશુઓ સુંથે તોપણ
શું? શીપમાંથી મોતી કાઢી લીધું પછી નકામી શીપ માટે શું ફાંફાં
મારવાં, ગમે તેમ પણ તેં મને એક દાખલો તો બેસાડીજ આપ્યો—

She Was His Life
The Oceon to the River of His thought
Which terminated all (Byron).

[તે તેનો પ્રાણ હતી અને તેના વિચારોની નદીયોનો તે સમુદ્ર
હતો તેણે સર્વેનો અંત આણ્યો.] "તેમ મ્હારે માટે તારાથી આ
સંસારનો અંત આવ્યો છે, એમ તને દોષ આપું તો ખોટું ગંગા?
"અંત આણતાં પેહેલાં તેં કૃશાકુમારીની લાલસા આપીછે ખરી, પણ"
"તે વૃથાછે કારણ તેમ બને તો ત્હારા માટે કાં આવી હાલત થાય?"
"કદી આપણે મળ્યાં ન હોત, પ્રેમ જોડાયો નહોત, અને તારૂં ભ-"
"વિષ્ય આમ ઉડ્યું હોત તો આ વખતે જે પીડા સહવી પડેછે તેમ"
"રહેવાત નહીં; તારૂં મન ભ્રમિત રહેશે, પરણેલ પતિમાં તારૂં ચિત્ત"
"ચોંટશે નહીં, અને તેથી તારો સંસાર તો વૃથા જશે; તેમ થતાં"
"કદી ઓ અભાગી ત્રિયા? તું આત્મઘાત તો નહીં કરીશ કેની? શું"
"વિદ્યામાં આટલી હદ રહી હશે?"

નિરાશી નિદ્રામાં નિશ્વાશ નાંખ્યો, ચિત્ત ચંચળ થવા માંડ્યું,
સઘળા વિચાર સૂકાઇ ગયા, આશાવન વિયોગાગ્નિએ બળી ભસ્મ થઈ
ગયું, અને પ્રેમ પરિતજ્ય કરી યોગ ધારણ કરવા વિચાર શોધ્યો.
તેમ કરવા જતાં પ્રેમ ચક્ષુએ વાર્યો, અને તેજ પ્રકાશથી જોવા
માંડ્યો આવેશમાં મુખથીજ લવારો કરવા મંડ્યો. "ગંગા? તું

કેવી સ્થિતીમાં હશે? ત્હારૂં અંગ છવીત હશે કે મૃત્સ પડ્યું”
“હશે? આપત્તિના તાપમાં તું છવતી હશે તો કેવી કૃપ બની”
હશે! પ્રેમરૂપી નિર્મળ જળ જેના હૃદયકમળ મૂળમાં સિંચાતું તે”
“સૂર્યના તાપમાં સુકાઇ જતાં કેવું નિર્માલ્ય બન્યું હશે? ચંદ્રના પ્ર-”
“કાશમાં પ્રફુલ્લિત રહેનાર કુમુદની? કૃષ્ણપક્ષમાં તારી કેવી ગતી થઇ”
“જતી હશે? આંબાપર વીંટલાયલી વેલી! તને ગોખરૂના કઠોર ઝા-”
“ડમાં કેમ ગમશે? મનપસંદ ભર્ત્તારની ભોક્તા થનાર તારૂણી?”
“તને બળાત્કારથી નવા અને અજાણ્યા, કોણ જાણે અભણ કે તામસી”
“પતિના કરમાં જતાં તારો આત્મા કેવો દુઃખ પામશે? તું નવા”
“સાસરવાસમાં જતાં ત્હારા સુખ દુઃખની વાત કોને કહીશ? ત્હારો”
“દિવસ કેમ ગાળીશ? ત્હારી આવી દશામાં ત્હારા સંસાર સુખ”
“ભાંડુઓ પોપટ અને કૃશ્રા કેમ રહી શકશે? માતપિતાથી વિખુટાં”
“થએલ બાળકો ત્હારા આધારમાં ધીરજ ધરતાં તેની કેવી વલે થશે?”
“તું એવાંને એકલાં કરી ચાલી જઇશ ત્યારે તારી અશ્રુનું ટપકતું”
“બિંદુ કેમ ટકી રહેશે? પુત્રિની જાત અને પરાધીન પુરૂપ અવશ્ય”
“કુટુંબનાં વિયોગી છેજ, પણ અણગમતા સંસારમાં ઝોળા ખાવા,”
“ને શું બળાત્કારેજ ઘસડી જવાથી અનાથ ભાંડુઓ દુઃખી થતાં”
“બચાવી લ્હેવાની તને તક નહીં મળે? કે તારા પરમેશ્વરને દયા નહીંજ”
“આવે? મ્હારા પાપમાં તારી આવી દશા થશે? શું એવાં જોડાં”
“સિદ્ધ કરવાને ઈશ્વર પણ ક્રૂરતા વાપરે છે? શું દ્રવ્ય એવું દિવ્ય”
“છે? હશે. હવે તો તુ “સુખી થા” એવુંજ ઇચ્છું. પણ ઇચ્છવા પ્હેલાં”
“મારૂં ખરીદેલ મણી બીજો ખરીદી જવાથી, અને મ્હારૂં નિર્માયેલું”
“કમળ બીજો ભ્રમર ચુંટી જવાથી, મને જે પશ્ચાતાપ થાયછે તે”
“અનિવાર્ય છે ઓ ભ્રમર!—”

વિશેષે કંપાતાં, અતિ ચપળ એનાં નયનજો;
અડીવારંવારે, અનુભવ ધરે સ્પર્શ સુખનો.
વળી એને કાને, ગુણ ગુણ રવે ગુંજ કરતો;
ખરે જાણે છાની, મદન વિષયી વાત વદતો.
વળી ઉંચા કરતી, નિજ કર ડરી, એ તુજ થકી;

અરે તું તો પીતો, અધર રતિ સર્વસ્વ ભુરકી.
અમે જોતા બેઠા, યુવતિ કુળની શોધ કરતા;
રહ્યા વા ખાતા તે, મધુકર થઈ તું જ સિધિ આ.

**શકુન્તલા—ઝ. ઊ. યાજ્ઞિક."**

"શકુન્તલા ઉપર ભ્રમરને ફરકતો જોઈ પૌરવ રાજ મહારાજ ખેદ બતાવી અન્યોક્તિ કરતો હોય તેમ બોલ્યો પણ અંતે "નિર્માણ થયેલ વસ્તુનો જે ભોક્તાર હોય તેજ ભોગવેછે" એમ ધારી ક્રોધથી નિરાશાપણામાં વિષમ અવસ્થાએ પહોંચ્યો "તેમાં તને શું દોષ આપું ?" "નીચ કંગાળ કંજુસને લાલચુ માબાપો પોતાની બાળાનું રક્ષણ" "કરવા બદલે, અસમજપણામાં એક રત્નને અગ્નિના તાપમાં બાળી દેવા" "હિમ્મત કરેછે તેને કંઇ વિચાર થતો હશે ?"

ગંગાની સાથનો વિરહ વિરામ કરી ફરીને અંતરની દાઝ અવિચારી માબાપોપર કાઢવા માંડી. અને જાણે વક્તા તરીકે ગંજાવર સભામાં ભાષણ આપતો હોય તેમ સ્વપ્નામાંજ બકવા લાગ્યો.

"આ ઘાતકીઓ ? કસાઈ ઘેર ગાય સોંપતાં શું તમને ખબર" "નથી કે તેનો વદ્ધ થશે ? ઉછરતા ઝાડને પાણી વગરના સ્થળમાં" "રાખશો તો શું બળી નહીં જશે ? અરે સમજો ? કંઇ જુવો ?" "મહા મ્હેનતે બાળકોને ઉછેરવાં, પૈસાનો ભોગ આપી ભણાવવાં" "તે તેમનું સંસાર સુખ નાશ કરવા માટે ? શું માબાપોની એવી" "ફરજ નથી કે પોતાની પુત્રીને સુખી કરવા કુલીન કુળ, વિદ્વાન પતિ" "અને યોગ્ય સૂખ સંપાદન થાય તેવું ઘર શોધવું ? શું આર્ય પ્રજામાં ઉ-" "ચિત ગણાતી, રાજ્ય કારભારમાં નિપુણ મનાતી, એવી નાગરીજ ના-" "તમાં પણ આવા કઢંગા રીવાજ પેસી જાય, અને તેને પુષ્ટિ આ-" "પી સહુકોઈ "ઉંટ બીલાડી લે ગઈ, હાંજી હા." કર્યા કરે, અને" "આવા અનાચારપર, લોકની, ધર્મની કે પોતાની તો નહીંજ, પણ" "નિર્દોષ બાળાપર આવી પડતી અધમગતીની પણ દરકાર ન કરે ?" "અફશોષ ! જ્યારે એવા શખ્સો આવા કાર્યને પુષ્ટિ આપશે તો" "ક્ષુદ્રોને શું દોષ દેવો ? એક વખત સાટું ચોકસ કરે, માલ થાપણ તરીકે" "ખરીદદાર મુકી જાય, અને તેની ગેરહાજરીમાં વેચનારને કાંઈ વધા-"

"રે નંદ્દે મળે તો તે વેચી ખાય! આવો અજ્ઞાન જાતિ જેવો ધારો પણ"
"ચાલે ખરોકે? કેવો જુલ્મ? કેવો અન્યાય? જનાવરો પેઠે માણ-"
"સોનાં પણ વિશ્વાસઘાતી વેચાણ ખત થતાં હશે શું! શું જ્ઞાતિમાં એથી"
"વિરૂદ્ધ વિચારના નહીં હશે? શું પ્રયાસ કરવા માંડે તો દુઃખિ બા-"
"ળાઓનાં દુઃખ નિવાર્ણ નહીં થશે? શું છતાં માબાપોએ પુત્રીઓ"
"અનાથ કહેવાય અને તેની હીણ પસ્તીની એસર જરાએ ન લાગે"
"હિંદુપ્રજાની અસમંતી છતાં અયોગ્ય લાગવાથી સરકારે "સમંતી-"
"વચનો" ધારો પ્રસાર્યો, તેમ" જ્ઞાતિના પ્રમુખોની આંખ નહીં"
"ઉઘડવાથી ફક્ત એક સુપ્રચાર કરી નિર્દોષ બાળકીઓને પી-"
"ડાથી બચાવવા અને ન્યાયને પુષ્ટિ આપવા ખાતરજ આ કન્યા-"
"વિક્રયનો ધારો નાશ કરવા સરકાર જ્ઞાતિને દબાણ ન કરી શકે?"
"જ્યારે આમજ સદાકાળ ચાલશે તો સંસાર કારભાર અને"
"શ્રષ્ટિ નિયમ કેમ નીભશે? બિચારા ગરીબો દ્રવ્ય ક્યાંથી કાઢશે?"
"અને એમ કરતાં તૈયાર થશે તો વધારે પૈસા દઈ દુષ્ટ સંપત્તિવાન"
"કન્યા ઝુંટાવી લ્હેશે ત્યારે પ્રજાનો ફેલાવો શી રીતે થશે? શું ગા-"
"ડરીયાપ્રવાહમાં ઘસડાતા માબાપો પોતાની પુત્રિઓનાં દુઃખ દુર"
"કરવાને યોગ્ય ઉપાય નહીં લ્હેશે? જો આવી રીતે કાયમ ચાલશે"
"તો થોડાજ વખતમાં કુળવાન શ્રષ્ટિનો વિનાશ થશે?"

કેમજાણે ગંગાની વતી હિમાયતી તરીકે પોતેજ કુટીલ કુટં-બીયોને શ્રાપ આપતો અંછે સક્રોધે સભા વીખેરી ચાલ્યો જતો હોય, અને ગંગા તેને એકાન્ત સ્થળમાં છેલ્લી ભેટ કરવા ઉભો રાખતી હોય તેવો સ્વપ્નાભાસ થયો ગંગા રોતી પાસે આવી. રસિક ઉભો રહ્યો. પોતાનો રોષ આ માર્ગે ઉતાર્યો. ગંગાને બોધ દેતાં તેની મલીન કાન્તિપર દયા બતાવતો હોય તેવો દેખાયો.

ગંગા આ તારી કેવી દશા?

वसनेपरिधूसरेवसानां ।
नियमक्षाममुखीधृतैकवेणिः ॥
अतिनिष्करुणस्य शुद्धशीला ।
ममदीर्घंविरहव्रतं बिभर्ति ॥ अभिज्ञानशाकुन्तलम्.

દુષ્યંતને શકુન્તલાની સ્થિતીપર દયા છુટી હતી તેમ બતાવા લાગ્યો.

ગંગાનાં પડતાં આંસુને અટકાવા માંડ્યો, અને બોલ્યો–"તું રડી હવે શું કરીશ ! સર્વ આશા તજી ત્હારા જીંદગીના જડેલા ભર્તારને તારૂં જીવન સોંપીદે."

"સારે તેમ કરૂં?" થંભી રહી–"જાઉં?" રડતી આંખે લાચારગની રજા લ્હેતી હોય તેમ ગંગા બોલી. પ્રેમાકર્ષણ થયો, હૃદય પીંગળ્યું. કોઈ બાજુ જવા હિમ્મત ન ચાલી. રસિક નીચું જોઇ રહ્યો. પ્રત્યુત્તર આપવાની વિશુદ્ધિ જતી રહી. ઉભયની આંખમાં દયાની લાગણીનાં આંસુ આવ્યાં ને દર્શનની છેલ્લી ઘડીથી પ્રેમની છેલ્લી ભેટનો અંત આવ્યો જાણી રસિક રડ્યો."

"મ્હારાં ભાંડુને સંભાળશો એ મને વિશ્વાસ છે. પણ મ્હારી જીવનની છેલ્લી ઘડીના પ્રણામ કરી જાઉં તો કૃષ્ણાને લહી સુખી થજો" —ગંગા એટલું બોલી કંટાળતી આંસુ લ્હોતી દુર ચાલી. છેલ્લા વાક્યથી રસિક ગભરાગો. ગંગાને આત્મઘાત કરવા જતી જોઈ પકડવા દોડ્યો. અંતે પકડી બોલ્યો "એવું સાહસ?"—ગંગા તરછોડી રડતી ચાલી જવા ધારતી હોય તેમ હઠ કરવા લાગી. અંતે જોસથી કાંડુ છોડાવ્યું, દુર દોડી. ગંગા ચાલી ગઈ. સ્વપ્નવસ્થામાં આટલી હાલત બની, પણ જેવો રસિક પકડવા દોડ્યો તેવોજ આવેશમાં પલંગ ઉપરથી ખરેખર દોડ્યો અને નીચે પડ્યો. નિંદ્રા ઉડીજતાં આંખ ઉઘાડી જોયું તો કંઈ ન જણાયું– કેવી ગંગા, ને કોણ પોતે, કેવું સ્થળને કેવો પ્રેમ? આશ્ચર્ય લાગ્યું, ગભરાટમાં પડ્યો વિભ્રમ થયો, દીવો બળતો દેખાયો, બારણાં બંધ જોયાં, પ્રભાત થવાનો વખત નિહાળ્યો, ઘડીયાળમાં પાંચ વાગ્યા, સ્વપ્નું લાગ્યું, શંકા થઈ, "ત્રણ વર્ષપર બનેલ બનાવ સ્વપ્ન માર્ગે નવોજ અનુભવવાથી આ ભ્રમણા થઈ," એમ જણાયું. શાન્ત થયેલ વિયોગ ઉત્પન્ન થયો, કૃષ્ણાકુમારી માટે ધારેલ આશા, તે આશા સિદ્ધ કરવા ગંગા માટે રાખેલ બ્રહ્મચર્ય, અને એ બ્રહ્મચર્યમાં પણ કંઈ વિસરી ગયેલ વાત તાજી થવાનો આવેશ આવ્યો. ભૂલાયલા પ્રસંગો યાદ આણ્યા. પલંગપર બેઠો. સ્વપ્ન કે ખરૂં તેની વિવિધ કલ્પનાઓ થઇ, સ્વપ્ન ખરૂં ઠર્યું. છેલ્લી વિયોગ વાર્તાનો યથાસ્થિત પ્રસ્તાર ત્રણ વર્ષને અંતે યાદ આણી પશ્ચાતાપ કરવા બેઠો.

स्वप्नोनुमायानुमतिभ्रमोनु ।
क्लिष्टंनु तावत्फलमेवपुन्यम् ॥
असाभ्निवृत्त्यै तदतीतमेव।
मनोरथानाम तटप्रपातः ॥

વળી—

साक्षात्प्रियामुपगतामपहायपूर्वं।
चित्रार्पितांमहूरिमांवहुमन्यमानः ॥
स्रोतोवहांपथिनिकामजलामतोत्य ।
जातःसखेप्रणयवान्मृगतृष्णिकायाम् ॥
"अभिज्ञानशाकुन्तलम्"

અતે પ્રેમના ડંખમાં તાજો થયેલો રસિક નવા દુઃખારાથી ત્રાસિત થવા માંડયો, અને વિયોગ વેદનામાં દુઃખી થવા લાગ્યો. પોતે એક જાણીતાને પંકાયલા ડાકટરના માનવંત હોદ્દાથી હજારો-રોગીયોને શાન્ત કરેલ તે આ ડંખના કારી ઝેરને શાન્ત કરી શક્યો નહીં. ઘણા વૈદ્યો મળ્યા પણ રોગ ન પરખાય તેનું શું ઓસડ કરે? આખર સ્વપ્નમાં ઉત્પન્ન થયેલ ડંખ વૃદ્ધિ પામવા માંડયો, અને એ પ્રેમ નામનું ઝેર આખા અંગમાં પ્રવર્ત્ત થવા લાગ્યું.

વાંચનાર ! પ્રેમ એવો તીવ્ર હશે કે વગર સજાયલા અર્થાત કટાયલા હથિયારે પણ નાશ કરી શકે ? જો એમ હોય ત્યારે પ્રેમની પરિસીમા કેવી ?

---

## પ્રકરણ ૨ જું.

### "પ્રેમની પરિસીમા."

પ્રેમ વિષે મીલ્ટન કહેછે કે—

By Which to Heavenly Lave Thou Mayst ascend.
( *Milton*)

વળી—नकठोरं नवा तिक्ष्णमायुद्धं पुष्प धन्वनः ।

तथापिजीतमेवाऽसीदमुनाभूवनत्रयं ॥
एकंवस्तुद्विधाकर्त्तुंबहवःसन्तिधन्विनः।
धन्वीसमारएवेकोद्वयेरैक्यंकरोतियः ॥

મી. લોંગનું વાકયછે કે–

Lave is the Root of Creation; God's essence.

**લોંગફેલો ઑથર અમેરિકા.**

શાસ્ત્ર વદેછે કે—"स्नेहानीमूलानीदुःखानी"

મહાન્ કવિ શેક્સપીયર બોલેછે કે–

It's the Stor to every Wandering bark Whose Worth's Unkhoun, although his height be Taken. "*Shakespiare*"

રતિ પતિ ગતિ અતિ અટપટી, યતિ સતિ મતિ હઠ જાય;
ફસેન નિકસે કો ચતુર, રાબ રાગી યું ગાય—

**"દયારામ કૃત પ્રેમરસ"**

## શાર્દુલવિક્રિડીત.

પ્રેમાંધી જીવ કોટિધા ઝુરિ મરે, પ્રેમાંધના પાસમાં;
આશા નાશ થશે તથા પિનવ તે, છોડે મહા ત્રાસમાં.
પીડા દેહ સહે તજે ગૃહ તથા, સંસાર સ્નો કરે;
તોયે પ્રેમ પુરો પડે નહિં હૃદે, અંતે દુખેથી મરે.

પ્રેમના ભેદ અનેક પ્રકારના છે. જેમ શરીરમાં જેટલીં જાતની નસો આદિ પ્રકાર છે તેમજ પ્રેમમાં વિવિધ જાતની સંકલનાદી પ્રકાર છે. જેવા કે સદ્ગુણ પુરૂષને કૂલટા સ્ત્રિ, કાચા કાનનો પીતાને પરાક્રમી પુત્ર, સાવકી માતાને સમજુ બાળક, ગુણવાન મિત્રને કૃતઘ્ની સ્નેહી, અવિચળ સ્નેહની સીમા, વિરોધી બંધુદ્રોહી, સજોડ દમ્પતી, ઇત્યાદી અનેક પ્રકારના પ્રેમછે. તેના ભેદ જેવા કે, કેટલાંક નિતીમય પ્રેમે ઝુરતાં પ્રાણી, કેટલાક નજરે નીહાળી મોહવશ પડતા જીવો, અને કેટલાંક ખરા પ્રેમે વિનાશ થતાં માનવી; કેટલાં દયાપર દાઝતાં, કેટલાંક રૂપ ઉપર મોહાતાં, કેટલાંક સમાનુગુણ, વય અને વિદ્યાપર અથડાતાં, કેટલાંક વાણી ઉપર લથડાતાં, કેટલાંક આશા ઉપર પટ-

કાતાં, કોઇને કામની આશા, કોઇને ભક્તિની ઉમેદ, કોઇને કિર્તીની જીજ્ઞાસા, કોઇને લક્ષ્મીની લાલસા, કોઇને સંતતિની અભિલાષ અને સર્વ કોઇને પ્રેમના સુખી સંસારમાં સંતોષ લ્હેવાની મમતા એમ વિવિધ જાતની સંકળનાથી જોડાયલાં પ્રેમાધીન પ્રાણીઓનો પ્રેમ કયો?—

દશરથને કૈકૈનો પ્રેમ, જગદેવને ઉદિત્યાદિતનો પ્રેમ, ધ્રુવને કુમતિનો પ્રેમ, રાવણને વિભીષણનો પ્રેમ, હિરણ્યકસ્યપને પ્રલ્હાદનો પ્રેમ, સુદામાને કૃષ્નનો પ્રેમ, હેક્ટરને સોવર્થિનો પ્રેમ, ચાંપરાજ પહાડસિંહનો પ્રેમ, કૌરવને પાંડવનો પ્રેમ, ભરત ને રામનો પ્રેમ, પ્રલ્હાદ ને નૃસિંહનો પ્રેમ, સુભદ્રા ને અર્જુનનો પ્રેમ, રૂક્ષ્મણી ને કૃષ્નનો પ્રેમ, સીતા ને રઘુવરનો પ્રેમ, સાવિત્રીને સત્યવાનનો પ્રેમ, ઇંદ્રજીત ને સુલોચનાનો પ્રેમ, નળ ને દમયંતીનો પ્રેમ, ઇંદ્ર ને અહલ્યાનો પ્રેમ, તારા ને બ્રહસ્પતિનો પ્રેમ, ચંદ્ર ને રોહીણીનો પ્રેમ, કૃષ્ન ને ગોપીયોનો પ્રેમ, શ્રંગી ને રંભાનો પ્રેમ, સાનુમતિ ને વિશ્વામિત્રનો પ્રેમ, શકુન્તલા ને દુષ્યંતનો પ્રેમ, મદલેખા ને પુંડરીકનો પ્રેમ, કાદમ્બરી ને ચંદ્રાપીડનો પ્રેમ, રોમીયો ને જુલીયટનો પ્રેમ, લયલી ને મજનુનો પ્રેમ, શિરીન ને ફરહાદનો પ્રેમ, તાજુલ્મુલ્ક ને બકાવલીનો પ્રેમ એમ અગણીત જાતના પ્રેમ દિગ્અંધ પ્રાણીઓ જેમ "જળના કીડા જળમાંજ નાશ પામે છે તુરંગના કેદીઓ તુરંગમાંજ નાશ થાય છે છાણના કીડા છાણમાંજ મરી જાયછે, અને ભક્તિ પ્રેમના જીવો સ્વર્ગમાંજ મોક્ષ પામે છે, તેમ મનસ્વી પ્રેમના મન માનતા પુરમાં લુપ્ત થયેલા પ્રેમી પ્રાણીઓ પ્રેમમાંજ પોતાની જીવનગતિ પુરી કરે છે.

ભ્રમર ને કુંજલત્તા, પતંગ ને દીપક, સર્પ ને મુરલી, ચાતક ને વર્ષા, ચકોર ને ચંદ્ર, હારળ ને લાકડું, જળ ને માછલું, કમળ ને સૂર્ય, કુમુદની નેઉડુરાજ, ઇત્યાદી અનેકધા પ્રાણીઓ પરવશ પડેલી પ્રેમદોરીના ખેંચાણમાં સહજ દોરાઈ ખુશાલ પોતાની ખ્વારી કરેછે.

અલબત પ્રેમ સિવાય કોઈ ચિજ હોતી નથી. પ્રેમ વિના સંસાર નિસ્તેજ છે, પ્રેમ વગર કોઈ જીવી શકતું નથી, સંસારી પ્રા-

ણીઓને પ્રેમ એ જીવન ગુજારવાનું ઉત્તમ સ્થાન છે, પ્રેમ વગર સુખ દુ:ખ મળતું નથી, પ્રેમ વગર મોક્ષ પમાતો નથી, પ્રેમવિના ભૂમિકા નપુશકછે, પ્રેમી માણસને દિવસ રાત્રિ સરખાં જાયછે, જોકે વિયોગની ઘડી વર્ષ તુલ્યછે પણ પ્રેમનું વર્ષ ઘડી સમાન જાયછે, તોપણ પ્રેમ એ સંસારના સુખ દુ:ખના મોજામાં ધસડાવાનો એક મછવો છે. એક અંગ્રેજ કવિ લખેછે કે—

"Lave the Very Life-Breath of the Heart"-"Moore."

"પ્રેમ તે હૃદયનો ખરો પ્રાણ છે"—એક રસિક કવિ જણાવેછે કે-

ઘાયલના દુ:ખનેરે, કાયર તે શું પ્રીછે;
અજ્ઞાની લ્હે નહીંરે, રતિની ગતિ શીછે?
નીમ સર્વે નાસેરે, જ્યારે પ્રેમ તે વ્યાપે;
મોટી મન મોહીનીરે, બીજી પ્રિતિથી ન મળે.
પણ ઝડ જુવો લોઢું રે, **ચમકને** દેખી ચળે-**"પ્રેમપરિક્ષા"**

કૃશ્નના પ્રેમમાં ગોપીયોનું વચન—

ઉદ્ધવ સ્નેહતણું દુ:ખ સગપણથી અધિક ગણુંરે લોલ.
અનુભવિનું અંતર જાણે, મુખડે શું ભણુંરે લોલ.

દયારામકૃત **"વિરહવિલાસ"**

મેઘદૂતમાં એ વિશે લખેછે કે—

તમઅંશથી પશુ શીલવિકાર થાયછે, પ્રેમ રાગના અંશમાં ચડતાં ચડતાં પ્રેમ નિર્મળ થાયછે. ... ... ... ... ... "મેઘદૂત"

પ્રેમ તો એવો રસિક પણ તેની સિમા કેવી હશે? વાચક? તું પ્રેમનાં પૂર્ણ ઘોંટાળામાં પેસી ગયો છે તો હવે સીમા માર્ગ પકડી લે, અને બિચારા રસિકચંદ્રના દુ:ખી સંસારમાં આવ્ય, કે તેની હદ આવી જાય.

ઘાયલ થયેલો રસિક ચંદ્ર ઉઠયો, તેનું મુખ ગ્લાની પામ્યું, મનનો વેગ પ્રેમ તરફ દોડયો તેમ તેની લગામ છુટી મુકી દીધી. અને ભ્રમિત થયેલો બ્રહ્મચારી પલંગ પરથી ઉઠી બ્હાર પ્રધાન્ય ખંડમાં આવી ટેબલ પાસે પડેલ આરામખુરસીપર સૂતો, એટલે ટેબલ ઉપર આવી પડેલાં વર્તમાપત્રો ઉપર નજર પડી. તુરતજ લાંબો

હાથ કરી એક વર્તમાન લ્હેતાં અઠવાડીક "કૈસરેહીંદ" નામનું પારસી ગુજરાતી પત્ર મળી આવ્યું, અને અંદર આવેલ વિષય દષ્ટિ તળે નાંખતાં નીચેનો આર્ટિકલ નજરે પડ્યો.

**"કામા હોસ્પીટલમાં એક પ્રસુત હિંદુ સ્ત્રિની ભય ભરેલી માંદગી"** કાઠીયાવાડના દેવલપુર ગામની એક નાગર ગૃહસ્થની "સગર્ભા સ્ત્રિ ઘણા માસ થયાં પીડાતીદેશથીઅહીં આવતાં ગઇ કાલ" "રાત્રે અકળાયલીજાણીતેના લાગતા વળગતાઓએ નિરૂપાયે **"કામા"** **"હોસ્પીટલના સુવાવડ ખાનાની"** મદદ લેવરાવી હતી. ત્યાં ગર્ભથી" "પીડાતાં ત્યાંનીઅંગ્રેજ મીડવાઇફનીહાજરી તળેમોડી રાત્રે એક નિર્જીવ" "જેવા બાળકનો જન્મ આપ્યો હતો, પ્રસવ થયા પછી ઘણોવખત" "સુધી એ ઓરત બેભાન હાલતમાં પીડાતી હોવાથી તેનીસારવાર" "માટે ખાસ બે બાઇઓનેરોકવામાં આવી હતી, અહીં તેનું અંગતનુ" "સગું કોઈ નથી. અવતરેલું બાળક બે ઘડી રહી મરી ગયું છે, અને" 'પ્રસુત સ્ત્રિ ભય ભરેલી માંદગી ભોગવે છે."

"નવલ નહીં હોય," હર્ષાવેશમાં બરડી ઉઠયો. અને પૌરવરાજ મહારાજાને મુદ્રિકા જોતાં એકાએક શકુન્તલાનું સ્મરણ થયું હોય તેમ રસિક ચંદ્રના મુખ ઉપર આભાસ થયો. પણ દુષ્યંતે શકુન્તલાને તિરસ્કાર કરવાથી ખેદ થયો હતો તો આ ચંદ્રને વિખુટાપણાથી ગંગાને નિશ્ચય કરી મળવાના મ્હોટા અધીરાપણામાં ખેદ થવા લાગ્યો અને સૂર્યના તાપથી કુમુદની સંકોચાઇ જાય તેમ પ્રથમતો તેની મનોવૃતિ ખીન્ન થઇ ગઇ, અંતકરણમાં અવનવા વિચારનો શેરડો પડ્યો. હૃદયને ખરૂં કરવા પોતાના મનનેજ ફોસલાવા મંડયો "ગંગા નહીં, એતો સ્વપ્નાની સુક્ષ્મ કલ્પના" ગણી ઘણું મનને વાર્યું પણ નદીનો પુરનો સામો વેગ જેમ ચડતા પાણીને હડસેલે તેમ રસિકના મનમાં ગંગા વિષે નિશ્ચય ઉતર્યું. એક કલ્પનામાં તે ફાવ્યો. અને મનપર "મળશે" એવી અસરનાં ચિન્હ જણાયાં. ભિન્ન અસર ભિન્ન માર્ગે ગઇ, એક રાત્રિના સ્વપ્નમાં અરતો દય પ્રેમ સાથે પૂર્વે છેદાયલું જીવનિકા મૂળ પુનઃ પ્રાપ્ત થયું

એક માણસને અમુક જાતની વિભ્રમણા થાયછે ત્યારે ધારેલી ચીજ વીના બીજું કંઇ દેખતોજ નથી. એ વસ્તુ ખોટી હોય તે

છતાં ખરી માને છે. અદ્રષ્ય હોય છતાં પોતાની નજર કને ખડી કરે છે. અને; "અહીં છે તહીં છે" એમ વ્હેમાવેશમાં ગાંડા બનેલા રસીલાઓ પોતાનો આવેશ પુરો કરે છે, હૃદય તાપને શાન્ત કરવા નહીં મળતાં મનના વિચારથીજ સંતોષ માને છે.

રસિકને માટે તો દેશી કહેવત મુજબ "દિવસે દેખેલુ તેવું સ્વપ્ને સીંચાય" એથીતો ઉલટું થયું અને આગલે દિવસે તો નહીં ધારેલું પણ પાછલે દિવસે થવાનું તે આગલી રાત્રે સ્વપ્નામાં પ્રવેશીત થયું.

"નવલગંગા ગર્ભના સુકાવાથી પીડીત થયેલી હોય અને અ-"
"હીં દવા કરાવા શું આવી હોય નહીં? ખચીત અગાઉ સાંભળેલી"
"વાત ખરી કાં ન થાય! ગંગા માંદગી ભોગવે છે એમતો ખબર મળી"
"હતી, તો કદી ઉપલાજ દર્દથી રીબાતી અહીં કાં ન આવે. મ્હારા"
"વારવા મુજબ મનુલાલ નામે ગૃહસ્થ **નવલશંકર**નો૧ મિત્રછે તેથી"
"તેને ત્યાં ઉતર્યાં હોય ને તેનો ધણી સાથે આવેલ ન હોય અને રાત્રે"
"એકદમ પીડા વૃધી હોય તથા મંનુલાલનાં સ્ત્રિ કુટંબ બ્હાર ગામ"
"ગયેલ હોયતો હોસ્પીટલમાં જવું ન પડે? મંનુલાલ કંઇ અંગતનો"
"સગો કહેવાય? કદી "એક પંથને બેકાજ" એમ ધારી પોતાની"
"તબીયત સુધારવાને બ્હાનું કાઢી એ મિષે મને મળવા તો નહીં"
આવી હોય?"......"કાં ન બને?"......ખચીતજ." મનને નિશ્ચય થયું, સ્વપ્નું ખરૂં ઠર્યું, વર્તમાનમાં આવેલ આર્ટીકલે રસિકને ગાંડો બનાવી દીધો, ત્રણ વર્ષ પાળેલ બ્રહ્મચર્યને વરદાન મળ્યું જણાયું. અંતે નજરે નિહાળી ફક્ત જીજ્ઞાસા તૃપ્ત કરવાનો સંસાર માર્ગ મળ્યો. હૃદય પ્રફુલીત થયું. છેલ્લી ભેટના વિયોગી પત્રમાં કૃષ્ણાની આપેલ આશા ખરી થવા કલપ્યું અને "કેવી રીતે શોધ કરવી? કેમ મળવું?" ઇત્યાદી પ્રશ્નોત્તર ઘડી અવલોકન કરવા બેઠો. ચિતાર મનપર લાવવા માંડયો જોકે એ ચિતાર અધીરા મનડાને દુઃખદાયક છે, નિરાશીત છે, પાપિષ્ટ છે, નિર્માલ્ય છે, વૃથાછે તોપણ જેમ રોગી માણસને ઝેરી ઓસડ આપનાર પણ વૈદ્ય વ્હાલો છે તેમ પ્રેમીજનને જ્યાંસુધી પ્રેમનો આવેશ છે ત્યાં સુધી તે જીવનને સુધારક

૧ નાયક નાયકાનાં ઉપનામ એકત્ર હોવાથી ટુંકાક્ષરમાં ઓળખાવવા નાયકના પ્રથમાક્ષર બાળબોધમાં લખેલા છે.

માને છે. ને અફીણી જેમ અફીણના આવેશમાં મદમત્ત રહેછે તેમ આવા ગાંડા જનો, પ્રેમીજન પાસે ન મળતાં મોઢેથીજ લવારો કરીને મનને રાજી રાખવા પણ એજ માર્ગમાં કાંટાનાં ઝાડોને ન ગણકારી હર્ષમાંજ ચાલ્યા જાય છે. તેમાં વળી રસિક માટે તો બેવડું કારણ છે. કેમકે જેમ વાંઝીયાને ઘણે કાળે સાંપડેલ પુત્ર ઈશ્વર એકાએક ખેંચી લ્હે, નિર્ધનને મહા મ્હેનતે મળેલી લક્ષ્મી લૂટારા લૂટી લ્હે, અને ઘણાશ્રમે મેળવેલું મિષ્ટાન કોઈ ઝુંટી લ્હે અને ખેદ થાય પણ ફરી તેથી પણ સુંદરને અધિક પ્રિય સાંપડતાં હર્ષ થાય તેમ હાથમાં આવેલું રત્ન ચુટાઈ જતાં ફરીને ફક્ત જોવાની લાલસાથીજ શાન્તિ છે એવાજ હર્ષમાં સંતોષ માનવા બેઠેલાને વિવિધ કલ્પનાઓ થાય, એ અસંભવિત કહેવાયજ નહીં. "ઉંટને ઉકરડે ચડ્યું, ભાવતું" હતું ને વૈદે કહ્યું" એકતો ગંગાના સ્રોતમાં મન ઉછળી રહેલું હતુ અને તેમાં વળી વર્તમાનપત્રે શંકારૂપી પુર આણ્યું તેમ બમણો વેગ થવા" લાગ્યો અને ભ્રમિત વિદ્વાન વિચાર સ્રોતમાં ઘસડાવા લાગ્યો. એટલુંજ નહીં પણ એ સ્રોતના સીંચાવાથી ઉમેદ ઝાડને કમળીયાં ખીલવા માંડ્યાં અને ફુલ ફળ થવા સુદ્ધાનાં ચિન્હ જણાવા લાગ્યાં. અંતે "ગંગા શી રીતે મળે એ નિશ્ચય કરવા ઉપાય શોધવા માંડ્યો મંજુલા-" "લ સાથે મ્હારે પરિચય નથી તે છતાં કેમ ગંગા વિશે પુછી શકાય," "એ મને ઓળખેછે જેથી હું પુછવા જતાં મ્હારા માટે શકમંદ થશે તો?" એમ ચોરની આંખે અંધારું અને કમળાની આંખે પીળું દેખાયું.

"કદી સુવાવડ ખાતાની ખાનગીજ ભેટ લ્હેવા જઈશ અને ન-"
"વલગંગા એક પરણેલી મહોરદારના મહા અંકુરે મ્હારી ભેટ સ્વી-"
"કારવા નાકબુલ કરશે તો મ્હારા માટે ડાક્ટરો શું મત બાંધશે? હું"
"અંગતનો સગો કહીશ, કદી ડાક્ટરછું. એમ જણાવીશ તો ગંગાને"
"ભેટવા પ્હેલાં પુછાવશે અને ના કહેશે તો ? હું ઉત્તમ આબરૂદાર"
"ડાક્ટર છું તોપણ સ્રિવર્ગ છે, જોખમ ભરેલો હોદ્દો છે અને જન"
"વર્ગનો જુદોજ અમલ છે તેમાં મારાથી દબાણ કે ભલામણ પણ"
"કેમ લ્હેવાશે. મનને ખેદ થશે, વખત વૃથા જશે, હું ગાંડામાં ગણા-"
"ઈશ, સુંદરીને કલંક બેસશે, નંદરાયનું થશે, અને લોકો હસશે તે"

"જુદું. મ્હારે તેને બીજો શું સંબંધછે ? કોણતે ? કોણ હું ? ઘણાં વર્ષ"
"વિતી ગયાં, નવાંજુનાં થઈ ગયાં, પ્રેમપાસ તૂટી ગયો, તે નવી દુનિ-"
"યામાં વસી, હું પરજન કહેવાયો, ત્યારે સીપમાંથી મોતી ચૂંટાઇ ગયા"
"પછી નકામી સડીગયેલી માટીનું લેપન શું કરવું? હશે, જવાદે જી"-
વ?" વિચાર માલ તૂટી, ઉમેદ રેંટ બંધ પડયો, પોતેજ ખાંડયું અને
પોતેજ ઓધાવ્યું.

"ન જવું?" મનને પુછ્યું. આત્માને સાક્ષી રાખ્યો; "નજવા-"
"થીજ આશાનો કોટ નિશ્ચય થતો હોય તો પછી આજસુધી આવી"
"બ્રહ્મચર્ય હાલતમાં રહેવાની જરૂર શી? તેમના જીવન પ્રેમની આ-"
"શાતો છે નહીં, તેમના સંસારને નિસ્તેજ કરવાની ધારણા રાખી નથી,"
"કે તેના ધણીએ ઝુંટી લીધેલ એ મોતીને અકિમતી કરાવા વૈર લ્હેવું"
"નથી, આતો નિશ્ચય વાતછે. મન કહેછે જવું તો આત્મા કયાં રોકેછે?"
"મન નિતીમય છે તો આત્મા સાક્ષર ભૂત થશેજ. બન્નેની મનોવૃત્તિ"
"કાયમ છે તો પછી કોણ છળવાનું હતું. એમની ભેટથી ગુચવાયેલો"
"માર્ગ મળશે, અને હું સુખી થઈશ. તે પોતાની વીતક વાર્તા કહેશે,"
"હું શાન્તિ આપીશ. બન્નેનો ભેદ ખુલ્લો થશે. તેને તે માર્ગે વળાવીશ,"
"હું મારે માર્ગે વળીશ. મ્હારા મનમાં શંકા કરૂંછું કે તે મને નહીં મળે"
"અને મ્હારી ભેટ નહીં લ્હે એવુંતો કલ્પવું ખોટુંજ છે. જેના પ્રેમનું"
"હદ બાહેર પરિચિન્તવન; જેના મનની આવી લાગણી તે શું ભેટવા"
"માટે ના પાડે? હાથમાં અનાયાસે આવી ચડેલા રત્નને કાં ન ત-"
"પાસવું? મળવુંતો ખરૂં, "વાગ્યું તો તીર નીકર તુકો" મળતા પ્હેલાં"
"તેના ધણીને ખોટી શંકા ન ઉપજે ને નિર્દોષ તારૂણીને મિથ્યા અપ-"
"વાદ ન આવે એ પૂરતી સંભાળ રાખવાની જરૂર છે. "લેને ગઈ પૂત,"
"ઓર ખોઈ આઇ ખસમ" એવું થવું ન જોઇએ. હું હવે કંઈ તેનું"
"પૂરૂં કરવાનો કહેવાઇશ ? જ્યારે એવી લોકકહેણી છે તો પછી તેમના"
"પતિથી વિખુટી કરી થોડું પણ લજ્જા સુખ છે તે છોડાવી નાહક"
"દુઃખમાં નાંખવી શું? અરે પ્રભુ નાગરી નાતમાં તે શા માટે જન્મ"
"આપ્યો? મ્હારા જવાથી મ્હારો સ્વાર્થ કદી સુધરે તોપણ ગંગાને"
"જો દુઃખ થાય તો એ સ્વાર્થ કરતાં દુરથી કરેલો પરાર્થ કોટી દરજ્જે"
"ઉત્તમછે—જો કંઈ આશાછે, કંઈસંસારનો સ્વાર્થછે, તો છેલ્લીજ ભેટજ"

"છે અને તે પણ તેમની ઇચ્છાનુસાર કૃશાને વરવું. તેમાં જો નિષ્ફ-"
"ળતા થઈ તો બ્રહ્મચર્ય તો તૈયારજછે. મનુષ્યમાં વસેલા છે, પછી"
"તિર્થોમાં જઇને વસશું! લોકો સ્ત્રિ મોહનો અપવાદ આપશે તો મેં"
"સરસ્વતિચંદ્રનું કર્યું નથી. મ્હારે મન યોગ કઠીણ્યજ નથી. ક્યાં"
"સ્ત્રિ પુત્રની વ્યાધી છે? ક્યાં કુટુંબોની શ્રદ્ધા છે?"

संसारोदधिनिस्तार, पदवीनदवीयसी ।
अन्तरादुस्तरानस्यु र्यदिरेमदिरेक्षण ॥

भर्त्रहरिशतकः

"સંસારમાં શું છે? અવિનવી જાતની ખટપટો, જ્યાં સુધી ગં-"
"ગા જેવી સાધવી હોય ત્યાં સુધીતો ઠીક, પણ કોઈ કુલટા આવી"
"હોય તો વગર યોગે યોગ, પ્રતિદીનના કલેશ અને તેની સંભાળને માટે"
"વેચવું પડતું શરીર, પાપીષ્ટ કરવા જોઈતા કાવા દાવા, લોભ"
"ક્ષોભ ને મમતા. વેઠ કરવી પડે, આપદાઓ ભોગવવી પડે, લાચારી"
"ખુશામત સહેવવી પડે, જ્યાં ત્યાં શરણ થવું પડે, એ શા માટે?"
"ખોટા પ્રેમમાં ફસી શું કરવું?

An Laving thou dost will, In Passian not;"—*Miltom*

"ઘર છોડ્યું, માબાપ ગયાં, દેશ દૂર કીધો, ત્યારે કોના માટે"
"મમતા કરવી? દુનિયાં ખોટી છે, આ દેહ ક્ષણ ભંગુર અને નાશવંત"
છે, ત્યારે?

एतस्माद्विरमेन्द्रियार्थ गहना, दायासदादाशुच ।
श्रेयामार्गमशेपदुःखशमनं, व्यापारदक्षंक्षणम् ॥
शान्तंभावमुपैहिशत्यजानिजां, कल्लोललोलांमति ।
भूयोभाभजभंगुरांभवरातिं चेत्तमासिदाधुना ॥

भर्त्तहरि "वैराग्यशतकम्"

"પણ જીવ? સાહસ ન કરવું. હદબાહેર ન જવું, લોકની જાહી"
કહેણીમાં ન આવવું. હજુ સંસારી છે, યાગ ગુપ્ત છે, છેલ્લેતો એ"

"નિશ્ચયજ છે, તેથી ભેખ વગોવવો નહીં, પણ પૂરો કરવો. જે માટે "આજ દિવસ સુધી તપ કીધું, અને વર મળવાનો વખત આવ્યો, "ત્યારે ગાંડુ થવું આ કેવી મુર્ખતા? હવેતો ધીરજ ધરવી. તપાસ કરવી, અને છેવટના પ્રત્યુત્તરમાં યોગ માર્ગ મેળવવો.

વાંચનાર! આવો નિશ્ચય કરનાર **રસિક** ગાંડો કહેવાય? **રસિક** ગાંડો નહીં, પણ આપણા આર્ય ભાઇઓ ગાંડા, કે જ્ઞાતિના કઢંગા રીવાજને ટાળીજ ન શકે; એક વખત સવેને અનુકુળ થઇ પડે, તે જોડુ તોડી પૈસાની નિર્જીવ લાલચે બાળકીઓને વિપદ્‌સાગરમાં ઝબોળે, આ ઓછો જુલ્મ કહેવાય ? જો કે આજકાલ કેળવણી લ્હેનારી હીંદુ બાનુઓ વડીલોની શરમથી પારસી કે અંગ્રેજોની પેઠે ઉન્મત થઇ ગઇ નથી. આ પ્રસંશાપાત્ર છે. પણ તે જ્યાં સુધી ટકયું છે, એટલામાંજ માબાપોની મર્યાદા અને ચેતવાનો માર્ગ છે. જોકે તેને કદી લગ્ન સંબંધી મત લ્હેવામાં નથી આવતો, તે ખેર; પણ શુદ્ધ નજરથી પુત્રીનું ભલું ઇચ્છવા વર કે ધરને ન જુવે, તો છેવટે અમદાવાદની ઔદિચ્ય બ્રાહ્મણીઓનો રસ્તો થાય. આ માટે જ્ઞાતિ રિવાજ સુધારી સુધરતી બાળાઓને દુ:ખની લાગણી ન થાય, તેમ વર્તવું જોઇએ. અસલથી ચાલતા આવતા રીવાજને અનુભવતાં વખતમાં ફેર થાય છે. તેમને અનુસરી ધારાની રીતને અને સમયને પણ વર્તવું જોઇએ. ને તેજ પ્રમાણે રીતી પાડવી જોઇએ. આ સુધરેલાની લાયકી. સુધરેલા કુટંબ યા દેશ સુધારવાજ થવું... નહીં કે અંગ્રેજોની નકલ કરવા !!!

**રસિકચંદના** વિચાર તરંગથી રવીવારનો દિવસ ઉદાસીનતામાં વીતી ગયો. રાત્રે અરૂચતુ છતાં જમી આગલી રાત્રિના કારી જાગરણથી પોઢી ગયો. વાયદા આપેલ મિત્રોને ત્યાં જવું હતું, તે છતાં તબીયતના બીગાડાએ જવાનું માંડી વાળ્યું. પ્રભાત થયું. વ્હેલો ઉઠી ન્હાઇ ધોઈ પોતાના ધંધાપર હોસ્પીટલમાં ગયો. ત્યાં કંઈ કંઈ કામમાં ભૂલ થવા માંડી, અંતે દસ વાગ્યા, હોસ્પીટલ બંધ થતાં, પોતે એકદમ ઘેર આવ્યો, જમ્યો. એટલામાં હોસ્પીટલના જનરલ સરજ્યન મેઝરની ચીઠી આવી. અને તુરતજ તેને બંગલે જવું પડયું. ગંગાની તપાસ અધુરી રહી. ત્યાં અગત્યના પ્રસંગમાં સમય રોકાઇ ગયો. સાંજ

સાંજ પડવા આવી. અને એટલામાં સાયંકાળનું નીકળતું વર્ત્તમાનપત્ર રસિક ડાક્ટરના હાથમાં આવ્યું. અંદર નજર ફેરવતાં ગંગાની મરણ ખબર મળી.

નિસ્તેજ થયેલો ઘડીભર એકે ટશે જોઈ રહ્યો. ને ચંદનદાસની પેઠે રસિકચંદ્ર, વેણીલાલના અપકૃતથી ત્રાસીત થયો હોય તેમ બોલ્યો, કે-

**આર્યા**—આગ્રહ આ તે કેવો, પારધીનો રંક કે હણે હરણાં,
માંસ માત્ર પરહર્યાં જે, મરણ ભયે ચર્યાં રહે તરણાં.

**"મુદ્રારાક્ષસ."**

ભાગ્ય ભ્રમણામાં ભૂલા પડેલા નરના આત્મમાં વળી નીચેનો આવિર્ભાવ આવ્યો.

પરજનની આશામાં તો અન્તે—
"તજી નીજ દરના દાણા, મુષક સર્પનો કરંડીયો કાપે."

**ક. દ. ડા.**

એવુંજ થયું ત્યારે પ્રેમ આપી હું પસ્તાયો ? ના–જેમ
રઘુકૂળ કેતુ રામે, કિર્તી કારણ સતી વને મેલી;
યદુકૂળ કેતુ કૃષ્ણે, ઉત્સવ કારણ વપું પિડા ઠેલી,"

"રોપદર્પિકા" **પ્રા. કાવ્યમાળા.**

તેમ સ્વાર્થ માટે મેં આપત્તિ વેઠી. તોપણ હવે કંઈ—
"મૃગ તૃષ્ણિકાથી તરસ નહીં ટળે, વેળુ[1] પીલ્યેરે તેલ ન નીકળે"
તથા—નવ નીકળે પાણી વલોવતાં, લેશ માખણનો વળી;
બુડતાં બાચક ભર્યાં ફીણે, તર્યા[2] વાતજ સાંભળી.

"કુમુદચંદ્ર" **કાવ્યદોહન.**

વળી—બાવળનું બીજ વાવતાં, પ્રીતે પરડા ખાય;
આંબાનો રહે ઓરતો, ઇશ્વરનો એ ન્યાય.

**શામળભટ્ટ.**

એતો વાસ્તવિકજ છે. કેમકે પુરૂષ પાસે સ્ત્રિ પરાક્રમ તે જેમ.—
"ત્યાહી પાર્થ પરાક્રમ કશું, મણિધર નિકટ મંડૂક જશું[4]"

દ્રૌ. વસ્ત્રહરણ **પ્રા. કાવ્યમાળા.**

* એમ નિશ્ચય કરી અફશોષના ઉંડા ખાડામાં ઉતર્યો; એકે દીશા ન સુઝી, અગાઉ મળેલી ખબરમાં ગંગા આજારી, તે પછી કલ્પનાએ ચડાવેલી મુંબાઈ, ત્યાંથી આણેલી હોસ્પીટલમાં, ને ત્યાંજ મરણ પામેલી આશાએ

---

૧ નદીમાંહેની પથ્થરની રેતી. ૨ સ્ત્રી. ૩ બાવળનાં ઝાડોનું ફળ.
૪ અર્જુન પાસે જયદ્રથનું પરાક્રમ.

છેવટે મૃત્યુનોજ સંબંધ જોયો ને જોડયો નવલગંગા મરી ગઈ એથી તેનું મન સંસાર ઉપરથી ઉઠીગયુ. અને પોતાને માર્ગ મળ્યો "હવે મારૂં જગતમાં શું કર્તવ્ય." તે વિચારમાં પડયો, રડવું આવ્યું નિર્દોષિ આશા નિષ્ફળ થઈ. પ્રેમની પરિસીમા આવી રહી.

ફકત જવાબની ખોટી હતી, તે મળી ચુકો, "હવે માર્ગ શોધી લ્હેવો." દુનિયાંથી કંટાળી તદન ભ્રમિત થઈ ગયો. રસિક સાહેબના બંગલામાંજ ઢલી પડયો બેચેન થઈ ગયો, નોકરે અંદર ખબર આપી. મડમ તથા છોકરાં સાથે સાહેબ દોડી બ્હાર આવ્યો, દવા લગાવી જરા વારે શુદ્ધિમાં આવ્યો, ફિકકે ચેહેરે ને બેશુદ્ધ હાલતમાં રસિક રજા માગી ઘેર ગયો પણ તેમની મુખમુદ્રાના રંગપર સાહેબ ગભરાટમાં પડયો રસિક આજથી વિયોગ દુઃખના ખાટલામાં આયુષ્યના દિવસો પુરા કરવા લાગ્યો, સરજ્યન જાણે પોતાને માથે અપવાદ આવશે જાણી દરરોજ જાતે તેને ત્યાં તપાસવા જવા લાગ્યો પણ કોઈ દવા લાગુ ન પડી અને મૃગજળની પેઠે તેનું જીવનિકા મૂળ ઇશ્વિરી દરબાર તરફ જવા આ આશારૂપી પાણી વગરની ભૂમીમાં સુકાવવા માંડયું.

રસિકની આ બાબતમાં કેવી ભૂલ હતી ? આ સ્ત્રિ કોણ હતી તેની તપાસ કર્યા સિવાય ફકત પ્રેમાવેશના દરદીએ કલ્પીત દવા ગ્રહણ કરી અકાળ પરિતાપને ભોગ થયો, એ શું અંગ્રેજી વિદ્યાના અવિનવ પ્રેમની પરિસીમા નહીં ? રસિકનેતો નહીં પણ હાલ તુરત વાચક ! તારી શંકા દુર કરવા એ સ્ત્રિ કોણ હતી તેનું ટુંક વૃત્તાંત આ **ચંદ્રના** સાહસ માટે આપવું ઉચિત ધારૂં છું.

સાહસ કર્મ કર્યા થકી, હોય હર્ષનો નાશ;
દેખો ઉપ દ્દષ્ટાંતથી, કહે કવિ શામળદાસ. (સાતમી ચોપડી)

વિજયાકુમારી નામની દેવળપુરના નાગર ગૃહસ્થ અમૃતલાલ નામનો નવલગંગાના પતિ **નવલશંકર**ના મિત્રની એ પત્નિ હતી. ગર્ભને લગભગ બારમાસ વીતી ગયા છતાં તેને પ્રસવ થતો નહતો, આ પીડાથી દુઃખી થતી પ્રમદાને એમ કષ્ટ સહતાં પણ લગભગ દોઢેક

વરસ વીતી ગયુ, શરિર ક્ષીણ થઇ ગયું. અને એ દુઃખથી બહુ પીડાવા માંડી. ઘણાં ઔષધોપચાર કર્યા પણકંઇ દાવ ન ફાવ્યો અંતે મુંબાઈ જઇ ઉપાય લ્હેવાનો વિચાર ધાર્યો. અમૃતલાલ અને વિજ્યાકુંવરને મુંબાઇમાં કોઇ અંગતનનું સગું ન હોવાથી તેમના મિત્ર नवलशंकर પાસેથી મનુલાલ નામના ગૃહસ્થ ઉપર તેમની મિત્રતાને લીધે અમૃતલાલે ભલામણ પત્રિકા લખાવી લીધી. પણ દૈવયોગે અમૃતલાલને કંઈ એવું અગવડનું કામ આવ્યું કે વિજયા સાથે જઈ શકાયું નહીં અંતે એમનાં એક ખાસદાર માણસને આપી મુંબાઈ રવાના કીધો. અગાઉથી આપેલી ખબર મુજબ મનુલાલ પ્રીન્સીસડોક ઉપર કાઠીયાવાડ કોસ્ટામાં ફરનારી શેફલ્ડ કુંપનીની 'જુનાની' નામની સ્ટીમરમાં વિજયા આવનાર હોવાથી ત્યાં ગયા. તુરત તપાસ કરી મલી આવતાં ગાડીમાં બેસાડી ઘેર લાવ્યો. ઘેર સ્ત્રિવર્ગમાં ફક્ત મનુલાલનાં માતાજ હતાં, બાકી સર્વે બ્હાર ગામ ગયાં હતાં. અહીં મળતાવડી ને સુશીલા વિજ્યાએ થોડા દિવસમાં સહુ સાથે પ્રેમ જોડી દીધો, અને તે સ્ત્રિઓની મિત્રતાથી દિવસ આનંદમાં જવા લાગ્યા મનુલાલની ભલામણથી "યેસુબાઈ, નામની મરાઠી સુયેણનું ઓસડ કરાવા માંડયાં. તેમને પણ એક માસ વીતી ગયો પણ કંઇ ફેર ન પડયો છેવટે એક જાણીતી "રેબેકાસીમીયન" નામની ડાહી પાસે તેડીગયા. તેની દવા કરી તે ઉપરાંત મનુલાલે પોતાની ઓફીસના વડા અંગ્રેજની ભલામણથી એક અંગ્રેજ મીડવાઇફ પાસે લઈ ગયા તેમના ઓસડે કાંઇ અસર કરી એટલામાં વળી વિજ્યાના કમનસીબનો પાગો બેઠો. ઘણા પૈસાના ખરચને અંતે કંઇ ઠેકાણું લાગ્યું હતું એવામાં વિલાયતથી આવતી હૉલલાઈનની બ્રિટાનિઆ નામની એક સ્ટીમરમાં એ અંગ્રેજ સુયણનો ધણી થોડાજ વખતપર પોતાનાં મોહોરદારને મુંબઈ સુકી ચોકસ કામ પ્રસંગે વીલાયત જઈ આવવા ગયો હતો તે સ્ટીમર ડુબવાથી મરી ગયો એવા ખબર આવતાં એમનો જીવ વિલાયત તરફ જવાને ઉઠ્યો. અને વિજ્યાનું ઓસડબંધ રહ્યું–

અમૃતલાલ તરફથી પત્રો આવવા માંડ્યા ને તેમાં છેલ્લે જણાવ્યું કે "હવે તમારે જલદી આવવું મારાથી અવાશેજ નહીં"

આવી રીતે આવતાં વિજયાકુંવરીએ તેમનાપર યોગ્ય પ્રત્યુત્તર લખી જણાવ્યો અને થોડા વખતમાં મુંબઈથી ઉપડી તેમને મળવા માટે આતુરતા બતાવી. એક પત્ર એમનાપર લખ્યો અને બીજો પત્ર નવલગંગા ઉપર લખ્યો. નવલગંગાના પત્ર ઉપર **નવલશંકરનું** શિરનામું કર્યું. પણ બન્ને કાગળ પરબીડામાં નાંખતાં ગફલત થઇ. ધણીપરનો કાગળ નવલગંગાના પત્રમાં **નવલશંકર**ના શીરનામાથી નંખાયો ને ગંગાનો પત્ર ધણીના પરબીડામાં બીડાયો પણ તે ભાન રહ્યું નહીં અને કાગળ રવાના થઇ ગયા.

અહીં બીજું કૌતક થયું. મનુલાલની માતાને કંઈ કારણસર બહાર ગામ જવું પડયું ને તેજ રાત્રે વિજયાને એકદમ પીડા ઉપડી. ઘરમાં સ્ત્રિ વર્ગ મળે નહીં. પાડોશી લોકોથી શું બની શકે ? અંતે નિરૂપાયે તેને "કામાહોસ્પીટલના સુવાવડ ખાનામાં" મનુલાલના એક પારસી ઓળખીતા ડાકટરની ખાસ ભળામણથી તન દઈ સારવાર કરવા અંદર દાખલ કરાવી પણ નસીબહીણ વિજયાનું ભવિષ્ય ત્યાંજ ફુટયું. મોડી રાત્રે પ્રસવ થયો, બાળક મરી ગયું એ વાત રવિવારના સવારના વર્ત્તમાન પત્રોમાં આવી ગઈ, અને છેવટે સવારના આઠ વાગ્યામાં હોસ્પીટલમાંજ મૃત્યુ થયું જુરીએ પ્રસવ વેદનાથી મૃત્યુ પામવાનો અભિપ્રાય આપ્યો અને લાસને અગ્નિ સંસ્કાર કરવાં લઈ ગયા. દેવલપુર તાર કીધો. વિજયાએ લખેલ કાગળ પહોંચ્યા તેજ દીવસે તાર આવ્યા. વિજયાએ કરેલી પત્રની ગફલતપર પછી આ શોકમાં અમ્રતલાલે ધ્યાને ન આપ્યું. કાગળ એમનો એમ પડી રહ્યો પણ નવલગંગાના કાગળે મ્હોટો ઘોંટાળો કરી દીધો. વાંચનારે વિજયાકુંવરીની ભૂલ કેવી નીવડશે તે આગળ વાંચતાં માલમ પડશે. વિજ્યાકુંવરના મરણની બાબત અંગ્રેજી પેપરવાળાએ જુરીના અભિપ્રાય સાથે સાંજના નીકળતા વર્તમાનમાં છાપી આ ખબરથી રસિકચંદ ભૂલમાં પડયો. વિજ્યાકુંવરીને પ્રેમની ભ્રમણામાં નવલગંગા ગણી અને અંતે બિચારો વ્હેમી પ્રેમઘેલો **રસિક** સંસારથી વિરક્ત થવાની તજવીજમાં પડયો. તપાસે ન કર્યો. દુઃખમાં દુઃખ ભળ્યું. જૂદા માર્ગપર ઉતર્યો, તેનું મગજ વિચાર વાયુથી અ-

સ્થિર થયું બસ પ્રેમી દ્રષ્ટીથી આજે યોગ માર્ગે જોવા લાગ્યો. "આ-વાજ યોગમાં જીવન પૂર્ણ થશે" તેનો ખેદ કરવા લગ્યો અને એજ મંદગીમાંથી બચતાં ફકત દેહાર્થ કરવું એજ ભ્રમણામાં તેમનું ચિત્ત ઇશ્વિર ચરણ ગયું અને ઘેલછામાં પથારીમાં પડેલો રસિક બકવા લાગ્યો. લોકો સમજાવા માંડ્યાં, તેનો ઉપરી અગ્રેજ તેના માટે ખેદ બતાવા લાગ્યો, આવો અકસ્માત્ અને ભ્રમિત વાયુ એ એક નવો રોગ અનુભવ્યો. અંતરભેદની નસ ન જડી તેથી દવા લાગુ પાડી ન શક્યો, ને ઉલટો વધારો થવા માંડ્યો મિત્રમંડળ ઘેરાયું. દેશમાં તારો કીધા, માણસો આવ્યાં પણ પોતે તો એકજ માર્ગે ઉતર્યો; "ચાર દહાડાનું ચાંદણું. લોકો ગમેતેમ કહે, નવું હશે "ત્યાં સૂધી બોલશે, કુવાને મોંઢે ઢાંકણુંછે કંઇ જગને મોઢે નથી, પંચરંગી દુનિયાં છે." "મનને ભાવતુ જેમ જેને રૂચે તેમ સહુ બોલે આપણુને એ ઉપર" "ક્યાં જેવું છે? જનારને કોણ રોકે છે? કરનારને ક્યાં ભય છે?" "મુડદાંને વિજળનો ભય હોતોજ નથી વિરકત બ્રહ્મચારીએ નીચે-નું પદ ગાયું.

મન મમતા તું મૂક હઠીલા, મન મમતા તું મૂક;
જગમાં નથી કંઈ સુખ, હઠીલા.
કાયા જૂઠી માયા જૂઠી, આશ વિનાશ અચુક. હઠીલા.
રૂપ રૂધિરને માંસનું છે, જીવ કે દ્રવ્ય લુક. હઠીલા.
તરૂવર પર પંખીનો મેળો, છે તે પણ પળટુક. હઠીલાં.
બાળ રમ્યા યુવાન ભમ્યા, થયા વૃદ્ધ અપંગ અચુક. હઠીલા.
પ્રેમ પુત્ર નારી ધન બંધન, ભક્તિવીના નવ સુખ. હઠીલા.
ભૂલી નહીં ઓ ભ્રમર તું મુરખ, કાંગ્રહ દૂનિયાં દુ:ખ. હઠીલા.
ભજે ગોપાળ તુન કર કલ્યાણુતું, એજ ઉપાય અચુક. હઠીલા.

આ પ્રમાણે બકારો શરૂ થયો, "ધનુર થયો, વા સંધિગત સન્નિપાત કે-વિચારવાયુ થયો, ઈત્યાદી જેમ જેના મનમાં આવ્યું તેમ લોકો બકવા લાગ્યા દવા કરવા માંડ્યા પણ એજ સ્થિતીમાં રોગનું લંબાણુ થવા માંડ્યું.

મનસ્વીત રંગે જુદો માર્ગ પકડ્યો, વિયોગી પ્રેમની સ્થિતી વી-સરાઈ ગઇ, તદ્રુપ્ય થએલ પ્રેમ ભૂલાઈ ગયો. સંસારસુખ ભુકત

કરવાને કરેલી જોગવાઈ મુલ્તવી રહી, અને ઉમેદ નાવને નિર્માલ્ય ગણી સંસાર સાગરથી અલગ કરી યોગ નિંદ્રાના મોજામાં નવું નાવ ઉછળતું કીધું. દુનિયાં ખોટી દેખાઇ, પ્રેમ પાસરૂપ જણાયો સંસાર સુખ ક્ષણ ભંગુર લાગ્યું, પ્રેમમાં ઠગાયો જણાયો, ભૂલ નજર કને લાવ્યો નહીં. સુખમાં દુઃખ પડતું લાગ્યું યોગ વગર જરથી ખરીદ થતો દેખાયો. ભવ્ય વસ્તુ નિસ્તેજ ગણી. મનને આત્મમય ગણ્યું આત્માને ઈશ્વિર નિરૂપણ ગણ્યો. નસોમાં વહેતું રૂધિર ભક્તિમય બન્યું. ધારેલા વિચારો દૈવાર્પણ કર્યા, અને જગ્ત આશાનું **ઉમદાશ્રમ** સંસારથી ઉપાડી સકળ બ્રહ્માંડના તત્વવેત્તાના યોગાશ્રમમાં લઈ ગયો અંતે મનને માર્ગ સોંપીને સ્વર્ગમાં ચાલી જવા ધાર્યું.

વાંચનાર! વિન્ધ્યાકુંવરીએ આ ઘોંટાળો અહીં કર્યો તો બીજો ઘોંટાળો દેવલપુરમાં ગંગાને કર્યો. સાહસ કર્મમાં કેવી ખ્યારી! વહેમાવેશમાં કેવી નાદાની! પ્રેમની કેવી હદ? જો ન જોયું કે જાણ્યું હોય તો ચેત કે અતિ પ્રેમના હદની આ **રસિકના** જેવી સીમા હોય છે.

**अतिरुपेणवैसीता, अतिगर्वेनरावणे ।**
**अतिदानेबलिराजा, अतिसर्वत्रवर्जयेत् ॥**

કેવી પ્રેમની પરિસીમા.

વાચક! તું હજુસુધી મુંબાઇ નગરીની શીતળ ટેકરીમાં પણ તાપથી પીડાતા **રસકચંદ્રના** વિયોગી પ્રદેશમાં પડી રહ્યો છે તો હવે તેને છોડી તેના ધન્તર વૈદ્ય નવલગંગાના નવીન ભવ્ય સંસાર જોવા કાઠીયાવાડ ભૂમીના દેવદારૂકારણ્યમાં આવી જા, કે તે વૈદ્ય પણ રસિક જેવા રોગીમાંથી મળતો લાભ છોડાયા પછી કેવી સુખી થઈ છે? જ્યાં સુધી મન નથી ત્યાં સુધી પ્રેમ નથી. જ્યાં સુધી પ્રેમ નથી ત્યાં સુધી સુખ નથી. જ્યાં સુધી સુખ નથી ત્યાં સુધી સંસારમાં ભૂલા પડેલા ક્ષુદ્ર પંખીની અભણ ને દુઃખી અવસ્થા છે.

---

# પ્રકરણ ૩ જું.

## "ભુલો પડેલો પંખી."

વન ગયું મારૂં, વિખુટું વૃંદે થયું મારૂં;
જઉં ક્યાં, કરૂંશું? દુઃખિયારૂં. વિખુટું.
વિશ્વાસી પંખીડે છોડ્યું, ફુટ્યું કરમ ખારૂં. વિખુટું.
ફાટ્યું પેટ પાટો ક્યાં બાંધું, ઔષધ શું મારૂં. વિખુટું.
અવનવી આફત આવતી માથે, પણ નહીં ગણકાર્યું-વિખુટું.
છું હું નિરાશ્રીત સારંગોપાલન્હે, નહીં તો જઈશ માર્યું. વિખુટું.

ચંદન વનમાં રહેનારો કાચા કાનનો પંખી ભુલો પડી જંગલનાં નવપલ્લવ ઝાડોનો નાશ થતાં લાચારીએ આશ્રય છોડી પોતાનાં પક્ષિવૃંદના વિશ્વાશ ઘાતથી છુટો પડી દારૂણવગડામાં રઝળતો આવ્યોછે. ઘાતના કારી ઘાવથી પાંખ હીણુ વિશ્વાસુ પંખી હેરાન થયોછે, વસંતઋતુ આવી છતાં દારૂણ વગડો તો પૂર્વ સ્થિતીમાંજ છે, પરંતુ નિરાધાર પંખી સુકાયલા દ્રુમ ઉપર બેસી ઘણે દુર વસંતઋતુથી મદમત્ત થએલું વન નિહાળેછે.

વાંચનાર' રસિકચંદ્ર પ્રેમના ડંખમાં દુઃખીછે તો આ પંખી વિશ્વાસઘાતના ઝેરમાં તલ્લીનછે. વસંતઋતુ પોતાની યુવાવસ્થામાં મદમત્ત થતી સુખવાસી દંપતીઓનાં પવિત્ર જોડાને આનંદ આપતી, મનોહર પંખીઓના નિવાસને નવો બ્હાર બતાવતી ખીલી રહીછે-કેવી ખીલીછે?

### "રઘુપતી રામ હૃદયમાં રેજોરે" રાગ[૨].

ખીલી શી વસંત વિવિધ વિલાસી રે,
રહ્યાં મનહર પુષ્પો પ્રકાશી— ખીલી.
દીસે કમળ નિર્મળ જળ માંહિરે,
ચાલે શિતળ પવન પ્રવાહે;
કરે ગુંજાર ભમરા સુવાસે— ખીલી.
લીલા વનમાં કેસુડાં છે રાતાં રે,

૨ મીસીસ બીખાઇજી બંગાળીની જરથોસ્તી છોકરીયોની નિશાળ મંડળીમાં ગરબા રમતાં ગાયછે. "કર્ત્તા—"

નવપલ્લવે ઝાડો સોહાતાંરે;
પંખી મધુરા સરોદે શું ગાતાં— ખીલી.
ઋતુ મનને રીઝાવે રસાલીરે,
સાયંકાળની લેહેર પ્રસારીરે;
રંગ ગગનનો ભારી સુધારી. ખીલી.
જાઈ જુઇ ને મોગરા ઓપેરે,
જેને ચૂંટવા માળીયો કોપેરે;
કવિ કવિતા સુગંધીને સોંપે. ખીલી.

**कुन्दैःसविभ्रमवधूहसितावदातै**
**रुद्योतितान्युपवनानिमनोहराणि;**
**चित्तंमुनेरपिहरन्तिनिवृत्तरागं,**
**प्रागेवरागमलिनानीमनांसियुनाम्.**

"ऋतुवर्णन, षट्सर्गः"

સશંક?[1] અર્થ સૂચવનાર નવવધુનાં હાસ્ય સરખાં ધોળાં અને વાસંતકી પુષ્પથી વિરાજીત રહેલાં આ મનોહર ઉપવનો વિષય વાસનાથી નિવૃત્ત થયેલા યોગિઓના મન હરણ કરેછે તો પછી વિષય વાસનાથી ચળિત થયેલા યુવાનોનાં મન હરણ કરે તેમાં શું આશ્ચર્ય ?

વસંતઋતુની બ્હારમાં ખીલેલી વેલીઓ મોહક નાગને કેવી ડોલાવતી હશે? સુગંધીમય અંતર છાંટીને નવલસુંદરીઓએ વાળેલા અંબોડા ઉપર એ ચંપેલી વેણીના આકારમાં બીરાજતી હશે ત્યારે દિગ્અંધ થએલ નાગ તેમની સુગંધી માટે કેવો તલપતો હશે? ખરેખર પ્રકાશીત ચંદ્ર વચ્ચે આનંદ કરતાં દંપતીઓનો રસ લેવાને પવન મંદમંદ વાયછે તો નવોઢયા રસીલીનો મદોન્મત મદન પતિને પાસમાં નાંખવા અતિશય ઉશ્કેરતો દેખાય છે તે છતાં કોણ અભાગી દાંપત્ય એ સુખ પામવાને પણ વિયોગી રહ્યાં હશે? જો એ વિયોગી કહીએ તો આપણા ભુલા પડેલા પંખીને પંખીણી છે. જે બિચારાં દા-

૧ ઇચ્છા છે કે નથી તે નકળી શકાય તેવું.—

રણ વગડામાં રવડતાં વસંતઋતુ વૃદ્ધ થવા આવી તોપણ કંઇ વિલાસી દેખતાંજ નથી. પણ વસંતઋતુની આખર આવી વર્ષાનો જન્મ થવાનો વખત દેખાયો, અને જેષ્ટ માસ અર્ધ વીતી જવા આવ્યો છે એ સમયે પતિવ્રતા પક્ષીણી પોતાના પતિના જીવન સુખ માટે એક વ્રત આરંભવા માંડ્યું છે.

આ વિયોગી પંખી તે આપણી વાર્તાનો નાયક **नवलशंकर** છે અને પક્ષીણી તે આપણી નાયિકા **નવલગંગા** છે **नवलशंकर** ચોક્સ જાતના અંતઃકર્ણના દરદે પીડાય છે. પણ શુદ્ધ માર્ગીય ગંગા જીંદગીના જડીત થયેલા પતિને જીવન વૃદ્ધિ આપવા વૃત્ત કરવા માંડ્યું છે.

વિપત્તિમાં વિદ્યાનો લોપ થાયછે; **बुद्धिनाशायनिर्धने** નિર્ધનતામાં મતિમાં ફેરફાર થાયછે વિશ્વાશઘાતમાં અંતઃકર્ણની પ્રેમી લાગણી દગ્ધ થાયછે અને વિચારમાં મગજની ભ્રમણા વધી જાયછે.

**नवलशंकर** ને આ વખતે એમ ખબર નથી કે હું વિશ્વાશઘાતના પ્રચંડ ફાંસામાં ફસેલો છું પણ એટલુંજ સ્મરણ છે કે "હું નિરાધાર થઈ ગયો. મ્હારી બ્હાંય ખાલી પડી વ્યાપાર કારભારનો મહાન બોજો મ્હારી ઉપર આવી પડ્યો નિર્ધનતા છતાં આબરૂના લાભમાં આફતનો આભ ટકાવી રાખવાનું મારે સંભળાવું પડ્યું" ઇત્યાદિ બાબતોમાં પોતેમુન્જાઈ ગયો છે એવા પ્રભાવે નવોઢ્યા તારૂણીના પ્રેમ સુખનો વિયોગી બની વગર પૈસે અને એકલે હાથે કરવા પડતા કારભારમાં ગુચવાઇ ગયોછે અને તેમની ભ્રમણામાં શરીરથી પણ લ્હેવાઇ ગયોછે. કંઈ ચ્હેન પડતું નથી. કોઈ દીશા સુજતી નથી, કંઇ વસ્તુપર ચિત્ત ચોટતું નથી, અને ખાવું પીવું બેસવું ઉઠવું ફરવું હરવું દરેક પ્રસંગમાં નિસ્તેજ રહેલો જણાય છે આવી સ્થિતીમાં ભોળા અને વિશ્વાસુ નાયકને એક કૌતુક થયું અને એ કૌતુકમાં સ્થિતીનો લાભ લઇ કપટ કાર્ય કરનાર દુશ્મન ફાવી ગયેલો જણાયો.

કાચા કાનનો અજ્ઞાની અને વ્હેમી પુરૂષ બ્હારથી ઘેર આવ્યો દરમ્યાન આવેલા બે પત્રો મળ્યા. પણ તેમાં ઠગાયો રસિક જેવા

બાહોશ પુરૂષ પ્રેમાવેશમાં ઠગાય, તો **નવલ** જેવા નાદાન પુરૂષ નિર્ધનાવેશમાં ઠગાય તેમાં શું આશ્ચર્ય ?

૨. પત્રો માંહેનો એક પત્ર લીધો, ને ફોડીને વાંચવું શરૂ કર્યું: એ પત્રમાં શું હતું ?

**"મારા નવલ મિત્ર."**

"હું આ વૃત્તાંત લખી તારો સ્વકુળાભિમાની[1] મિત્ર તને છુપી"
"બાતમી આપું છું કે તારી સ્ત્રિની હીલચાલ ઘણી શક ભરેલી છે. હું"
"લખું છું એ પ્હેલાં તો તું નહીં માનશે દોસ્ત ? કેમકે જે ઘડો"
"વિષનો ભરેલોછે તે તું દુધ સમાન માને છે, પણ નક્કી જાણ કે"
"તે એક ચળકતી ચામડીની નાગણ છે. અને રગે રગ તથા નસે"
"નસ ઝેરથી વ્યાપ્તમાન છે. પણ ખરૂં છે કે અજવાળા આગળ પણ"
"ઇશ્ક આંધળો છે, ચેત, ભલા ભાઇ ચેત ? નહીં તો કોઇ વખત એ"
"કાળ મરણને ભોગ થશે, સ્ત્રિના ફંદમાંથી કોણ છુટ્યા છે ? મોં"
"હેકટરનું[2] પ્રકરણ વાંચ્ય ને પછી મ્હારી વાત માન્ય............

**લી. તારો શુભેચ્છક ગુપ્ત મિત્ર.**

પત્ર વાંચ્યો, વિચાર કર્યો, થોડીવાર થંભી ગયો. અંતે પ્રેમાકર્ષણમાં ધિઃકાર છુટયો.

"છટ્ છટ્, ખરેખર કોઇ પેટના બળેલા નિંદાખોર શખ્સ-"
"તુંજ આ કાવતરૂં છે. શું મારી પ્રિયા ? અરે મારી નિર્દોષ નવલ ?"
"તેને માટે આમ ? હોયજ નહીં અરે એ તો મારૂં એક અમુલ્ય"
"મનહર મણીછે. થુ; થુ; થુ; લખનારપર ફિટકાર પડજો કહેના-"
"ર પર. એક નિર્પરાધીણી પતિ પરાયણી પ્રમદા[3]પર. હડહડતો કેર"
"ગુજારનારપર ધિઃકાર પડજો. મારી મીઠ્ઠીને માનીતી મોહરદારની"
"ચાલચલગત શક ભરેલી ? હોયજ નહીં. કદી હું માનુંજ નહીં. એ"
"વાત કહેવાયજ નહીં, અને એમ બનેજ નહીં. જે પતિ પોતાના"
"પ્રાણ કરતાં પ્રિય ગણનાર, જે સ્ત્રી પતિના સુખમાંજ સુખ સમ-"
"જનાર, ને જે યુવતી પતિના ભલા ચાહવામાં સૌભાગ્ય[4] માનનાર,"

---

૧ પોતાના કૂળનું અભિમાન રાખનાર. ૨ "વધુવધ" નો નાયક.
૩ ધણીને આધીન સ્ત્રિ. ૪ પતિના જીવતરથી દરેક જાતનો

"અરે એટલુંજ નહીં પણ સ્વપ્નામાં એ પરપુરૂષના દર્શનનું ચિન્તવન"
"નહીં કરનાર, તે વળી પોતાની સદાચરણી ચાલપર કલંક બેસાડે?"
"અને તે પણ વળી ચંદનવન જેવા કુલીન કુટંબમાં કે જે—"

मूलेभूजगैशिखरेविहंगै, शाखाकपैन्द्रैपुष्पानुभ्रंगैः ।
एवंचतुर्भयपरिपिडितोपि, नमुच्यतेशितळचंदनत्वः ॥

વળી—

च्छिनोपिचंदनतरुर्नजहातिगंधः ।
वृद्धोपिवारुणतथानजहातिलिलाम् ॥
यंत्रार्पितोमधुरतांनजहातिईक्षु ।
क्षिणोपिवित्यजनाशिलगुणानकुलिना ॥

"હા, કદી સમુદ્ર માજા મૂકે તે હું માનું, મેરૂ ડગે તે મારા મગજમાં"
"ઉતરે; પણ નવલ? અરે મારી મનની મુર્તી ગંગા? તે એક આ"
"વી નીકળે, એ તો કદીએ હું ખરૂં જાણું નહીં નક્કી કોઈ ભેજાના"
"ચસકેલા, અદેખી આંખના આંધળાએ હમારા બન્ને વચ્ચે રહેલો"
"અતુલ્ય પ્રેમ તોડી નાખવા આ પ્રપંચ ઘડયો જણાય છે. પણ"
"ખરૂં, કાચા કાનનો વ્હેમી અને અભણ સાથે ભોળો માણસ"
"કદી આ વખતે મારી જગ્યા એ હોય તો નિશ્ચય પોતાના સંસાર"
સુખમાં ખલલ કરી દીધાવિના રહેજ નહીં. પણ હું કાં ન ભૂલતો"
"હોઊ? "ભણેલી સ્ત્રિ સ્વતંત્ર મિજાજની ને દુરાચરણી હોયછે"
"એ ખોટું[1]? હા ખોટું. એજ બ્હાને એ મારી મ્હોરદારની મેં સે-
"કડો વખત પરિક્ષા કરી છે. અરે હજારો વખત મેં તેનાં છીદ્ર[2]
તપાસેલાંછે, પણ નહીં. એકજ, એકજ પતિવૃત જેણે સદાને માટે
"કાયમ રાખ્યુંછે. એ ભણેલી છે એ ખરૂં પણ સ્વતંત્ર મિજાજની
નથી. તે કેળવાયલીછે ખરી પણ ઉછાંછળી ને દુરાચરણી નથી, એ
હું સરખા દેશી ભણેલા નિર્ધન વરને વરેલી છે ખરી, પણ પોતાના"

શોખ કાયમ રહેનાર, આ સ્ત્રિજાતિનું ધર્મા ભુષણ છે.

૧ આવા વ્હેમ હિંદુ દેશી સંસારમાં હજુ કેટલાકને મોઢેથી સંભળાય છે. ૨ છાનાં ઢાંકણ.

"સૌભાગ્ય માટે બીજાપર તૃષ્ણા કરે તેવી નથી. એમણે પોતાના"
"પ્રેમીત વર, જે કુંવારાપણામાં ખોયોછે ખરો, પણ હવે તેના મન-"
"માં તેની અસર રાખી મને ધિકારતી નથી. આવા સદ્‌ગુણ ધ-"
"રાવતી છતાં હુ કેમ માનું કે એ નાગણી નસેનસ ઝેરથી ભરેલી"
"છે. માનવાનું કારણ પણ કાં નથી? કૂમાર્ગી[1] સ્ત્રિનાં ચરિત્રનો
"કોણ પાર પામ્યા છે? કદી પોતાની બુરી મતલબ સાધવા મને"
દુનીયાદારીથી રાજી રાખતી હોયતો? હા, રાખે; પણ તે આ નવલ નહીં. અરે કદી પૃથ્વી ઉલટપાલટ થઈ જાય, કદી સૂર્ય ચંદ્રનું તેજ વિનાશ થાય, પણ મારી નવલનું અચળ વ્રતપદ[2] કદી પણ ચુકે નહી. લખેલું સાચુ કેમ ગણું? હું તપાસ શેની કરૂં? તપાસ કરવા પહેલાં પરિણામનો વિચાર કરવાની જરૂરછે, અને એમ કરતાં મારૂં વ્હાલું રત્ન તેજ હીણ થઈ અરે મારૂં કમળફુલ કરમાઇને અકિમતી થઈ જાયછે. ત્યારે પછી ખાત્રીદાર મણીને તપાવવાની શી જરૂર છે? નહીં, બીલકુલજ નહીં. નવલ? તુંતો એક નવલ પુખરાજજછે, તું એક ખરૂં મોતીછે, તેને તપતા તેલના તાવડામાં નાંખે તોપણ કદી ફુટે તેમ નથી, તો પછી હાથે દબાવવાથી શું થનાનું હતું? એમ નિંદા ખોરથી તારૂં પાણી ઉતરી જવાનું નથી. મને ખાત્રીછે અને તારો પુર્ણ ભરૂંસો છે કે એ પાત્ર[3] કદી ફુટવાનું છેજ નહીં. માણસનો દેહ પડી જાય તે સ્વાભાવિક, પણ નવલનું વૃત્ત ચુકે તે અસંભવિતજ? સતાણુંના સોનાને જોઇએ તો હથોડા વતી ભાગે, જીર્ણ ભૂકો કરે, અને છેવટે તેને ભઠ્ઠીમાં નાંખી ગાળે, તોપણ જે કંચન તે કંચનજ રહેશે. એટલુંજ નહીં પણ તેને ગાળતાં જેમ રંગ ઉઘડશે તેમજ મારા નવલ કંચનનો રંગ ખીલતો જશે. મારૂં એકનું એક સંસારસુખ, મારૂં એકજ જીવનસુખનું મણી, મારૂં એકજ
"ઉમેદ રત્ન, અને મારી એકજ સ્રષ્ટિમાં મદદ દોરી જેને હીરની"
"સાથે ગાંઠ વાળેલી છે તે તૂટે? નહીં. તેને એવો રોગાન લગાવેલ
"છે કે ગમે તેવા ભડકામાં બાળો પણ ઉપરનાં રંગને કદી પણ"
ડાઘ લાગવાનો નથી, તોપછી દોરી તુટવાનુ શું? આ પત્રથી તો

૧ નઠોર રસ્તે ચાલનારી અર્થાત્ વ્યભિચારણી. ૨ કાયમપ્રદ મેળાવેલું ૩ વાસણ રૂપી દ્રઢતા.

"પ્રિયા ? તારી ખાત્રીનો એક વધારે પૂરાવો છે, ને તેનો અંશ"
"તારા વૃત ભાનુના તેજથી ઢંકાઇ જનાર એક ફાનસછે. પણ જેમ"
"સુગંધી મોગરા આગળ ચંપો નકામો છે, તેમ તારા કૃત્ય આગ-"
ળ એમાં લખેલ ફાનસ રૂપી વિષય નકામો છે. ને તેનો પત્ર રૂપી"
"ઉપલંકૃત પુરાવો તારા યશને વધારવા સજ્જડ ને તેજોગથી બનેછે.

"ઓ નવલ પ્રિયા? હું તને પરણી ઠગાયો નથી, પણ વધારે"
"એક હિમતદાર બન્યો છુ, મેં એક કાચનો ટુકડો ગુમાવ્યો છે ખરો"
"પણ તુ મનહર મણી તુરત હાથ આવવાથી મને તેનો અધિક બ-
"દલો મળેલો સમજુ છું. તારાં અપકૃત્ય[1] લખનાર સુખી બચ્યો"
જો કદી મને હમણાં મળેતો મારા ક્રોધાવેશમાં તુરત ઠાર કરી"
"નાખું. પણ અરે મારા કરતાં તારાજ વ્રતાગ્નિએ, તુ સત્વર ભ-
સ્મ કરી નાંખે તેવી છેને. તુ કોણ ?"

છે મારૂં નવલરત્ન મણી તુ! થયો સુખી પરણી હું ? છે મારૂં.

"નાદાન દુનિયાના અપવાદથી તને લોકો કલંકીણી ઠરાવે છે, તે છતાં નિર્દોષ નારી ? એ સર્વ મારાજ દુર્ભાગ્યની નિશાનીથીજ મારી સંપતી વિનાશ થઇ છે, અને તુતો તદન નિર્પરાધીણી ઠરી છે.

"ચાલ, આ પત્રતો મારી વ્હાલી, દારાને બતાવું. પણ સબર ? બીજો પત્ર શું છે તે તો વાંચું. હર્ષમાં આનંદમાં પ્રવર્ત્ત થએલા-એ ધીરજધરી બીજો પત્ર ફોડી વાંચ્યો. વાંચતાંજ પ્રિયાને પત્ર બતલાવી ખુશાલી મેળવાની ઉમેદમાં પથ્થરો પડ્યો, ને મનના અ-સલ તરંગ સાથે દુઃખમાંજ મળી ગયો. એ દુઃખ વળી શું ! ફક્ત પ્રિયા લાભનો દુર્ભાગ્ય ?

"વ્હાલા ભાઈ

"પુત્રના નિકટ સંબંધમાં, ને ખરા સગપણના કુટુંબમાં ફક્ત જો મારી મદદ કરનાર છે, ને મારૂં સંભાળનાર છે તો તુ એકજ છે. મારે પુત્ર નથી અને જે આશા છે, તે તારા પર છે. હું એકાએક વધતી જતી બીમારીને ભોગ થયો છું. હું જાણું છું કે સઘળી જં-જાળ તારા પર આવી છે, તોપણ નિરૂપાય થઇ લખવા જરૂર પ-

૧ ઉલટાં કામ માટે. ૨ વ્રતના તાપે.

ડે છે કે આ પત્ર વાંચી પાણી પી કાગળો અહીં નાંખવો.

ભાવલપુર } મરણ પથારીમાં મો જોવાની છેલ્લી
વસંત માસ. } તક લેનાર, ત્હારો પ્રેમાળુ મામો."

પેહેલાં તો "લાંબા દહાડાની માંદગીમાં આવતા જતા હમેશાં મરણના ઉછાળા એમજ જાય છે." જાણ્યું. પણ વિચાર કરતાં તે તરફ ઉપડી જવાની જરૂર પડી. પણ તેમ કરવા જતાં તેને નસીબના અવળા પાયાથી આગળના કાગળ માટે અવળી મતિ સુઝી આવી.

**ननिर्मकेनापिनदृष्टपूर्वा, नश्रुयतेहेममयीकुरंगी ।**
**तथापितृष्णारघुनंदनस्य विनाशकालेविपरितबुद्धि ॥**

"વિચારમાં પડયો, પ્હેલા પત્રપર લક્ષ ખેચાયું. "કદી મામાની "માંદગીના નામે કામ કરી નવલ આડે માર્ગે ઉતરવા સમય" "શોધતી હોય અને પોતાના દોષનો કાગળ લખ્યો હોય તો? તે "એવી મતલબથી કે મ્હારા મનમાં એમના તરફનો ખોટો શક" "જાયજ નહીં, અને પોતે કરેલ અપરાધ છતાં નિર્દોષ રહે. શું" "સ્ત્રિઓનાં ચરિત્ર? હું ન ભૂલતો હોઊં તો મામાનું કાગળ છે તે" "મને ભૂલાવો ખવાડવા માટેજ આવેલું છે. પણ ફિકર નહીં. શિ-" "યાળના ખીવરાવવાથી સિંહ બીની જશે? નહી. એક ગાયના દોડ-" "દમામથી વાઘ ઝાડીમાં સંતાઇ જશે? નહીં. કદી મામાની માંદગીનો" "કાગળ ખરો પણ હોય, અને નવલનો કાગળ બનાવટનો હોય, તો" "પણ જવા પહેલાં ખુલાસેથી વાત નહીં થશે એવી જોગવાઇથી" "હાલ તુરત નવલને દમ મારી ક્રોધ બતાવી અંદરનાં ભેદીત વ-" "ચનો કહીનેજ જાઊં, કે તેને અવળે માર્ગે ઉતરવાની હિમ્મત ચાલે" "નહીં. તેમ કહેવામાં પણ એવો મર્મ સમાવું કે પોતે ધારેલ કામ-" "નો પણ હું માહીત ગારછું. નવલ તેવી છે નહીં તે છતાં **"विश्वासो नैव कर्त्तव्यंस्त्रिराजकुलेषुच"** તો ચાલ, એમને "જરા ભયમાં નાખું. સ્ત્રિઓનો શું ભરૂંસો? બતાવે કંઇને કરે" "કંઈ? ખચિત કોઈ અંદરના જાણભેદુએ નજરે નિહાળીનેજ લખ્યું"

"હશે તો? મારૂં રહેવું પેલી દુકાનની ખટપટે અહીં થોડું થાય છે"
"તો મારી ગેરહાજરીમાં તે બીજો લાભ કાં ન લઈ શકે? રસિકમાં
"પ્રેમાળ બનેલી છતાં તે ન મળે તો તેના વિયોગમાં ને મને"
"વરવાના ક્રોધમાં ખવરાવવું નહીં પણ ફોડી નાખવું એ બ્હાને"
"બીજાની પ્રીતમાં ફસી મને ઉપરનું હેત ને લોકની લાજ બતાવ-"
"વા એમ કાં ન રાખે? વ્રત કરવાં ને ધણીને વ્હાલ બતાવવું એમ"
"ન રાખે તો છાના કામમાં પોતે ફાવે કેમ? ગમે તેમ હોય, પણ હાલ"
"તો અગવડતા છે એટલે વિચાર કે શોધ કરવી કંઈજ કામની નથી."
"માતાને મામાની વાત કરી નવલને મળી તુરત ઉપડી જવું. ત્યાંથી
"આવ્યા પછી તપાસને અંતે વાત. હાલ તુરત આ વાત ગુપ્ત રા-"
"ખવી. ચાલ, માતા પાસેથી રજા લઇશ ત્યાં નવલ જુદા આરાધે-"
"લા વ્રતમાંથી નિવૃત્ત થઇ આવશે. રાંડો ઉછૃંખળ થવા અને"
"બ્હાર ભટકવા ધણીઓને સમજાવી ખોટાં વૃત્ત કરે એ ખુબી તો"
"આજજ જોઈ. ભણેલીનો તો ભરૂંસો નહીંજ—ઠીકછે."

એવો વિચાર ગોઠવી માતા પાસે ગયો. અને સર્વ હકીકત કહી ઉપડી જવા ધાર્યું.

વટ્સાવિત્રીના વ્રતમાં તલ્લીન થયેલી પ્રમદાને થોડી ખબર છે કે પોતાને માટે પોતાના ધણીના મનમાં આ અદ્રષ્ય, ને અસંભવીત વ્હેમી વિચાર ઓકવાયાં છે. અને **નવલશંકરને** પણ થોડી ખબર છે કે હું આ જે અપવાદ ઢોળી પાડુંછું, તે હાથે કરીને પગપર પથ્થર મારવા બરાબર છે. પણ નસીબ ભૂલાવે ત્યાં કોણ બચાવે? નિર્દોષ બચારીનવલગંગાપર કેવો આરોપ? ભૂલા પડેલા પંખીની કેવી ભૂલ? કેવી પતિપરાયણી પ્રમદા?—અહા!!!.........................

## પ્રકરણ ૪ થું.

### પતિ પરાયણી પ્રમદા
અથવા
### વૃત્ત ઉપર વિપત્તિ.

---

तासातुवाक्यंभवतिह मिथ्या, नजात लोकेषुचराचरेषु ।
तस्मात्सदातापरिपूजनियाँ, कामान्समग्रानभिकामयानिः ॥

"मत्स्यपूराण, वट्सावित्र्युव्रतोपाख्यान.

"પતિ પરાયણી સ્ત્રિઓથી ત્રૈલોક્યનું રક્ષણ થાયછે, ચરાચર લોકમાં પવિત્ર સ્ત્રિઓનું વાક્ય કદાપિ અસત્ય થતું નથી, માટે સર્વ કોઇએ પોતાનો મનોર્થ પૂર્ણ થવાની ઇચ્છાએ પતિવ્રતાઓની સદા પૂજા કરવી અર્થાત્ તેમને કદી પણ સતાવવી નહીં." તે સાધવીનું સાર્થક શું? સાધ્વીનું ખરૂં સાર્થક પતિ ભક્તિમાંજ સમાયલું છે, સતીને ખરો તારક પતિ સેવાછે, સદ્ગુણીને ખરૂં જીવનપતિ છે, શુશિલાને ખરૂં સામર્થ્ય પતિ પ્રેમજછે. સુલક્ષણી સ્ત્રિને ખરૂં સુખ પતિમાંજ સમાયેલુંછે તો સૌભાગ્ય વધારવાને દરેક પતિપરાયણી સ્ત્રિએ પોતાના પતિનું જીવનસુખ મેળવવા, ને તેને આયુષ્યમય બનાવા પોતાથી બનતી યોજના શા માટે ઘડવી ન જોઇએ? આર્યાભિમાની સ્ત્રિઓનું સૌભાગ્યરક્ષક વૃત્ત ફક્ત જો છે તો શાસ્ત્ર સમંતિ પ્રમાણે "વટ્સાવિત્રી વ્રતોપાસનેજ છે" એ વ્રત કરવાથી સ્ત્રિવર્ગનો મનોર્થ સફળ થાયછે.

એવી સફળતા મેળવનાર આપણી નાયિકા નવલગંગા પતિના આયુષ્યને માટે ગમે તે જાતનાં કષ્ટ સહન કરવા તૈયાર થયેલી છે, એટલુંજ નહીં પણ બીજી સખિઓ અને સહવાસી સ્ત્રિઓને બોધ આપી એ માર્ગે પ્રવર્ત્તાવવામાં પોતે પાર પડી સમજી છે.

આ સઘળો પ્રભાવ તેણે લીધેલી કેળવણીમાં સમાયલો છે. લગ્ન થયા પછી કેટલેક વર્ષે આ વ્રત પ્રારંભ કરતાં આ વર્ષ બીજુંજ છે. અને પ્હેલા વર્ષ કરતાં આ સમયે તેની દેખાદેખીએ તથા સંમતિને

લીધે કેટલીએક વધારે સ્ત્રિઓનું મંડળ એ મહોત્સવને નિહાળવાને તલપી રહ્યું છે. જ્યાં પંદરેક દિવસ બાકી રહ્યા છે ત્યારથી નવોઢયા તારૂણીઓ વ્રતારંભની તૈયારી માટે જોઇતાં સાધનો તૈયાર કરવા મંડીપડી છે. ખુશન્હેનમાં સરખે સરખી જોડણીઓથી સત્વર દીવસ નીકળીજવા માંડ્યા ને લગભગ વ્રત દીનપણ આવ્યો. સર્વે સુંદરીયો અપવાસ કરવા માંડી. વ્રત પુર્ણાહુતીનું પ્રભાત થવા આવ્યું, અને હર્ષમદમાં ઉછળતી સુંદરીયો પ્રભાત થતાં પહેલાં ઉઠવા માંડી. જે પ્રભાતનો દેખાવ જોતાં—

## સાર્દૂળ વિક્રિડિત વૃત.

નાસે તસ્કર કાળ કાળ ધરતો, વેરી ભીતીને થકી,
આવે પાછળ શત્રુ સૂર્ય ધસતો, કાંન્તિ પ્રભાને મુકી;
બોલે શ્રાપિત કુકડો તવ વળી, શોરો કરે કાગડા,
ઠંડા મંદ પવનથી ઉંઘી રહે, શોખીન ને ફાંકડા.
નિદ્રા ત્યાગી ભલા પશુ, જન ઉઠી, મુખે લવે રામને,
ધંધાદારી સુખે પ્રભાત નીરખી, વેગે પળે કામને;
સુંદરીઓ મદ હર્ષમાં ઉછળતી, ઊઠે વ્રતોપાસન્ને,
પ્રાતઃ સ્નાન કરી જતા, મુનિસમા, સબ્રાહ્મણો આસને.

આકાશ ગંભીર નિર્મળ શાન્તિમય દેખાય છે. વાયુ પોતાની સુખદ લહેર પ્રગટ કરતો દમ્પતિના અતુલ્ય સુખવાસી જોડાં ને આનંદ આપતો, મંદ મંદગતિ ચલાવે છે.

વસંતઋતુ માંહેલા વૃક્ષોનાં નવ પલ્લવો સૂર્યનાં પ્રતિબિંબથી ઝળકાટ મારતાં વ્રતોપવાસી સુંદરીઓને જોવા જેમ જનક તનયાના શુભલગ્ન ઊત્સવમાં રામચંદ્રનું પ્રતિ દર્શન જોવા મિથિલ નગ્રવાસી જનોના અંગ માહેની નસોનસમાં હર્ષ ઉતપન્ન થઇ પ્રફુલિત વદન પર આનંદી છાયા ચલકાય તેમજ આ સમે કનકપત્ર પણ તેવાંજ ચળકાટમાં જણાય છે.

ઉડુરાજ પોતાના વેગમાં વ્રત કરનાર તરૂણીના પતિનાં દુઃખને જેમ મૃગ પાછળ લાગેલા શંકરની સમાન અથવા રામચંદ્ર તાડિકાનો વધ કરવા શર ચડાવે તેમ પોતાના તિવ્ર કિર્ણરૂપ ઓસડથી વિદારતો હોય તેમ નજરે પડેછે. રવિતનયા મહાનદિ પોતાનાં પવિત્ર જળનો

સંગમ નિર્મળ સત્યતા જાળવવા જાણે કામદેવને દગ્ધ કરનાર ત્રૈલોકાધિશ સુખેશ્વર મહાદેવને સાક્ષી રાખી, સૂર્યના કિરણોની સાથે એકત્ર થઇ, જાણે ચળકાતા જવાહિરો પેરેલાં દર્શાવતી ખરેખર પતિનું મન સંપાદન કરવા સિંધુરાજ પાસે જતી હોય, તેમ હર્ષથી ઉછળતી જાયછે. પશુ પક્ષીઓ પોતાનાં બચ્ચાંઓને જાગૃત ન કરતાં ધિમેથી "ઉઠતાં ભક્ષ માગશે" જાણીને આતુરતાથી બીજાં પક્ષીઓની સાથે ચારો લેવાને નિકળી પડેછે. તદપી કાગડાની અનાડી જાત પોતાની જાતી સ્વભાવથી ગાડરીયા પ્રવાહે કોકા કરી બચ્ચાંને માતાને વિયોગ બતાવતા એટલુંજ નહીં પણ પ્રભાતની લહેરમાં પોઢેલાં મધુર દંપતીઓને ત્રાસ દેતા ચાતુર પક્ષી અહીં તહીં દોડતા નજરે પડેછે.

વિપ્રો સ્નાન સંધ્યા કરી સરિતા તૃટપર આવેલી રમણીય અને પવિત્ર ભૂમીના તરણેશ્વર મહાદેવના દેવલમાં જતા જણાય છે. દુર નજર કરતાં પશ્ચિમ દિશાના તૃટપર મનોરંજક પુષ્પ વાડીની મધ્યમાં ભિડભંજન શિવાલય નજરે પડે છે. ત્યાં પણ એ દરવાજાના નગ્રવાસી વિપ્રો મુખે વેદ બડબડતા, કેટલાક શુદ્ધ અંતઃકર્ણથી શંકરની પુજા કરતા, અને કેટલાક ખડ વિપ્રો પ્રપંચથી ભડભડતા, કેટલાક શ્રાધ સરાવવાના નિમિતે, કેટલાક ગ્રહનમિતે, કેટલાક કુટિલ ભકિત નિમિતે, નાગરીકોને લઇ તૃટપર મોદાયનમાઃ પરમોદાયનમાઃ કરતા નજરે પડેછે. નગ્રની યુવાન તરૂણીયો વિવિધ જાતનાં વસ્ત્રો સજી પોતપોતાના સહિયરો, પાડોશીયણો સમેત ઋષિ ત્રયાના તૃટપર નિર્મળ જળ ગ્રહણ કરવાને શિરપર સુંદર કળસ ચડાવી ચાલી જતી દેખાય છે કેટલીક વનિતાઓ પોતાના બાળકો ઉઠી રડશે જાણી, ત્વરાથી જળ ભરી જવાને આવતી જણાય છે. માર્ગમાં સખીયો મળતાં યુવાન યુવતિયો અનેક પ્રકારની વાર્તા વિનોદ કરતી ચાલી જાય છે. એ સમયે જાણે ઈંદ્ર લોકની અનુપમ પ્રમદાઓએ આ સ્થળે નિવાશ કર્યો હોય, એમજ જોવામાં આવેછે. કિનારા પર જતાં પ્રત્યેક સ્થળે સખીઓનાં યુથ મળી એક તરફ હાથને કળશ માંજવામાં, અને બીજે સ્થળે મોઢાને નગ્રચર્ચા ચલાવવામાં લગાડી દીધા છે. કળશો સાફ કરી નિર્મળ જળ ભરી, મસ્તકપર ચડાવી મદોન્મતહસ્તણી પોતાની

લટકતી ચાલથી ચાલે તેવીરંભા તરૂણીઓ મદન મદથી સ્તનને સં-કોચતી ક્વચિત સ્થળે ગુરૂકુળની, ક્વચિત સ્થળે શ્વસુરકુળની, ક્વચિત સ્થળે નગ્રવાસિની, અને ક્વચિત સ્થળે, પતિના મિત્રોની, મર્યાદા સાચવતી જતી દેખાય છે. કેટલીક રસિલી સ્ત્રિઓ પોતાના બાળકો ઘરે અશ્રુપાત કરતાં સંદેશો સાંભળતાં છતાં અને સાસુઓની કટુવાણી સહન કરવી પડતી છતાં પણ સખીઓની સાથે વાતોમાં તલિન થયેલી દેખાય છે.

જેષ્ટ સુકલપક્ષની પુર્ણિમાનો દિવસ છે. જેથી સર્વ નગર એક મહોત્સવમાં પુર પ્રકાશી ગાજી રહેતાં સુંદરીયોના છમછમાટમાં દીપી નીકળ્યું છે. ત્રણ દિવસનો નિર્જળ અપવાસ છે તે છતાં પતિ મદમાં મદોન્મત થયેલી આપણી નાયિકા ગંગાના મુખ ઉપર હર્ષ કમળની પવિત્રને મનોહર પાંખડીઓ પથરાઇ રહી છે ચંદ્રવદન ઉપર ઢંકાયલ કાળા રંગના સાળુમાંથી જેમ આકાશમાં ચડી આવેલ વાદળની કાળાશે વિજળીનો જેમ ચળકભરેલ ચમકાટ દેખાય તેમ ગંગાનો મનોહર ચ્હેરો ઝળકી નીકળે છે. જો કે તેણે પુર્ણ અલંકાર ધારણ કર્યાહતા, પરંતુ કદી તેમ કરવામાં એ કચાશ હોત તોપણ તેની ચાલચલણ અને ગુણેજ તેનો બદલો વળી ગયેલો સમજાત. એમની સાલસાઈ એમના ઉત્તમ ગુણોની સાક્ષર છે. એમના અલંકાર એમની સુંદરતાની સદ્‌ગુણતા છે અને એમની આવડત એમની આસ્તિકતાની હિમાયત છે.

વાંચનાર ? જેટલી સાલશાઈ ગરીબની પર્ણકુટીમાંથી મળી આવેછે તેટલી બલકે તેથી સેંકડો કે હજાર ગણી ઓછી નમનતાઈ ધનાઢ્યના મહેલોમાંથી મળી આવતી નથી.

અલકાતી, ચળકાતી. લટકાતી નવલગંગા જોકે સાદી હતી ગંભીર હતી, વિચારવંત હતી, તોપણ આ વખતે પતિના જીવન સુધારવાના ઉત્તમ કાર્યમાં મદમત્તણીને ઉછ્રંખળ પણ નિતિમાન દેખાવની પ્રેમાધિકારી બની હતી............

મહોત્સવનો છેલ્લો દિવસ હોવાથી સર્વ સુંદરીયો અવનવી જાતના વસ્ત્રાલંકારો સજી હાથમાં થાલ લઇ વટ સાવિત્રીનું વ્રત કર-

વાને શેહેર બહાર નીકળી પડીછે. ખરેખર જાણે આ વખતે સ્વર્ગની સત્યવતી સ્ત્રિઓએ મૃતક લોકમાં આ વૃતનું પ્રસ્થાન કરવાનેજ જન્મ ધર્યો હોય તેવી દેખાતી હતી. સર્વે સુંદરીયો સમાન વયની હોવા સાથે, નાગરી નાતની સુધરેલી બાળાઓનો દેખાવ એવો ભપકાભેર થઈ રહ્યો હતો કે જોનારની આંખને છક કરી મુકતી હતી. કોઇએ પીળી, તો કોઇએ લાલ, તો કોઇએ સફેદ તો કોઇએ આશમાની તો કોઇએ લીલી તો કોઇએ ગુલાબી એમ જેમ જેને પસંદ પડે, જેમ પોતાના રંગને અનુકુળ આવે તેમ રંગબેરંગી સાડીયો પ્હેરી કસકસતી ચોળીયોમાં જરીનાં ભરેલાં મોળીયાં નીચે સોનેરી કનકવલ્લયથી દેદીપ્યમાન દેખાવા લાગી અને મનોહર હાથના સુજેલા કાંડામાં સોનાની ચુડીયો પહેરતાં સાક્ષાત્ ખરા મનની દેવીઓનું મંડળ મહાપુજા કરવા નીકળ્યું હોય તેવું મનોહર દેખાવા લાગ્યું. કંઠમાં કોઇએ સાચાં તો કોઇએ ખોટા મોતીની માળાથી મનને મનાવી દીધું હતું તો ગંગાએ પતિપ્રેમની માળા એજ સંતોષ માન્યો હતો. પગમાં નુપુર તો સર્વ કોઈએ પહેર્યાં હતાં, તેથી તેની હંસગતિનો રણઝણાટ આળસુ અને નિર્માલ્ય પુરૂષોને જોવાને ઉશ્કેરતો હતો એવી મનોહરસ્ત્રિઓ મ્હાકાળી માતાના શેહેર બહારના વડપાસે કુટંબ ગોરને લઇને આવી ચડી. કેટલીક પોતાના રૂપની પરિક્ષા બતાવા, તો કોઈ યુવાનીનો ભળકાટ દેખાડવા, તો કોઈ ધનાઢયતા જણાવા, તો કોઈ ઉછૃંખલતા દેખાડવા, અને ગંગાજેવી નિર્દોષ બિચારી બે પાંચ લલના હૃદયને પતિવૃતથી સમજાવવાજ પણ જુદા જુદા રંગ પર આવી હતી. સર્વે વડપાસે એકઠી મળી બેઠી. ગોર વચ્ચે ત્રિમુર્તિ કરી શાસ્ત્ર પ્રમાણે પુજન કરાવા માંડયો ને જ્યાં.

सावित्रीयंमयादत्ता, सहिरण्यंमहासती।
ब्रह्मणःप्रिणनार्थाय, ब्राह्मणप्रतिग्रह्यताम्॥

એમ બોલ બોલાવતાં દાન આપવાનો વખત આવ્યો એટલે તો કેટલીકનાં હૃદયખિન્ન થયાં પણ એક બીજાને લીધે અત્યાગ્રહ થવા માંડયો એટલે નીચું જોઇને પુજા કરી સર્વે સુંદરીયોને દક્ષણા આપવી પડી પછી કેટલીક ઉછાંછલી સ્ત્રિઓએ ગરબા ગાવાને આગ્રહ

કરવા માંડ્યો. ગંગાને છાપરે ચડાવી, તે મનથી સમજી પણ મહાનપદ પોતાનું હોવાથી તે વાત સ્વિકારી. જોકે આ વખતે સ્વર્ગવાસી વિજયાકુંવરીની ખોટ[1] હતી. તો તે ખોટ આ વખતે પ્રભાકુંવરે પુરી કરી ને બન્ને મધુર સરોદથી ગવરાવવા માંડ્યા.

## "ગુરૂ ગોવીંદના મહીનાનો રાગ."

બ્હેન વિનતાની શી છે રીત, પતિ પાસે રે'તારે,
સેવા કરવી સદા શુભ નિત, વિપત્તિ રહેતાંરે;
પ્રાણનાથ સમીપે સાચ, વચને રેવુંરે,
નહીં પતિવ્રત લાગે આંચ, પતિકે' તે કરવુંરે.
કદી અવરમળે વીણકાન્ત, નીચું ન્યાળીરે,
ટાળી સર્વે મનની ભ્રાન્ત, જાવું સંભાળીરે;
સાસુ સસરાનો પડતો બોલ, અધર ઉંચકવોરે,
કદી ક્રોધ કરે કોઇવાર, કાને ન ધરવોરે.
ડરવું દુર્ગુણથી નિતબ્હેન, શીલવ્રત ધરવુંરે,
કામ વાત કે અઘટિત રીતે, જનથી ડરવુંરે;
પતિ સમજી પ્રભુનું રૂપ, ભજવું મનથીરે,
આપી હૃદયની અદકી પ્રિત, હર્ષવું તનથીરે.
ઉંચે સ્વરથી ન બોલવો બોલ, શાણી બ્હેનોરે,
તેમાં થાયે જો આપણો તોલ, વદતાં વે'ણોરે;
રે'વું દમ્પતિ સુખે સંસાર, કાળને ગાળીરે,
કહેછે ગોપાલ કર કલ્યાણ, દુઃખડાં ટાળીરે ?

"બળ્યુંરે બાઇ ? આતે ટાયલું કેટલી ઘડી ટકવાનું છે ? ગંગાનો એવુંજ ?"—એક ઉછાંછળી છેડાઇ પડી ત્યારે,

"તારે કાનુડાનાં ગાવાં હશે કેમ ? એ અહીં નહીં ગાય કોઇ ?" ગંગાની હિમાયત તરીકે પ્રભાકુંવરે વચ્ચેજ ટહુકો કર્યો.

"વાહવા ! રસીલીતો ભારે ? વ્રત કરવા આવી છે કે નાચવા ? બેશ, જરા શરમા ?" બીજીએ પુષ્ટિ આપી,

---

1 આજ સુધી આવી ખબર કોઇને ન હતી કે વિજયા મરી ગઇછે, ફક્ત મુંબઇમાં ઔષધજ કરાવેછે...........

"હા, વળી કંટાળો તો આવેજતો ? એપંણ ખરૂં ને મ્હેલુ પણ ખરૂં." ત્રીજો મત પડયો:

"નાહક શું કરવા લડવું? જેમ જેને ગમે તે ખરૂં: મ્હારા ઉપર ક્યાં ભૂંગળી ભાગી છે." ગંગા નમ્રતાથી બોલી "ત્યારે હવે માંડીવાળવું છે શું ?" એક વચ્ચે બોલી.

"શા માટે માંડીવાળે ? ચાલ રેવા, આપણે ગવરાવીએ" ઉછાંછળી દુર્ગા બોલી.

"પણ ગંગા આવશે કે કેમ ?" રેવા બોલી એટલામાં—

"શા માટે નહીં બાઇ ? આ હુંતો પ્હેલી આવી, કાનુડો ક્યાં દેવ નથી." ગંગા ઉંચે બોલી ઉઠી

"ચાલો ત્યારે."

સર્વે મંડળ ભેગું ફરીને થઈ ગયું. બન્ને રસિક રસિકાઓ ગવરાવા માંડી. ગંગાને તથા બીજી કેટલીકને ગમ્યું નહીં, તે છતાં ઉમંગમાં ખલલ ન કરવા માટે બધાંની સાથે સાદ પુરાવા લાગી. અને તાળ, સુર, શરૂ થયા,

**ગરબી.**

**કાનુડો હૈયાનો હાર છે રસીલો મ્હારો કાનુડો—**
**સગાં સહોદર સહુ છે તથાપિ, જીવણ જીવન હારછે. રસીલો૦**
**પ્યારા પતિ ભમજીવો ઘણું પણ, ત્રિકમ પ્રાણાધાર છે. રશીલો૦**
**આવે શરણ તેને રાખે ચરણમાં. શત્રુને એ છળનાર છે. રસીલો૦**
**એની ગતિ એક જાણે લલિતા,**

"ચુપ મારૂં નામ લીધું તો, જો ડાહ્યલી આવી તે?" લલિતા ચટકી ગઈ. "વૃંદ વીખરાશયું,"

પણ ગાંડી એ તો ગીતમાં છે, તે?"

"આ નખોદ ગયું? હશે બાઇ માફ કરો. ચાલો બોલો—બોલો"

**રસ્તે જતાં રૂસવાઈ કરે પણ એના ઉપર મ્હારો પ્યારછે. રસી૦**

હજુતો કડીની ટ્રોઢ નથી વળી એટલામાં કાસમ આવ્યો, અને ગંગા તેને જોઈ, છુટી પડી ગઈ; તે સાથે બેચાર બીજી પણ નીકળી ગઈ ને ગરબો ચુંથાઇ ગયો. કાસમે તાકીદે જવાની ખબર આપી.

ગંગાનો જીવ ઉચક થઈ ગયો, તેને લીધે સર્વે ઉતાવળમાં પડ્યાં અને માર્ગ કાપ્યો. ઘર પાસે આવતાં બે માર્ગ મળ્યા અને સર્વે છુટાં પડ્યાં.

"ભાભી મ્હારા ભાઇને સમજાવી વ્હેલાં આવજો?" દુરની સગી પણ નણદે ડાહમાંથી કહ્યું.

"હા. બેની—

ગંગાનું ઘર નજીક આવતાં ચાલી ગઇ, બીજી સર્વે પણ ઘેર ગઈ.

નિર્દોષ બિચારી નવલગંગા તો પતિના સાર્થક માટે કૃતકષ્ટ ભોગવેછે, અને અહીં **નવલશંકર** તો તેમનાપર હડહડતુ આળ ઢોળી પાડવાને સમય શોધેછે. જ્યારથી કાસમે વાત કરી ત્યારથી ગંગા બહુજ દલગીર થઈ ગઈ. અને "પતિને મળી ક્યારે ખુલાસો લઉં" એ વાતથી અધીરી બની ગઈ, પણ ઇશ્વરે અહીં તો અદ્‌ભૂત ખેલ ઉભોકર્યો.

ગંગા આવે દરમ્યાન **નવલશંકર** એમના મિત્રને ત્યાં મળવા ગયો, નવલગંગા ઘેર આવી. સાસુને પુછ્યું, ભાઈની માંદગીથી ચિન્તામાં પડેલાં સવિતાગવરીને દિલાસો આપ્યો, રંગમાં ભંગ પડ્યો કહેવાયો, શાન્તવન કરી ગંગા મણીને ધવરાવા પોતાના ખાનગી ઓરડામાં ઉપર ગઈ. હજુ તો મણીને પયસ્થાન મોઢામાં આપી "પતિને આ માટે શું કહેવાનું હશે?" એ વિચારમાં બેઠી છે, એટલામાં તો ગાયપર તલપ મારતો વિકાળ વાઘ આવે, તેમ "નવતારૂણી પોતે આવતાં સુધી કંઇ હલકી ઉમેદ ન ધારે અને મ્હાર પગલું ન ભરે" એ દમ મારવા આવી ચડ્યો, વાતતો ઘણી કરવી હતી, પણ મિત્રને ત્યાં જરા રોકાણ થવાથી વધારે વખત ગાળવાને જોગવાઈ નહતી, તેથી ટુંકમાં પતાવી ચાલી જવા ધાર્યું. નીચે જોયું ત્યાં ન મળી, એકદમ ઉપર આવ્યો. રસોડામાંજોયું ત્યાં ન મળી. "આવી નથી કે શું?" એમ કલ્પી માતાને કહેવા જતાં દીવાનખાનામાં મણીને રડતી રાખવા ટાળવેળ કરતી ગંગાનો સ્વર સંભળાયો અને **નવલ** અંદર ગયો. ગભરાતી થથરી પડતી નવલ સામું જોઈરહી **નવલ**નાં રક્તનેત્રથીભય પામી. પણ કંઈ ઉત્તર આપી શકી નહીં. **નવલ** પ્રચંડ ચંડિકાની

"સામે શુંભરાક્ષસની પેઠેજ નેત્ર ચડાવતો બોલ્યો; "જો, સાંભળેછે કે?"
"હું જવાનો છું. તને મ્હારે વીગતસર કંઇ કહેવુંછે,પણ હાલ ઉતાવળથી"
"વખતનથી. ત્હારી ચાલચલગત માટે મને શકભરેલી ચિન્તા ઉત્પન્ન"
"થઈ છે. તું ધારતી હશે કે હું કંઈ સમજતો નથી, પણઆજસુધી"
"ઢંકાયલાં છીદ્ર હવે મને મળી આવ્યાંછે; માટે સંભાળજે. કંઈ પણ"
"ચૂક થયેલી જાણીતો સમજવું કે અહીં તારૂં કોઇ નથી. ખબરદાર!"
હું જાઉછું."

એવું બોલી અઢંગ મિજાજનો બેરીષ્ટર જેમ ગંભીર જડજની સામેથી કેશ જીતી ભપકામાંજ કોરટનો દરવાજો છોડી જાય, તેમ **નવલશંકર** તુરત નીચે ઉતરી ગયો. અને તૈયાર ઘોડાપર સ્વાર થઈ કુચ કરી ગયો. ગંગા તો વિમાસી રહી. સામું જોઈ રહી. એ કે અક્ષરનો પ્રત્યુત્તર આપ્યા વિના બિચારી અબળા સર્વે સાંભળી રહી. હૃદયભેદક વાક્યોથી પતિવ્રતાને લાગતાં લાંછનો, પોતાની ટેક માટે કહેવાતી ખામી, ક્રોધને ઉત્પન્ન કરે તેવી વાર્તા, અને મરણને શરણ થવું પડે તેવાં તહોમત, માથાપર આવેલાં કાને સાંભળતાં બસ ચૂપજ રહી, અને ફકત તેના જવાબમાં આંખમાંથી દડદડ પડતાં આંસુડાંજ બતાવ્યાં.

"કોઈ દિવસ નહીં ને પ્રાણનાથને મારા માટે આજેજ શકમંદ"
"થવાનું કારણ બતલાવવાનું પ્રયોજન શું હશે? મને કઠોર અને ભય-"
"કર શબ્દો સંભળાવવાનો હેતુ શો હશે? સાસુનો પડતો બોલ ઉંચ-"
"કી લ્હેવાને હજુ કોઇ દીન હું હઠ નથી બતાવતી, તે છતાં સાસુના"
"મનમાં કંઇ આવ્યું હશે ને એમને ભંભેર્યા હશે? મને હૃદય દુ:ખ"
"થાય તેવું કોઈ દીન કહ્યું નથી. મારો જીવ ઉદાસ રહે એવી પોતાની"
"ખાનગી વાત પણ કરી નથી. કદી હું વાંકમાં આવું તો શાન્ત કરવાનું"
"છોડી ક્રોધનાં વચન બોલ્યા નથી. મને નિરાધાર અને દુ:ખી સમછે."
"એમ સમજતાં દુ:ખ યાદ આવે અને મને કંઇલાગી આવે તોદિલાસો"
"અપેછે એટલું છતાં આ વખતે એમનો મગજ આવો ઉતાવળો થઈ"
"જાય અને તે પણ વળી મારા ઉપર એ ખરેખર મને આશ્ચર્ય કારક"
"લાગેછે. મ્હારા માટે શકની ચિન્તા? મ્હારાં છિદ્રોની મળી આવેલી શોધ?"

"નક્કી કોઇએ ભંભેર્યા હશે, મને લાગે છે, કે ખરે એમની ભાભી"
"કઇઆ સ્હવારમાં કંઇ ગુપચુપ વાત કરતી હતી, તેણે તો કાન નહીં"
"ભંભેર્યા હોય? અને પોતાને જવું છે એમ ધારી આગળ ઉપર ખુ-"
"લાસો કરવા આ વ્હેમ તો મને નહીં નાંખી ગયા હોય? વખત ન-"
"હતો તેથી ખુલાસો થયો નહીં એટલે હવે શી વાત?" ઉદાસી લલ-"
"નાએ ગંભીર નિશ્વાસ નાંખ્યો.

"હું ધારતી હતી કે મને વ્રતનું ઉત્થાપન કરી જલદી બોલાવવા-"
"નો ખરો હેતુ હશે, એમ ધારી સખીમંડળમાં "મ્હારા પતિનો મ્હારા-"
"પરપ્રેમ છે, તેની આજ્ઞા તુરત માન્ય કરવી જોઇએ" એમ ધારી હું"
"તેમાંથી તત્કાળ નિવૃત થઈ ચાલી આવી, તે શું આવી હૃદય હોળી ઉ-"
"ત્પન કરાવા? હું ભૂલી છું. વ્રતમાં ભંગ થવાથી મારો આત્મા દુઃખી"
"થયો, ને તેનાજ પાપે તેમના હૃદયમાં વાત વસી ને મને એવું તોહોમત"
"ચડયું. કદી ખોટું પણ હશે, તો એ આ વખતે તો મારા જન્મના"
"એક દાખલા તરીકે પણ રહી ગયું, હશે. અરેરે ઇશ્વર કંઇ કોપતો"
"નહીં કરે? રખે સાવિત્રીની સ્થિતી મારી થાય?"

અંતઃકર્ણ ભરાઈ આવ્યું. ગાલપર મોતીસમ અશ્રુબિંદુ પડવા માંડયાં. ત્રણ દિવસના અપવાસથી થક્તિ થયેલી છતાં પતિમદમાં પરાયણી સાધ્વી ટટાર હતી તે આ વાક્યોથી તદન નિર્બળ બની ગઈ. મણીને ધવરાવતાં પય ન મળ્યું ને તેનો કજીઓ પોતાના દુઃખ સાથે મળ્યો, તો પણ માતાની દાઝ જાણી જરા વાર રડી પોતે ખુશાથી સુઈ ગયો હોય તેમ દેખાયો કે પોતે ભોંયઉપર નિર્માલ્ય પેઠે પડી, વિચારમાં રડી. સર્વે દુઃખો સાંભરી આવ્યાં, જેના માટે ટકી રહી હતી તેને આવા કઠોર થયેલા જોવાથી છાતી ભરાઈ આવી "તારૂં કોઈ નથી" એમ બોલ યાદ આવ્યો, ત્યારે છેવટ મારી નાખવાની ધારતી પેઠી. મારીનાખવાનો વિચાર કંઇ પણ ખુનની વાત જાણવાનું લાગ્યું. અને એ જાણવામાં ખુલાસો ન મળ્યો તે વિમાસણમાં પડી. અનેક તરેહના તર્કો આવ્યા. પુરૂષને એવા ખોટા વિચાર આવે તો સ્ત્રિઓ માટે શું પુછવું? સારામાં સારા, પણ હલકી સ્થિતીમાં હલકાજ વિચારો આવે આ નિઃસંશયછે. ગંગાના મનમાં

નવો તરંગ આવ્યો, અને વગર પુરાવે કેળવાયલી, સાધ્વી ને ગંભીર સ્ત્રિ છતાં તેમના મનમાં એ સ્થિતીના પ્રભાવે ધણી માટે કંઈ શક- મય વાર્તા પ્રવેશ થઈ.

"ઓ પ્રભુ મહારી લાજ કેમ રહેશે? મ્હારો વેરી કોણ હશે?"
"હું નિરાધારને કોણ સાહ્ય કરશે? ક્રોધમાં મારી નાંખશે તો હું સુખી"
"થઇશ પણ તેમને પાછળ સરકાર કેમ છોડશે? ભાંડુઓ ઓશી-"
"યાળાં નિરાધાર બાળકનું શું કરશે? હવે મને **ચંદ્રના** બોલો યાદ આ-"
"વેછે, મને આમ મૃત થએલી જોશે તો પોતાથી છુટા પડ્યા પછી"
"કેવી હાલત બની તે માટે કેવું હાસ્ય કરશે? હું કોની કને વાત"
"કરૂં? શી વાત કરૂં? ઓ અનાથના નાથ? કંઈ દયા કર?"

**શિખરણી.**

થવા આ શું એહું, અરર મુજનું હાય અવળું,
અભાગી હું નારી, વગર અપરાધે ઝુરી મરૂં;
નથી કોની આશા, જનક વિરકે માત સુખની,
પતી પ્રિતી વિના, ખચિત યુવતિ હુંજ દુઃખણી;
મયા લાવી દેવા, અકળ શકને દગ્ધ કરી દે,
પતીના આત્માના, અઘટિત વિચારો તું હરી લ્હે;
પૂર્યા પંચાળીનાં, ચિર, દમયતી મ્હાત કરી તેં,
સિતાને સંભાળી, સમ મુજ બચાવો કવિ પ્રીતે.

ઘણે વખતે તેને રસિક યાદ આવ્યો. "તેમના સુખમાં સુખી થાત" એમ એમ મનમાં આવ્યું. પણ એ વાત વિસારી દઈ સુશીલ દુઃખીયારીએ વ્હેમમાંને વ્હેમમાં પોતાના રડવાનો અંત આણ્યો. બહુ રડી, ડુસકાં ભરતી ભરતી આખરે નિદ્રાવશ થઇ ગઇ. ને તેમાં પણ એજ વિચાર આવ્યા. એવા વિચારમાં કેટલાક દિવસો પણ વીતી ગયા. સ્ત્રિની વ્હેમી જાતમાં **"પતિરાયણી પ્રમદાને વ્રત ઉપર વિ- પત્તિ આવી"** અને એક **વ્હેમના વાદળને ભોગ થઈ પડી.**

---

## પ્રકરણ ૫ મું.

### "વ્હેમનું વાદળ."

વ્હેમ એ એક અજબ ચીજ છે. ભગંદર પાંડુ કે ક્ષય જેવા શલ્યરોગનું ઔષધ મળી શકે છે, પણ માણસના વિકારી વ્હેમનું ઓસડ કોઈ રીતે મળી શકતું નથી. અને જ્યારે મળીજ ન શકે તો કોલેરા પેઠે પલકવારમાંજ રોગભૂત બની જાય છે. ભૂત, પિશાચ કે કિમિયાગર આદીના વ્હેમી રોગ ફક્ત અજ્ઞાનતંતુઓના અંતરમાં ઘર કરી રહેલા હોય છે, પણ કેળવાયેલામાં વ્હેમને નામે જે ઠગાઈ થાય છે તે ફક્ત વિશ્વાશથીજ અને ખરેખરી રીતે ભૂલ ભુલામણીમાંજ થાય છે.

વ્હેમનું ખરૂં ખરિદી બજાર સ્ત્રી વર્ગ છે. તે જોઇએ તેવી કેળવાયેલી, સાધ્વી કે સમજુ ને વિવેકી હોવા છતાં જરા સરખી વાતમાં ઠગાયા વિના રહેતી નથી; એ રોગનું પ્રાધાન્યત્વ ચિન્હ સાહસિકતા અને કાચા કાન છે. ધનુર, કે સન્નિપાત જેવા રોગમાં, વિચારવાયુ કે ગાંડાપણાની પીડામાં, નજરનું ઝેર કે ખોટી શંકામાં, જેમ દુશ્મનને હણવા કોઈ ઝનુની ઝનુન ચડાવી દે છે, તેમ પ્રેમસ્વી હોય, હેતસ્વી હોય કે હૈતસ્વી હોય તોપણ તેનુ સાશન કરવાને પણ કારી ઝેરથી મિશ્ર થયેલ રોગી જરા પણ ચુકતા નથી. એ ઝેર કેવું પ્રચંડ છે? તાત્કાલિક આંગના ગાત્રોને શિથિલ કરનાર, મુખપર ગ્લાની લાવનાર, અંગને કંપાવનાર, રોમાંચિત તિષ્ટ કરનાર, ઝનુનને ચડાવનાર, મગજને ભ્રમિત કરનાર ને વિદ્વાનને પણ ભૂલથાપ ખવાડનાર છે. આ અંક સ્થળમાં એક વ્હેમ રૂપી આત્મઘાતની કોશીશનો અપરાધ બને છે, અને વળી ખુબી તો એ છે કે તે ઝેર પીનારજ તેની તપાસ કરનાર, પોલિસ, ડાક્તર જુરી બનવા સાથે ન્યાયાધિકારી તરીકે તેનો ચુકાદો (judgement) પણ પોતાનેજ હાથે આપે છે. વાચક? એ વાંચતાં તને નવાઈ તો લાગશે, તો પણ અધીરાઇને તજીશ તો તુંજ કબુલ કરશે કે એ ગુન્હાની પરિક્ષા ને શિક્ષા તે પિનારનેજ કરવી ને થવી જોઇએ. કેમકે કોશેશ કરનાર આ શખ્સ માટે નિરપરાધી ઠરવાને એક કારણ એછે કે ભૂલમાં બીજાની દવા પોતે પાધી છે.

જે ઝેરથી દુનિયાંમાં વિકાર બને છે, તે ગુજરાતિ કે ઇંગ્રેજી દવા મોરફીયા, હાઇડ્રાજીયા, ક્લોરાડયા, સ્રીડકન્યા કે આરસેનીક અથવા સોમલ મોરથુથુ નથી, પણ એક પત્રરૂપી ઝેર છે. તે ઝેર એવા રોગી અંગમાં પ્રવેશ થયું છે કે પળભરમાં ઘેરાઈ જઈ તેનો પ્રાણ બેભાન કરી દીધોછે. કેટલાંક ઝેરો પ્રવેશ થયા પછી બેચેન બનવાને વખત લાગે છે, તેવું આ નથી. પણ “વાંદરો ને વળી દારૂ પાયો, ઊંટને વળી ઉકરડે ચડ્યું.” એમ આપણી નાયિકા **નવલગંગા** જેમ રામ વિના સુની સીતા દઢીત હૃદયની છતાં મૃગની કાપટ્ય વાણીથી લક્ષ્મણ પર અપવાદ ચડાવવામાં જે ક્રોધાતુર બની હતી, તેમ આ વખતે ખુદ ધણીપર તોહોમત ચડાવા બેઠી છે. તાંબાને ખટાશ મળતાં ઝેર રૂપ થવાને જેટલો વખત લાગે, તે કરતાં વ્હેમાયલીને ચોકસ કારણરૂપી ખટાશ મળતાં અસર થવાને કેટલો વખત જોઇએ, તેની તુલના કરવાનું કામ વાચક વૈદ્ય? તારા વાંચનના રસાયણી રસ અનુભવમાં તપાસ કરવા (વિચાર પોલિસ) તનેજ સોંપે છે.

**નવલ** અનાદર કરી, વ્હેમમાં નાખી, અપવાદ મૂકી, નિર્દોષ ગંગાને રોગી બનાવી જતાં જો કે ચારપાંચ દિવસ થયા હતા તો પણ તેમના હૃદયની અસરે એક ઘડી પણ થઈ ન હતી. વિચાર સ્રોતમાં ઘસડાયલી ભ્રલિત ભામિની કાલ્પનિક તરંગને પકડી રહી દિવસ ગુજારતી હતી, તેવામાં એક પત્ર આવ્યો. પોતે લીધો, કોઈ દિવસ નહી અને કોણ જાણે શા કારણે એ સ્રિને પતિનો પત્ર ઉખેડવાની ઇચ્છા થઇ, પતીનો ભય તજી દીધો, કુદરતી તેના મનમાં કાપટ્ય અસર થઈ, પત્ર ઉખેડયો, વાંચ્યો. દૈવનેજ યોગ બનાવવો હતો તો બન્યો, ભામિની ભુલી, પતિની ગેરહાજરીમાં, તેમની રજામંદી સિવાય, આત્માની પરેચ્છા છતાં પત્ર વાંચ્યો. જરા પણ મન કમળ ન સંકોચાયું, રોગી બનેલી યુવતીને આ દવા હળાહળ વિષમય થઈ પડી. પાકી શુદ્ધિની છતાં, દમયન્તિને વસ્ત્ર કાપી નળને નાસી જવાનો વ્હેમ આવ્યો, તેમ આને પણ તેવિજ અસર થઈ બેભાન બની. આંખ મગજ ઉપર ચડી ગઇ. અંગ સિથલ થઇ ગયું. કઠોર દવા પણ ભુલમાં આવી મળેલી હતી, તો પીવામાં પણ ભૂલથીજ આવી હતી, પિનાર

શું જાણે કે ઝેર છે? પરમાત્મા ભુલાવે તો કોણ બચાવે? ઔષધમાં શું મિશ્ર થયેલું હતું કે રોગીને એકાએક ઝેર ચડી ગયું અને બેભાન બની ગઈ? વાચક વૈદ્ય? એ ઝેર તપાસી જો,

"પ્રિયતમ પ્રાણ

"મને ભેટ કરવાને જલદીથી નિકળી પડો એવું તમારા પત્રથી સિદ્ધ થાય ખરૂં, તોપણ એ મને કબુલ કરાવવા પેહેલાં હું પ્રિય હોઉ તો મને તરછોડો શા માટે! રોગી પ્રિયાની સંભાળ લેવાને પ્રેમ આપતાં તમે બંધાયા નથી શું? તમારા સ્વાર્થે તમે મને ત્યાં તેડાવો છો, તેમાં લોક હાંસી થવા સાથે કેવું પરિણામ આવશે તે કળી શકાતું નથી. તદપી તમને એમજ રૂચ્યું તો મને લક્ષ્ય છે. આપને ઘરના છુપા ભેદમાં મ્હને યશ આપ્યો, એ ઉપરથી કહેવા કરતાં કરી બતાવવું ઉચિત ન કહેવાય? પ્રેમી જાદુગરને પ્રેમાલ જન મેળવવાં સંસારમાં કાઠિણ્ય નથી તોપણ ચાહના હોય તો આવવું. તમારો ત્યાં નિઃસ્વાર્થ પ્રેમ છે એ ખોટું. હવે તો આખરે દૂખમાં ડુબેલી દાસી તો આવશેજ.

લી. અહોરાત્રિ એકત્ર કરી બેઠેલી
દુઃખી દાસિના પ્રણામ.

"અહો રાત્રિ એકત્ર કરી બેઠેલી દુઃખી દાસીના પ્રણામ?" ઓહો! આમ પણ સ્ત્રિઓ પરપુરૂષ પર લખતી હશે શું? આજ કારણે મ્હારા પતિ દોડી ગયા હશે, નહીં?.............

વહેમી વિચાર તરંગના વિકારી વાવાઝરડાથી ઉછળતા પાણીના મોજામાં મજબુત નાવ ડોલવા માંડ્યું, બેભાન બની ઢળી પડી.

વાચક વૈદ્ય? પરિક્ષા કરી કહે કે આ ઝેર સુધરેલા કે અભણ, શ્રીમંત કે ગરિબ, જુવાન કે વૃદ્ધ, રોગી કે નિરોગી, હરકોઇને અશક્ત કરે તેમ નથી? આ નાયિકાના હૃદયમાં ભરાયલા કેરોસીન તેલમાં ભડકું થવાને જરા સરખી દિવાસળીનીજ અગત્ય છે કે

વધારે ? આવા બારિક સમયમાં શું વિદ્વતજનનું પણ મન સ્થિર રહે? નહીં. તો પછી સ્ત્રિ સાહસિકતાને શું અપવાદ ! નસોનસમાં ઝેર ચડ્યું તે ડાક્ટરે જોયું, તપાસને અંતે કંઈ પત્તો ન મળવાથી જ્યુરીએ પીનારનેજ આત્મઘાતની કોશેશના ગુન્હા બાબત શેસન કમીટ કરી દીધી, ત્યારે એ તપાસણીમાં શિક્ષા દુર કરાવા મનરૂપી વકિલે આત્મરૂપી મેજીસ્ટ્રેટ પાસે ધારાના હિમાયતી તરીકે ભાષણ આપવા માંડ્યું.

"અરેરે ! પુરૂષોની આવી દગલબાજી? મુગ્ધ સ્ત્રીઓને ઠગવાના"
"આવા કાવાદાવા? પુરૂષો સું આવા કઠોર ને નિચ સ્વભાવના કે પો-"
"તાની પરણેતર પ્રિયાનો પરિત્યાગ કરે, અને વળી આટલું હદબાહે-"
"ર પગલું ભરતાં તેને ન જણાય એટલા પણ દાવપેચ શોધી રાખે ?"
"શું આ પત્ર મળ્યો ન હત તો મને આ **પતિના પવિત્ર પ્રેમની**"
"ખબર મળત ? હવે મને મ્હારા નાથ વિષે ખરી શંકા જાયછે કે"
"મ્હારા વગર અપરાધે મને ધિઃકારી અપવાદ મુકી અનાદર કરી"
"ચાલી જવાનું મુખ્ય કારણ આ હશે. "પુરૂષો પરાઈ સ્ત્રિની પ્રીત-"
"માં ફસાતાં પોતાની પ્રિયાને કોઇ દીવસ જાણ થાય તો દૂષબુદ્ધિ-"
"થી વાત ઉઘાડી પાડે, એ ગુપ્ત રાખવાના કારણે અગાઉથીજ સ્ત્રિ-"
"પર જુઠો આરોપ ઘડી કાઢી તેને બોલાતી ચુપ રાખી દે તોજ"
"તેનું સુખ કાયમ નિભે." એવી યુકિત કરીનેજ મારા પતિ ચાલી"
"ગયા આ શંકા કરૂં તો જરાપણ જુઠું ન કહેવાય. હો ઇશ્વર ! તારો"
"આવોજ નિયમ છે તો સ્ત્રિઓને પતિવૃતપણાનું એવડું બંધન કર-"
"વાની કાં જરૂર રાખેછે? પુરૂષોની પેઠે તેને સ્વતંત્રતા કાં નથી આ-"
"પતો ? કેટલાએક વિદ્વાન લેખક લખેછે કે, "સ્ત્રિ પુરૂષનાં સુખવા-"
"સી જોડાં એ સંસારમાં અમૂલ્ય મણિરત્ન નિપજાવવાનાં અગણીત"
"સાધન છે." એ વાત હું કદી માનું, તોપણ આવા સંબંધથી તો"
"નહીંજ કેની? પણ એમ હોય તો હું નિર્દોષ નારનું આજ સુધી અ-"
"ચલ રાખેલ પદ કેમ ભ્રમિત થયા વિના રહે ? અરેરે આપણ"
"એક સંસાર માર્ગ નિહાળવાનું બાકી રહ્યું હશે શું?—હા—એમજ,"
"જો એમજ હોય તો ઓ પરમાત્મા ! જન્મ આપવા માતાને કષ્ટમાં"

"ક્યાં નાંખી ?......કદી એમ પણ કર્યું તો પેલા નિર્દોષ **રસિકચંદ્ર**"
"કે જેનું નામ પણ હવે મને લેવું કલંકિત છે જે મ્હારા માટે સં-"
"સાર ત્યાગ કરી બેઠેલો છે, તેને ઝુરાવાની, ને તેનાં સુખ હણવાની"
"મને અપરાધી કરી તેને રીબાવવાનો જન્મ સુધી શ્રાપ લેવાને"
"ક્યાં વખ્ત આપ્યો?—ઓ ! **રસિક! રસિક !** ત્હારા પ્રેમી અમૃતના"
"ફુટેલા ઘડાથી આ હું કેવી સ્થીતિમાં? અભાગી અબળા ઉપર આ"
"શી આફત ! આ એક વખતના આત્માધાર કહેવાયલા **ચંદ્ર!** ત્હા-"
"રી સાથનો સંબંધ તજતાં હું ઠગાઈ ન હોઉં, એમ કોઈ મારા મ-"
"નનો ગુપ્ત ભેદ જાણનાર કહી શકશે? તન, મન, ને ધન સોંપવા"
"સાથે મ્હારાં ભાંડુઓને સંભાળવાની લાલસા, મને અમૂલ્ય સુખાધિ-"
"કારી કરી જન્મભરે જોડી દેવાની તારી ઉત્કંઠા, અને એમ કરી"
"એક ઉત્તમ સદ્દગુણી સ્ત્રિ સંસારમાં દેખાડી દેવાની અભિલાષા શું"
"એકાએક નાબુદ થઈ, અને આ વખતે મને આમ શોચવાનો ખુરો"
"સમય મળ્યો ?......ખરેખર દુષ્ટ આશ્રિકો નિર્દોષ બાળાઓને નિ-"
"ચ પૈસાના લોભે ઊંડા ખાડામાં ઉતારતાં કાંઈ પણ વિચાર નથી ક-"
"રતા, ને નિશ્ચય એ અબળાના જન્મ ભરના શત્રુ રહી ઇશ્વરના મ-"
"હા અપરાધને પાત્ર થાય છે."

બહુ ક્રોધાગ્નિ પ્રજ્વલિત થઇ જતાં બથાંને રીબાતુ ઝેર પાતાં ડોકટર ખુદ નઝરથી જોઇ રહે, પણ માંદગીના ખાટલામાંથી ઉઠી બીજું કાંઇ વેર લેવા ઉપાય ન ચાલે તેમ પત્ર હાથમાં રાખી ગંગા જોઇ રહી, કંઇ ન ચાલ્યું, ગુન્હાને હવે એ ભાપણુ પુરૂ થતાં મેજીસ્ટ્રેટે એ ઝેરથી શું શું વસ્તુથી બનેલું છે તે મિશ્ર થયેલા ભાગપર વાક્યેવાક્યપર ટીકા કરવા ડાક્ટરને પુછ્યું, તેણે યોગ્ય ઉત્તર આપવા માંડયો.

**"તમે ભેટ કરવાને જલદીથી નિકળી પડો એવુ"**
**"તમારા પત્રથી સિદ્ધ થાય ખરૂં," તોપણ એ મને કબુ-"**
**"લ કરાવવા પહેલાં હું પ્રિય હોઉં તો મને તરછોડો"**
"**શામાટે ?**"નિશ્ચય આજ કારણથી એકાએક અહીંથી ભળવાને ઉપડી"
"ગયા હશે, અને મને જે શોક સાગરના વિચારતરંગમાં ધસડાતી"

"ફરી એક અપવાદરૂપી વાવાઝરડાથી ડોલતા નાવમાં નાંખી ચાલી"
"ગયા, તેનું કારણ એ હોવું જોઇએ કે કદી ઉપલા લખાણમાં પ્રાણ"
"ત્યાં ન જતાં તે રંડા અહીં આવે તો જાણ થાય, ને હું ફજેતી કરૂં,"
"તેથીજ એમ કરતા ગયા છે. પણ ઓ પ્રાણ ? એ તમારી ભૂ-"
"લ છે, હું એવી નથી. ખચીત કે મારા પોતાના દોષ માટે પણ"
"કદી મારો વર મને તજી જાય, તોપણ હું મારી એક અંતઃકરણની"
"સખી પણ સગી બેહેન કરતાં વિશેષ ગણાતી પ્રભાને કાને પણ"
"એ વાત ન નાખું તો ? આવો મ્હારો સ્વભાવ જાણતાં, અત્યારે"
"હું વસિલદાર અને ધનાઢ્ય માબાપની પુત્રી એકલવાઈ થએલી"
"છતાં, મને તમે તજવા હિમ્મત કરશો ? શું ત્યારે મને મારૂં જન્મ-"
"ભર જોડાયલું મનોહર પંખીડું છોડી દેવું પડશે ? હું માનુંછું કે, ત-"
"મે ત્યાં નહી ગયા હોય ? મામા આજારી છે એ બ્હાને તે રંડાને"
"તમે મળવા જાઓ, એમ મારૂં મન માનેછે તદપી આત્મા કબુ-"
"લ કરતો નથી. ત્યારે ?—**"રોગી પ્રિયાની સંભાળ લ્હેવાને"**
**"પ્રેમ આપતાં તમે બંધાયા નથી શું ?** ખચીત પોતે કામમાં"
"રોકાવાથી યા મ્હારા પ્રેમના દબાણથી તેને મળવાની ના લખી"
"હોય તો તેના પ્રત્યુત્તરમાં એ કુલટા આવો ઠપકો કાં ન આપે ? ઓ"
,નિચ ખસલતની બદજાત ઓરત ? આ પ્રાણ જેવી પ્રિયા તેને કદી"
"પ્રસંગોપાત વાટ જોવરાવતાં તરસાવે તો તું ફક્ત સ્વાર્થનીજ સ-"
"ગી તેને કેમ ન તરછોડે ? તારા પ્રેમથી એની સંસાર સુખની પ-"
"ર્યાપ્તિ થતી નથી, તારી પ્રીતથી એમનો વંશ રહે તેમ નથી,"
"તારે લીધે એ કીર્તિવંત થાય તેમ નથી અને તારે પ્રતાપે એ"
"મોક્ષ પામનાર નથી; તો ઓ ચંડાલણી ! તું શા કાજે આવી"
"ઉમેદ રાખેછે, તું જાણ કે તેને સ્ત્રિછે, બાળક છે, કુટુમ્બ પરિવાર"
"છે. કંઈ ભટકતો નથી, નિર્લજ નથી, ત્યારે તો તું એની"
"આવી આશા શા કાજે રાખેછે? શરમછે, ધિઃકાર છે તારી"
"સ્ત્રિ જાતીની વર્તણુકને ? તને કોઈ ન મળ્યો તો આવો ગંભી-"
"ર વિશ્વાસુ ને પવિત્ર માણસ મળ્યો ? શું મ્હારા નાથ એવી અભા-"
"ગીને નિચ ત્રિયાના પ્રેમમાં ફસ્યા હશે ? એ પોતાના ધણી-"
"થી વિમુખ થઇ તો તમારૂં શું કલ્યાણ કરશે નાથ ? પુરૂષો સ્ત્રિ-"

"ઓપર આશક્ત થયેલા હોય છે એમ તો ઘણે સ્થળ વાંચું છું ને"
"સાંભળું છું, પણ સ્ત્રિ પુરૂષ ઉપર આશક્ત થઈ એતો આજજ"
"નવું અનુભવ છું, પણ તેમ નહીં હોય. નહી, હોય. પૈસાદી-"
"કની લાલચ આપતાં ગરજુ માણસ કેમ ખાડામાં ન ઉતરે ?"
"સ્ત્રિ જાત ઉતરી જાય તો પુરૂષોનું સ્ત્રિ કને કેટલું જોર? મ્હારા"
"પ્રાણને હાલ પૈસાની ગરજ છે, તેથી કદી તેમ બન્યું હોય તો"
"હું ખોટું કેમ ગણું?—નહીં. હું ભુલુંછું. એ તો મ્હારૂં સતાણુંનું"
"સોનું છે, તેને કદી ભઠીમાં ગાળે કે હથોડા વતી ટીપે તોપણ"
"તેનો રંગ ઉતરવા બદલે ઉઘડી ચળકતો થશે. ચંદન ઝાડને જો-"
"ઇએ તો કાપે, ભૂકો કરે ને છેવટ અગ્નિમાં બાળે તોપણ તેની"
"ખુશબો છોડતુ નથી, હાથી ઘરડો થતાં પોતાની ચાલ છોડતો ન-"
"થી, તો કુલીન નર! તે શું નીચ પૈસાના લોભે આવા માર્ગે જા-"
"ય ?—હા—મારા કાકાએ મને **ચંદ્ર** જેવા **રસિક**ના હાથમાંથી પૈ-"
"સાની લાલચે કેમ છોડાવી કે આજે મને આમ વિમાસણ કરવા-"
"નો ને પસ્તાવામાં પડવાનો વખત આવ્યો."

**તમારા સ્વાર્થે તમે મને ત્યાં તેડાવોછો, તેમાં લોક**
**"હાંસી થવા સાથે કેવું પરિણામ આવશે તે કળી શકાતુ નથી."**

"જુઠું—લોક હાંસી થશે, એ પોતાને ખબર છતાં તેડાવે તો"
'કેમજ! નહી, નહી, એ મહારૂં ગુલાબી ગુલાબ એમ કરેજ નહીં,"
"જોકે કદી ગુલાબમાં કાંટા ચો તરફ રહેલાછે પણ તે કોઇ નીચ"
"પ્રાણીને પોતાની સુગંધ ન દેવાજ રાખેલા હશે, તેમ કદી નર"
"ભ્રમરછે, તોપણ જે શોખ બતાવે, તે ઉપરનો ગુલાબી પણ"
"અંદરથી તો બીજાને માટે કાંટા જેવોજ હોયછે, **"તમને એમ"**
**"રૂચ્યું તો મારે લક્ષછે."** હા કહી ફસતાં ફસી ગયા હોય ને પછી"
"તેણે પુંઠ પકડી હોય તો તેને ફજેતી કરી છુટી પાડવા કાં આહીં"
"ન તેડાવે? આ ઉપરથી તો એમજ સિદ્ધ થઈ શકે છે, ત્યારે તે"
"મને વાત કાં ન કરે? મામાની માંદગીનું બહાનું કાઢી મને"
"અપરાધી ઠરાવી શા માટે જાય!—હશે?—હું ખોટી શંકા કાં"
"ન કરૂં? સ્ત્રિઓપર પુરૂષોનો અંકુર કાં ન જોઇએ? કાકચના ઝાડ"

જેવો અંકુર રાખતાં પણ તેમાં ગુણ સમાયલો છે, તે રોગને નાશ કરવાનો હોય તો પછી શું? સાસુના સંતાપમાં ને પોતાની પીડામાં કદી ખુલાસો નહીં કીધો હોય તો હવે કરશે. પણ **આપે ઘરના છુપા ભેદમાં મ્હને યશ આપ્યો એ ઉપરથી કહેવા કરતાં કરી બતલાવવું ઉચીત ન કહેવાય?** ઘરનો છુપો ભેદ તે શું! ત્યારે તેણે એ ગુપ્ત બાતમી જણાવી હશે? ને તે ઘરની? એમાં વળી તેને યશ આપ્યો? આ શું? આ શો ચમત્કાર!! હવે મહારાથી શંકારહિત કેમ થવાય? મારાથી નાથનો ભરોંસો કેમ રખાય? આ પત્ર ખોટો કેમ કહેવાય? એ સ્ત્રિની પ્રીતિ નિસ્તેજ કેમ ગણાય? અફ્શોષ!!!"

જેમ દેખતી આંખે દુર્યોધન મદના અંધાવેશમાં કાચને પાણી ગણી ભુલ્યો, તેમ આ નૌતમ લલના પણ તેવાજ વ્હેમાંધકારમાં ગરક થઈ ગઈ, બેભાન બની, એટલી શુદ્ધિ ન રહી કે પત્ર પોતાના હાથમાં છતાં ધણી પત્રનો અમલ કરવા, ને તે સ્ત્રીને મળવા કેમ ગયો હશે? પણ નસીબની ગીરદેસીમાં ભેજું ચસક્યું ને મગજ ચટક્યું. **"પ્રેમાળ જા-**
**"દુગરને પ્રેમાળજનો મેળવવાં સંસારમાં કાઠીણ્ય નથી."**
"મારો નાથ નીચ ખસલતની નારનો જાદુગર ઠર્યો? અરેરે! તે"
"એટલું હલકાપણું પામી ગયા? આ ઉપરથી શું એમ કે રંડા'
"નિસ્પૃહ છતાં મારા નાથને તેની મોહની લાગી ગઈ હશે કે તેથી"
"ઉલટા હેત બતલાવવા ચાલી જાય. ત્યારે શું આજ સુધી હું વિશ્વાસુ"
"પ્રિયાને પ્રેમમાં ફસાવી તે કપટ? વિશ્વાસઘાત? શું તેની ચાહના,"
"એટલે હું નહીંજ? આશ્ચર્યની વાત! નાથ, આ અપરાધ તમારે શીરે"
"ગંભીર રૂપ પકડે છે. તમારો ગુન્હો ખરો બનવાનાં આ દર્શનીક ચિન્હ"
"છે. ખચિત હું મ્હારા પતિમાં ઠગાયલી છું. રસિકને હવે હું કલ"
"કિત કહું, તોપણ એ **ચંદ્ર** મારોજ થયો હોત તો એમના પ્રેમરૂપી"
"શિતળ કિર્ણોથી હું શાન્તિ પામત. જગત એમ માને તો હું કાં ન"
"માનું? હું મારા નાથને એક હિરો ગણું છું, પણ તે ગમે તેવો"
"કિમતી છતાં તેનામાં ઝેર રૂપી મ્હોટો અવગુણ રહેલો હોવાથી તેની"
"કિમ્મત એક નિર્માલ્ય પાઈ સરખી પણ ગણી શકાતી નથી. એક'
"માણસ પોતાના છંદમાં હદ બાહેર ગયા પછી તે માટે સગુણ વિચાર"

"લાવવો એજ મૂર્ખતા સમજું છું. "नालिका गतमपि कुटिलं, न भवति सरलं शुनः पृच्छम् । तद्वत्खलजन हृदयं बोधितमपि नैव यातिमाधुर्यम् ॥ "क्षुधापितरलगांण्डागारम्" કુતરાની
"પૂછડીને ગમે તો પથ્થર સાથે પણ બાંધે તોપણ;
"શિલા સ્વાનની પૂછડી સાથ સાંધી, જુવો જુક્તિથી જાળવી બંધ બાંધી;
"ફરી પાંશરી તો ફરી વાંકી વાળી, પડી ટેવ તેતો ટળે કેમ ટાળી.

પાંચમી ચોપડી.

"તમારે ત્યાં નિઃસ્વાર્થ પ્રેમ રહેલો છે." ઓહો?
"આજ વાક્ય કહી આપે છે કે પૈસાદાર પણ છંદી વિકારી ને"
"અજ્ઞાન પતિના કરતાં નિર્ધન પણ સામજુ, વિશ્વાસુ ને નેક ખસ-"
"લતનો પતિ એક બલકે હજાર દરજ્જે સ્ત્રિઓને વધારે પ્રશંસ"
"નિય છે. અરેરે! ત્યારે શું હું જેવી એક નિર્દોષ નારને રખડાવશે?"
"કુલિન માબાપની નિરાધાર પુત્રીને પતિને નામે આમ કલંક બેશસે?"
"લોકોમાં આ વાત જાહેર થશે તો મારા જેવી અબળા પર પતિના"
"વ્યભિચારીપણાનું હડહડતું તોહમત આવશે! શું નાથ એકવાર ચોકસ"
"પ્રીતમાં ફસ્યા છે તો પછી પૈસાની સ્વાર્થી, અનીતિવાન પ્રેમાલને દુર્બુદ્ધિ"
"ની ઘડીભરની સગપણ રાખનારી રંડ સાથે તે વ્યવહાર રાખશે? હો"
"આતમાધાર? એમજ હતું તો, અગર તમારો પ્રેમ મારા કંઈ ગુપ્ત"
"દોષના આધારે બીજા પર જોડાયો હતો તો, અથવા હું કંઈજ તમને"
"અપ્રિય થઈ પડી હતી તો હું એક નિર્દોષ અબળાને પરદુઃખના ખા-"
"ડામાં ઉતારી નાહક મારા જન્મ સુખનું શત્રુ થવું નહોતું. તુ મારૂં"
"કેતકી પુષ્પ છતાં, અને જે પુષ્પ એક જગતને ત્રાસ પમાડનાર"
"નાગના પાસમાં રહેવું છતાં, પરસુગંધીદાર નીકળ્યું? પણ મને લા-"
"ગે છે કે, પુરૂષોને તો કોઈ પૂછનાર નથી, પણ સ્ત્રિઓને ધણીનો"
"અંકુશ છતાં કેમ છંદીલી થતી હશે?

નાહક? પાણીમાં ચંદ્રના તેજથી પ્રફુલ્લિત રહેનાર કુમુદનીને નિર્જળ વન અને સૂર્યના તાપની શી ખબર? ગરીબ બિચારી કેવી નિ-દોષ ગંગા—જેમ ચીંભડીપર જરા સરખું પણ હિમ પડ્યું બસ છે, તેમ

અભાગી વ્હેમી લલનાને જરા સરખાં પુરાવાનીજ અગત્યછે; ગભરાયલી પ્રમદા અંતે રડી પડી, શ્રાવણ ને ભાદ્રવાના અનિર્જળ વરસાદને છોડી મુકયો, જેમ અશ્રુ પ્રવાહને છોડી મુકયો, તેમ મધુર કંઠમાંથી તિવ્ર સ્વરને છોડી મુકયો, અને પ્રસન્ન મન માર્ગે બકી કે "વિવશ થયો પતિ શું મારો ? પ્રેમી રહયો મુજ પ્યારો ?" આમ ઇસ્ટિલીનની નાયકા ગુજરાતીમાં જાણીતી બોલી ગુલ યા દુઃખી ગુલ બોલતી હોય તેમ જણાઈ, એક ગીત યાદ આવ્યું, બોલી,

**( ઉડી મન જા જગ બંધન તોડી ) રાગ;—**

ભૂલી હું પડીછું ફસાઈ પતિમાં ?—
ભૂમિ રસાલ નકી નમી પડશે, જાણ્યું હતુંજ વરિ ત્યાં—ખરેમેં—ભૂલી.
પ્રેમ દ્રઢિત પતિને ભૂલાવ્યો,—ક્રૂર થયો પ્રભુજી કાં ?—અરેતું—ભૂલી.

બહુજ રડી, માંબાપ સાંભર્યા, ભાઈ બ્હેનની દશા યાદ આવી, રસિકને તજતાં કગાઈ લાગી, પતિવ્રતા તરુણીએ વ્હેમાવેશમાં તેને સમર્યો, જરાપણ ન સંકોચાઇ. વિશ્વાસુ રોગણીને દવા કંઈ કેફ જેવી જણાઇ, મનોવિકારી[1] લલનાના શરીરમાં એ કારીવિષે[2] બેસાન કરાવા માંડી, પતિ વિયોગી રોગ સિવાય બીજા રોગોમાં નિરોગીણી છતા, અને ગમે તેવું ઝેરી ઔષધ અંદર પ્રવેશ થઈ ન શકનાર વિશ્વાસી વજ્રલેપ હૃદય ઉપર લગાવેલ છતાં, તેના અઘટિત ખોટા વિચારરૂપી વિજળીક દવાએ સર્વ લેપને ઠંડા કરી પોતાનું તેજ આખા અંગમાં એવું પ્રવર્ત્તાવી દીધું, કે ભ્રમિત વાય્યવાયુ પેદા થયો.

"સ્ત્રિઓ તો કદી બાજે વખત "પોતાનું ભેજું નહી કસી "શકનાર અજ્ઞાન તંતુઓમાં[3] ગણાતી હોવાથી" પોતાની થોડી બુ- "દ્ધિએ અવળે માર્ગે પ્રસરે, પણ પુરૂષો સમજું છતાં, જ્ઞાની છતાં," "એક જગતમાં થોડી મતિની સ્ત્રિઓના માલેકમાં ગણાતા છતાં," "એ અજ્ઞાનતા વાપરે, અને પોતાની ખરી પત્નીના અનુપમ પ્રેમમાં" "પલોટાઈ ગયા છતાં, તે આવી રીતે પરાઈ સ્ત્રિમાં લપેટાઈ જાય," "એ આ દુર્લભ સમુદ્રની ભરતી આટ કેવી આશ્ચર્યકારક !!!......

૧ મનના વિકારવાળી, ૨ કઠણ ઝેર ૩ સમજ વગરના જીવવામાં ખપનાર.

"હું કોને કહું ? અત્યારે શું ઉપાય લહું ? પતિ કેમ ઠેકાણે"
"આણું ? તેને ક્યાં વારવા જાઉં ? ક્યાંએ નહીં. એ ક્યાં અણસ-"
"મજુછે ? એમણે ક્યાં મારી સાથે એવો ભાવ દર્શાવ્યો છે તે હું"
"કહું, પરસ્ત્રિમાં લંપટ પુરૂષોને પોતાની સ્ત્રિ સાથે વિરોધ હોયછે,"
"તે ક્યાં મારે છે ? પણ હા, એ વિરોધ કરવો સ્ત્રિથી અજાણ હો-"
"યતો શું કરે ને થાય ? પણ વળી હું ભુલુંછું, મને શું અનાદર"
"નથી કીધો ?" મુન્જયલી વળી ઉંડા વિચારમાં પડી.

ચંદન વનની કોયલને સુકા દારૂણવગડાની શી પરિક્ષા ? **રાજ્યવૈભવી**[1] સ્ત્રિને કઠીણ ખેતરના તાપની શી ખબર, ? તેમ પતિ પરાયણી પ્રમદાને પરાયા પુરૂષની પ્રીતિની શી માહેતી ? કોઈ દીવસ જે જાતનું સુખદુઃખ જોયું નહીં, તેને એ માર્ગની શી ગતી ? જેમ વંધ્યાને [2]**પ્રસુતપીડા**ની શી ખબર ? ખાખરાની ખીલો-ડીને આંબાના રસની શું ખબર ? અને વાંદરીને દ્રાખના રસની શુ જાણ ? તેમ નવલ નાયિકા એ નહી ધારેલું, નહીં દેખેલું, અને નહીં જોવાયલું એવું સ્વપ્ન મોં આગળ ખરેખરૂં પ્રગટ થયું, ત્યારે તેને કેમ નવાઈ ન લાગે વારૂ ?

કોઇ દીવસ તાપ તડકો નહી દેખેલો તેને દારૂણ વનમાં રજળ-વું પડતાં[1] કોઈ દીવસે મીષ્ટાન્ન અન્ન નહીં તજેલ તેને કડાકા કરવા પડતાં[2] કોઈ દીવસ મખમલની પથારી છોડી ભોંય પાથરી ન કરતાં,[3] આ વખતે તેને એ પ્રસંગીક દુઃખો સહન કરવાં પડે તો એ યુવતી ધીરજ ધરે શી રીતે ? મન વાળે શી રીતે ? નથી માબાપની ઓથ ! નથી સગાંની આશા, કે નથી કુટુંબની મમતા, ફક્ત એકનો એક ભાઈ તે રજળતો થયોછે ને જેના ઉપર આશા મમતા ને માયા રાખેલી, તેવો જીવનમણીહાર ખોવાઈ જવા લાગ્યોછે. ત્યારે શું આ-શ્રય પર ટકી શકે ?........

---

૧ રાજ્યનાં સુખ લહેનારી. ૨ વાંઝણી. ૩ જણવાના દુઃખની.

૧ અર્થાત પરપુરૂષ સાથે પ્રીતિમય તો શું ? પણ નીતિયુક્ત પણ બેદિત રસ નહી દેખેલો છતાં, ૨ અર્થાત બીજા રસમાં ઘેરાય-લા પતિથી વિખુટું પડવા છતાં, ૩ અર્થાત પતિપાસથી વિમુખ ન થયેલી છતાં.

નવ પલ્લવ ઝાડપર રહેનાર નાદાન પંખી એ ઝડને પડતું દેખી નીરાધાર પણે અજાણ્યું ક્યાં જાય? વિશ્વાસુ પ્રવાસી સાથમાં ભુલો પડતાં દારૂણ વનમાં માર્ગ કોણ બતાવે? એકજ જાતનું જ્ઞાન ધરાવનારને બીજા ગ્રંથની શી ખબર? તેમજ એકજ માર્ગ પ્રવર્તેલા મુસાફરને બીજા માર્ગની શી માહિતી? ઝુપડાં વાસી માણસો ને બંગલામાં રહેનાર માનવીઓની શી જાણ? તેમ પેલી રંડામાં ખપાયલી નવલગંગા ની વેરિણીને નવલના પવિત્રપણાની શી ખબર ? તે બિચારી નિર્દોષ લખનારૂં હોવા છતાં, અત્યારે તો આ નાયિકાની નાયકા[1] ભોગ થઈ પડી છે, ખરેખર એ પણ સ્ત્રિ જાતિના સાહસીક પરીણામ નો વિચિત્ર દાખલો છે.

ગંગા ને થોડી ખબર છે કે. હું જેને વેરીણી ને ભવદુ:ખહારીણી ઠરાવું છું, તે મ્હારી મૃત નિર્દોષ સખી છે, અને તેમની તેમ પોતાની પણ ભુલમાં આ ચકરાવો ચિતરાય છે. ગભરાયલી છતાં ધીરજ ધરી, વ્હેમાયલી છતાં નિ:શંક બની, અને શ્રવણને જેમ શુદ્ધબુદ્ધિ પેદા થઈ હતી તેમજ આ વખતે તેનું મન ખરા નિતી માર્ગપર વળ્યું, અને લીધેલી કેળવણીને સદ્‌ગુણી સ્ત્રિએ વહેમ આવેશ દુર કરી માન આપ્યું.

"હું ભુલું છું, મને શું થાય છે? મારા પ્રાણાધાર પતિની હું"
"કેવી નિંદામાં પડીછું, મને કોઈ દીવસે નહીં ને આ શા વિચાર"
"આવેછે? મારા ક્યા ગ્રહની દશા કે મારા કયા ધાતીવારનો આ"
"પ્રભાવ, કે અત્યારે હું આવા અવળા માર્ગપર ચડી ગઈ? શું મા-"
"રો પતિ પરાઈ સ્ત્રિ માટે બહાર જાય, ને તે વાત મારા અંતર-"
"માં ઉતરે? કદી બનેજ નહીં. છટ, છટ, મારી નબળી ગતી આ-"
"વવાની થઈ છે, તેથી મને આવા તર્ક સુજે છે. નહીંતો વળી મારા"
"પતિ અને એક પત્નીવૃત્ત ધરનાર મારા સ્વામી, તેનાપર હું આવા"
"જુઠા આરોપ મુકું ? હું ગમે તેવી ડાહી તોપણ સ્ત્રિ જાત કેની ?"
"તેનાથી શું સારો વિચાર પ્રગટ કરાય ? હું ભુલી પડીછું, મને મ્હારા"
"વિચારે ભોળવી છે. અરે મારા નાથ, એ તો મારો હીરાયણ"
"છે, અરે એ કાચનો પારો નથી, પણ અમુલ્ય કોહીનુર છે. એતો"

---

૧ રામ જણી, ગાનારી ચિત્ર.

"મ્હારા અંધારા જેવા અંતઃકરણમાં ચળકતો પતંગ......અરે !"
"તારો છે. તારાથી પણ વધારે તેજ દેનાર મારો જગત રૂપ"
"આત્માને તેજ આપનાર સુગુણમણી ચંદ્ર છે. પણ ચંદ્રને તો"
કલંક છે ? હા, તેમ જો આ વિચાર ખરો હોય તો તે પણ કાં"
કલંકીત્ ન કહેવાય ? કંઈ નહીં, કલંકીત્ હોય તોપણ પોતાના"
"મનોહર પ્રકાશથી આખા જગતને જે શીતલતા આપે છે, તેથી તે"
"ખચીત નિષ્કલંકીતજ કહેવાય છે. હિઃ, જેવા પુરૂષો ભ્રમિત થયા"
"હતા, તેમ તો નથી કે ભ્રમિત થશે ? અલબત પરાઇ સ્ત્રીને અવળે"
"માર્ગે ઉતારવામાં ઉત્તેજન દેવું, એટલા દોષિત તો ખરાજ, પણ"
"કોણ જોવા ગયું છે ? આ લખાણ ઉપરથી તો મનનો અર્પેલો"
"પ્રેમ પેલી નારીનોજ છે, તો પછી અન્ની કલ્પીત કેટલું ટકી શકે?"
"હા. આકાશના દેવતાઓ પોતાનાં સ્થાનક બદલે, એ હું માનું, પણ"
"મારો કાન્ત ? અરે, મારો મનોહર મણી, તે વળી હું જેવી અ-"
"નાનુરાગી[1] દાસી છતાં મારા વિરૂધ દુરાચણ કરે ? કદી હું કબુલ"
"કરૂંજ નહીં, અરે હું બીલકુલ માનુંજ નહીં; નેવનાં પાણી મોભે"
"ચડે, તે વાત મારા ધ્યાનમાં ઉતરે, દુનિયાં ઉથલ પાથલ થાય તે"
"મારાથી મનાય, પણ પ્યારા પ્રાણાધાર પતિ આવા થાય, એ તો"
"કદી નહીં કહેવાય; કાં, ન કહેવાય ? પુરૂષો શું એવકાઇ નથી કરતા?"
"આલીશાને જરાનાને છોડી નહી[2] ? દુષ્યંતે શકુન્તલાને છોડી[3]"
"ન હતી ? એ કોણે ? પુરૂષો. હા, બીજીની પ્રીતમાં ફસાતાં પતિને છોડે"
"ખરા, પણ તે બીજા. આથી ન બને. કાં ન બને ? બને, પણ"
"કોને ? જેને આબરૂની દરકાર નહી, જેને કુળ લાજની પરવાર નહીં,"
"જેને વડીલોની મર્યાદા નહીં, તેનાથી બને; ગ્રહસ્થ કુટુંબનો માણસ"
"વેપારીમાં ખપાતો વેપારી, અને કુલીનમાં ખપાતો આબરૂદાર, એ-"
"ટલુંજ નહીં પણ નવા સંસાર સુખમાં પડેલો આશક(Lover), તેનાથી"
"આમ બને? કદીજ નહીં. અરે એટલુંજ નહીં પણ જ્યાં સુધી પુરૂષપર"
"સ્ત્રિરૂપી અંકુર છે ત્યાં સુધી એ સ્વતંત્ર વિચાર પરાઇ સ્ત્રિપર"

૧ હુકમને તાબે થઇ ચાલનારી. ૨ નર્મદાશંકરની તાસીર નાટક
૩ અભિજ્ઞાન શકુન્તલા.

"જણાવી શકેજ નહીં. પણ કદી સ્ત્રિથી અજાણ હોય તો ? સ્ત્રિની"
"ગેરહાજરીમાં થતુ હોયતો? તો આ જેમ કુદરતી ઉઘાડું થયું તેમ ખુલ્લું"
"થઈ જાય. હા, ત્યારે તો આ વાત ખુલ્લી થઇ ને ખુલ્લી થતાં"
"છતાં ખરી ઠરી એમજ ? નહીં. જો એમ બનાવે તો પોતે સ્વતંત્ર"
"હતા. તો મને પરણવાની તેને શું જરૂર હતી ? લોક લાજ, વળી"
"ઇશ્વર આગળ ઇશક આંબળોછે તો પછી બીજાની શી વાત? હા, જેમ"
"હમેશ સુકી રોટલી ખાનારને લાડુનું મન થાય, તેમ મિષ્ટાન ખાનારને"
"પણ સુકી રોટલી ખાવાનું પણ મન થાય ખરૂં? સ્ત્રિની પ્રિતી માટે"
"કોણ પુરૂષો અઘટીત કામ નથી કરતા ? સ્ત્રિના મોહમાં કોણ"
"નથી ફરતા ? "जन्मांध नेत्रः पश्यंति, कामांधो नेत्र पश्यति."
"સ્ત્રિ મોહમાં કેવાં માણસો કેવી સ્થિતીપર ચડે છે ? સ્ત્રિની સુંદ-"
"રતામાં બ્રહ્માએ મોહાંધ થઇ પોતાની પુત્રી[1]પર કુદ્રષ્ટી નહોતી કરી ?"
"અહલ્યાને[2] દેખી ઇંદ્રને કામ વિકાર નહોતો થયો? પોતાની ગુરૂ-"
"પત્નિને[3] જોઈ ચંદ્રમાનું ચિત્ત ચંચળ નહોતું થયું ? [4]ધ્યાનાવસ્થેત"
"જેનું નામ યોગેન્દ્ર[5] પુરૂષના અંતઃકર્ણમાં સ્મરણ કરી રહ્યું છે,"
"એવા અને જગતમોહક કામદેવને જેણે ભસ્મ કર્યો છે એવા શંકર"
"તેણે પોતાની પુત્રીપર[6] વિષયદ્રષ્ટી સાધવાને ત્રિજું લોચન ઉઘાડયું"
"નહોતું? જેની શરિરની દુર્ગંધથી આખું દિશા મંડળ ત્રાસ પામતું"
"એવી મચ્છગંધા પાછળ પરાશર જેવા મહાન યોગિયો નહોતા"
"ભટકતા? ત્યારે એવા મહાત્માઓ સ્ત્રિઓના મોહમાં ફરયા તો"
"**નવલ**નું શું ગજું ? પણ એક રીતે ખરો દોષ સ્ત્રિઓને"
"છે. વળી માર્ગ ફર્યો; "અરે કુટલા સ્ત્રિઓ ? લોકની લાજ તજી"
"માબાપના પવિત્ર નામને કલંક લગાડી, માતાના નિર્દોષ"
"ઉદરને એબ બેસાડી, પતિના ખરા દર્શનને પાપમાં ઘસાવી,"
"બીજાનાં સંસાર સુખને ખલલ કરી, પોતે બદફેલીમાં નિપુણ થઇ આ-"
"વાં કાવતરાં કરશો, તેમાં તમને શોભા, મર્યાદા, વ્રતને સુખ શું"
"મળવાનું હતુ ? જે ધણી, ખરી ધણીયાણીનો ન થાય, ને બીજાના"

૧ સરસ્વતી. ૨ ગૌતમરૂષિની સ્ત્રિ. ૩ બ્રહસ્પતિની સ્ત્રિ.
૪ તપ ધ્યાનમાં ઘેરાયેલ. ૫ પ્રચંડ યોગિયો. ૬ ઓખા.

"ફંદમાં ફસે, તે તમારા નજીવા પ્રેમમાં શું સુખ આપવાના હતા?"
"અને પુરૂષો? જે નારી પતિથી અરે દુનિયાંથી ઉખડી ગઈ, તે પરપુરૂષોને"
"શું સુખ દઈ શકવાની હતી. મારો નાથ તો સમજુ છે, તે વિદ્વાન"
છે, તે આવાં સુખ શું? તે સમજે છે, અને જો સમજે છે એમ"
મારૂં હૃદય કબુલ કરે છે તો ખોટી ભ્રમણાથી બનેલી કલ્પના તે"
કેમ ખરી માને?" પળપળમાં બદલતા વિચારે ચાવડા વંશના છેલા રજપૂત રાજા સામતસિંહજી પેઠે મગજ ફસવા બેઠી. હૃદયનો રોગ ઉડયો. પણ મગજનો રોગ વધતો ગયો. હજુ એજ વાસનામાં કલ્પના દોડાવી. અને મુંઝાતી રડતી ડુસકાં ભરતી મનને શાન્ત કરવા જતાં ઉલટી શંકામાં પડતી ભોળી સ્ત્રિએ આગળ કથા ચલાવવા માંડી. "અરેરે? નથી બનતું ને કદી ખરેખર સ્વામી એ કુલટાના"
"ફંદમાં લંપટ થયા હોય તો શું મારાપરથી થોડી થોડી રીતે પણ"
"પ્રીત ઉતારીજ હોય? શું મારા બાલકિશોર મણી કરતાં પણ તેને"
"વ્હાલી કરે? હાય હાય, એમ કરતાં તેનું મન કેમ કબુલ કરશે?"
"તેનો પ્રેમ કેમ હા કહેશે? તે ધીરજ કેમ ધરશે? તે પરદારા સાથ"
"પાણી કેમ પીશે? આ હા હા હા! અફશોષ દુનિયાં! તારા પવિત્ર-"
"પાદમાં[1] આવાં દુરાચરણ?" નિશ્વાશ નાંખ્યો. "આવું જુઠાણું?"
"આવો બદ વિશ્વાશ! આવું કપટ! આવું કૌતુક! આવું કુટીલપણું?"
"આવી અધમતા? હું નિર્દોષ નાર, આવા પ્રપંચમાં શું જાણું?"
"મને શી ખબર કે મારા નાથ "**विपकुंभोपयोमुखं**" હશે?"
"હો નાથ? જો તમારૂં આમ પરાયાના હાથમાં જીવન છે તો મને"
"પરણી તમારો જન્મ નાહક વૃથા કરી દુઃખમાં શામાટે નાંખ્યો"? ફરીને ખરીજ વૃત્તિ મોં આગળ પ્રગટ થઈ, "હા, કદી એમણે સફળ જન્મ"
"ગુમાવ્યો છે, પણ હું તો મારી ખરી નેમમાં વિજય પામી જીવતાં"
"સ્વર્ગ સુખ મેળવી રહી માનુંછું. કેમકે સ્ત્રિને પતિના સ્મરણ સુખ"
"સમાન આ દુનિયામાં કે પરજગતના પરમ સુખમાં બીજું સુખ છે"
"પણ શું? મેં મ્હારા પ્રાણને પરણી જીંદગી બગાડી નથી, પણ"
"સુધારી છે, તે છતાં જો આમ મને બાન થાય તો મારા"

1 પગલાંપર.

"થોડા બાકી રહેલા શિક્ષણનું આ ચલણ છે. પણ હા, જો તે,,
"મારી ભૂલ સુધારવા અને મને દાખલો બેસાડવા કરતો"
"હોય તો બીજી યુક્તી છોડીને આમ કરે? અરેરે! ત્યારે તો હાલ"
"હું રાખેલી તરીકેજ ઠરી? અરે જેના અઘટિત અને અપ્રમાણિક"
"પત્રપર મોહી પડ્યા? તે શું દુઃખાવરસમાં સાહ્ય થવાની હતી? તે"
"સંસારસુખ આપે તેવી હતી? કદીજ નહી. મેં એમ ધાર્યું ન"
"હતુ કે સેંકડો બલકે હજારો માણસોની વચ્ચે હાથ પકડી, પો-"
"તાના પ્રેમની દાસી કરી, બીજા સાથે નહી સ્પર્શ રાખવા બંધા-"
"યેલ છતાં આ વખ્તે તુચ્છ ગણી ચાલી જશે? અરેરે! મારા"
"માટેજ તમારા મનના માનીતા સુખમાં ખલલ થતી હશે? પણ"
"પરાઇ પ્રીત પીતલ સમાન છે, આંગળીથી નખ વેગળા તેટલાજ"
"વેગળા છે, પારકું તે પોતાનું થતું નથી. વેસ્યા તે પૈસાનીજ સગી"
"છે; ધુર્ત્ત સ્ત્રિ હાથનો મેલ છે. પણ અરે? કદી એ કુલટા કોઇ"
"દીવસ વિકરાયલી સિંહણની પેઠે ઘાત તો નહી કરે? નીચ મા-"
"ણસના ભરૂસા શા? શું માહારા નાથ આવું નહીં જાણતા હોય"
"કે વિષયવૃક્ષની છાયાંમાં આરામ લહેવો દુઃખ કરેછે? ગમે તેવા તા-
પથી થાકેલો મુસાફર પણ જોએ છાયાની શિતળ પણ ઝેરી હવા જોય
કે જાણે તો તાપ સહન કરે પણ દેખતી આંખે ધૂળ નાંખી ત્યાં ન રહે.
પછી કદી લાભ પણ થતો હોય તો એ શું? આમ મને પ્રથમ ખબર પડત"
"તો હું કેમ જવાદેત? નકી તેણે એ સુખ માન્યું એટલે તો કોઇ"
"રીતે વાયદો ચુકાવી મન તોડી નાંખત. મીસીસ ડારલીએ એલેટેસી-"
"નીયા દાસીને ચુકાવી ન હતી? પણ ડારલીએ જેમ સાહસથી પતિ"
"બદલે પુત્રનું ખૂન કીધું, તેમ હું ન કરત, પણ લીલાવતી પેઠે"
"કામસેનને વેસ્યા છંદમાંથી છોડાવત." વાંચનાર પોતાની ભુલને પારકી અછત કોઇને જણાય.

હું સ્ત્રિ જાત, મારૂં શું ગજું? "नास्ति भ्रष्टेः विचाराः"
"પણ કાલિદાસે ભોજને જેમ વેસ્યા છંદમાંથી છોડાવ્યા, તો ઇશ્વર"
"મને એમ યુક્તિ અર્પી પતિને નીતિના માર્ગપર લઈ જવાને સાહ્ય નહી"
"કરે? હાથી જેવા ગંજાવર પ્રાણીને વશ કરવા માટે ઇશ્વરે આદમીને"

"અંકુર બક્ષીસ નથી કીધું? જ્યારે સ્ત્રિઓ માટે પુરૂષ અંકુર[1] હ-"
"થિયાર છે, તેમ સ્ત્રિઓ માટે પુરૂષ નથી શું! સ્ત્રિઓ શું કરી શ-"
"કતી નથી. ગયલક્ષ્મુ દેવી, ઝહાંસીની રાણી, ગ્વાલીયરની બેગમ, અ-"
"ને આપણાં હિંદુસ્તાનનાં શેહેનશાહબાનું મહારાણી વિક્ટોરીઆ શું"
"પોતાનો અંમલ દૃઢ પ્રતાપથી ચલાવી નથી શકતાં? હું માહારા"
"પ્રાણ માટે લડીશ, વઢીશ, ને છેવટે પ્રાણ ખોઈશ. પણ તેને મા-"
"રા કરી લેવામા હું કદી નહીં ચુકીશ."

એટલામાં તો બે કલાક નીકળી ગયા, અને નીચેથી સાદ આવ્યો

"માજી? મણીયો રહેતો નથી, ત્યાં શું કરો છો? ઉઠોને?" મં-
છુએ કહ્યું, ગંગા ચમકી, અને તુરત ઉઠી જવાબ આપ્યો, "આવું છું?"

સર્વ બંધ થયુ. અંતે ઠેકાણે આવી, અને જેમ છેવટનો ચુકાદો કરવા જડજ વિચાર શોધે, તેમ "આખરે કેમ કરવું" તે શોધવા નવલ બેઠી "સાસુને કહું? નણંદને કહું? તેના મિત્ર અમૃતલાલને કહેવરાવું? નવલ સખિને કહું? ના; ત્યારે?" વિચારમાં તલ્લીન થઈ—"હું કાં એમ ન ધારૂં કે આ વાત બનાવટની હોય? અને બન્નેના અનુપમ પ્રેમને ખલલ કરવામાં કોઈ અધમ ફાવી જતો હોય?" હાલ તુરત તો ગુપ્ત રાખવું, પહેલાં પતિને તપાસવા, ને પછી તેના હાથથીજ છંદ છોડાવવો" એજ વિચાર ગોઠવી મણી બાળક માટે નીચે ચાલી ગઈ. ગમે તેવું હાથી રાજ્યવંશીને મોટું ગણાતુ જાનવર પણ ગમાર, ગમે તેવુ અનાજને સ્વાદિષ્ટ કરનાર પણ મીઠું (solt) અને ગમે તેવું રોગ હરનાર ઓષધ પણ મદિરા, તેમજ ગમે તેવી ચાલાક ચંચળ સંસાર સુધારક ગ્રહિણી[2] પણ ઓરત? "સ્ત્રિની મતિ પાનીએ" ભણી, અનુભવ લીધો, સંસાર સાગરમાં નહાઈ, મન માનતા વરને પામી, સંતાન થયાં, સાસરવાસમાં કીર્તિ મેળવી, ધણીને સંતોષદાયક નીવડી, અને વહેમોના ઝુડાનો નાશ કરવાને શક્તિવાન થઈ, તો પણ "કાગડાની કોટે કં-

૧ સ્ત્રી ઉપર પુરૂષનો તાપ રૂપી હથિયાર. ૨ ઘર સંસાર ચલાવનાર સ્ત્રિ. ૩ જયાના.

કોતરી". વાંચનાર; તેમાં ભેદ છે. જો કે સ્ત્રિઓમાં આવાં દુષણો રહેલાં છે ખરાં, તોપણ ગમે તેવી અપવાદી[1] પણ સાધવી, જોઇએ તેવી સાહસીક પણ પતિવૃતા, અને ભાસે તેવી વ્હેમીલી પણ નીતિવંત, વખતના આવતા જતા સમયને અનુસરી પ્રકૃતી રસને ખાટો કરે ખરી, પણ સમજુ સ્ત્રિ છેવટે તેમને વિકારી ગણી દુર કરી શકે છે, તે જોઇએ તેવી આ વખતે કાચા કાનની નીકળી છે પણ હિમ્મતવંત.

આ પ્રાસાંગીક[2] ભેદિત વ્હેમ, મોટા બાહોશ, ને વિદ્વાન પુરૂષોને ગુચવારામાં નાંખે, તો પછી આ નિર્દોષ અબળા જાતની શી તાકાત? આવી ભુલ ભુલામણીની ભમતીમાં કોણ નથી ભમતું? અને કોને વ્હેમનું વાદળ નથી ચડી આવતું? નારદે ઓખા અને ગણપતિ પ્રસેવ સમયે શંકરને જુઠું ભરાવ્યું હતું, ત્યારે તે કેવા ભુલમાં ભમ્યા હતા?

આવા ભેદીત લેખમાં તો નિશ્ચય "વ્હેમનું વાદળ" ચડી આવે. દરેક માણસોની સ્થિતી બદલાય ત્યારે પજાપર પાકુ થાય તે સ્વાભાવિક છે. નિર્દોષ બિચારી નવલગંગાપર પણ નવી આફત આવી ચડી.

---

## પ્રકરણ ૬ સું.

### નવલ ગંગા પર નવી આફત"

"For What is it on earth,
Nay under Heav'n continues at a stay?
Ebbs not the sea, when it hath overflown?
Follows not darkness when the day is gone?
And see we not sometimes the eye of Heav'n
Demmd with o'erflyeing clound?"

"shakeshpiare"

---

૧ દોષવાળી. ૨ વખતને અનુસરતા.

## છપ્પય છંદ.

શું નથી થાતો ઓટ, ભરતી સાગરમાં આવી?
શું નાવે અંધારૂં, દિવસ યદિ જાય સધાવી?
શું નથી જોતા સર્વ, કદાચિત્ દૃષ્ટિ બળથી
વ્યોમજ કેરી આંખ, રવિ ઝાંખો વાદળથી?
આ સૃષ્ટી ઉપરનું સહુ, વળી આકાશ તલેતણું
કદિ કશું દીઠું છે સ્થિરનિત? કહો વિચારી મનમાંધણું. **મ. સુ. ત્રિપાઠી.**

શોકમાં, નિશ્વાશમાં, આફતમાં, વિચારમાં, પીડામાં, વ્હેમમાં, સત્યતામાં, પાતિવ્રતતામાં સર્વત્ર ઘેરાયલી પ્રમદા સંતોષતાનો ઘુંટડો ઉતારી ગઈ છતાં પતિવીનાની તદન નિસ્તેજ બનીછે, રૂપવતી સુંદરી, ચાલક તારૂણી, સુશીલ ભાર્યા, પવિત્ર પ્રમદા, મનોહર ગાનારી, અદ્ભુત ચીતરનારી, વિવિધ વ્યવહારી, ગંભીર ગૃહણી છતાં —ભૂષણ રહિત લાગે છે-કાં?—

**भर्त्ता नामपरं भार्या, भूषणं भूषणै र्विना ।**
**एषा हि रहिता तेन शोभमाना न शोभते ॥[1]**

**"अस्तोदय नळदमयंती"**

"ભર્ત્તા એ ભૂષણો વિનાનું નારીનું અનુપમ ભુષણ છે. આ શોભતી છે, તે છતાં પતિવીના એ અશોભિત છે"

શ્રાવણ સુદ ૧ ને શોમવારે સવારના છવાગતાં નવલગંગાના હૃદયમાં એકાએક ગંભીર નિશ્વાશનો શેરડો પડયો, કોણ જાણે વ્હેમના વાદળથી, કે પતિના અપમાનથી, યા મણીના રાત્રિના કજીઆના ઉજાગરાથી, વા ખરીજ નડવા આવનારી આફતથી પણ મહા વિચારમાં ગરકાવ થએલી સુંદરીનું ચિત્ત કોઈ ગૃહકામપર ચોટવા ન લાગ્યું. ઘણું એ મન વાર્યું. "કોણ જાણે વિશ્વામિત્ર ભગવાન બીજાં શાશાં વાદળો ફેરવશે" એમ ત્રાસ વરતાવતી તારામતી શોક કરતી હોય તેમ કરવા લાગી.

---

૧ સોરઠો—સ્વામિ શ્રેષ્ટ શૃંગાર, સ્ત્રિને શૃંગારો વિના
સુશોભમાના નાર, સ્વામી વિના ન શોભતી.— મ. સુ. ત્રિપાઠી.

માણસનાં મનમાં કોઈ જાતનો સંકલ્પ પેદા થયાં પછી તે શ્રમણા પ્રતિ ઘડી મોંકનેજ દ્રષ્ય થયા કરેછે "મનમાં તેવું મોં આગળ" એ દેશી કહેવત મુજબ ખરૂં ઠર્યું" સવારમાં નવ વાગ્યાં; ગંગા ધરકામથી પરવારી; **નવલ** ન હોવાથી જલદી રસોઈ કરી લઈ સાસુ દર્શન કરવા ગયાં હતાં; તેની જમવા સારૂ વાટ જોતી બેઠી એટલામાં શેરીમાં પોષ્ટનો હલકારો "નવલગંગાપતિ **નવલશંકર** પ્રિતમલાલ"[૧] પોકારતો છેક ઘરનાં બારણા સુધી આવી પહોંચ્યો. જે સ્વર સાંભળતાં ગંગા એકાએક નીચે દોડી આવી કાગળ લીધો. "કોઈ દીવસ નહીં અને આજશું ? મ્હારી સખીના કાગળો પણ સ્વામીના નામે આવેછે; છતાં આમ કેમ ? હશે." એમ વિચારતી વર્ષારૂતુમાં આકાશમાં ઘેરાયલા વાદળામાં છુપાઈ રહેલી વીજળી જેમ ઝબુકો મારી અદ્રષ્ય થઈ જાય, તેમ અંધબારણાના અંધારામાંથી ઝબુકા દેતી નાજુકનારી હાથ કહાડી પત્ર લઈ બારણું વાસી અંદર પેસી ગઈ. સારા નસીબે પતિ કે સાસુ પણ ન હતાં. જોકે એથી પોતાના નામના પત્રમાં તત્કાળ અપવાદ આવવાના ત્રાસમાં સાસુની ગેરહાજરીથી મનને તો સંતોષ આપ્યો પણ એ સંતોષ મનમાંજ રહ્યો અને.

સાસુની ગેરહાજરીનો લાભ મ્હોટી જેઠાણી કજીઆકુંવર કે જે ગંગાનાં છિદ્રો શોધવામાંજ મંડેલી હતી તેણે લીધો. અજાણ અબળા પોતાના મનસ્વી તરંગમાં છેતરાઈ, અને આખરે ઠગાયલી પ્રમદા એક ખરા અપવાદનું પાત્ર થઈપડી; ગંગા પત્ર લઈ ઘરના એકાન્ત ભાગમાં આવી, પણ કમ નસીબે એજ કજીઆના ઘરની પુરેલી પણ ગંગાનાજ દીવાનખાનામાં પડતી બારીની ભીંત પાસે કાગળનું વૃતાંત જાણવા કજીઆએ કાન ધર્યા, અને ગંગાએ પણ સાંજ આવી વાંચવું શરૂ કર્યું. એકતો આફતમાં ઉતરેલી હતી, તેમાં આપત્રે બેવડી આપત્તિમાં ફસાવી, અને ત્રીજી કજીઆએ ફજેતી કરવા ધારી તેતો જુદી. નસીબની ઉથળ પાથળમાં એવાજ યોગ્ય બને છે.

---

૧ નવલગંગા વિના ગામમાં કોઈ તેને ઓળખતું ન હોવાથી લેખકને પણ એજ નામ મરજી વિરૂદ્ધ છતાં લખવાની જરૂર પડી હતી.

"तादृशी जायते बुद्धि र्व्यवसायोपितादृश"
सहायास्ता दृशाएव, या दृषि भवतिव्यता"

"જે પ્રમાણે ભાગ્યની દોરી ખેંચાવાની હોય તેજ મુજબ બુદ્ધિ પ્રગટ થાયછે, તેનીજ સાલતા મળેછે, અને તેમજ તે આચરણ આદરે છે, એટલુંજ નહીં પણ કાર્યના પણ તેવાજ સંયોગ આવી પડે છે."

અંગ કંપવામાંડ્યું. પત્ર વાંચવો શરૂ કર્યો, જોકે પત્રમાં પોતાનું શિરનામું બોલતાં સાંભળી ધ્રૂજારો છુટેલો હતો તો આ સમયે કંપારો છુટવામાં શું બાકી હોયજ?

વાંચી રહી, વિમાસણમાં પડી, દુઃખમાં દુઃખ ભળ્યું. એકે માર્ગ નસુઝ્યો, નિરાધાર, પતિથી તજાયલી જેવી, અને અબળા જાત, તેનું શું ગજું? પોચા હૃદયની સુંદરીથી બીજું કાંઈ તો ન થયું ત્યારે આંસુ પાડવા માંડ્યાં. લોકોમાં સાસરાની કિર્તિ, કુટુંબમાં પોતાની ઉત્તમ પ્રસંશા, પણ અંદરખાને સાસરાનું પોગળ અને પોતાનું અપમાન કોણ જાણે? સમડીમાં અંદર અગ્નિ છે, એ તો પરિક્ષણ વૈદ્ય કે ઉપયોગ કર્તા સમજી શકે........

પ્રસંગ પણ એવો હતો કે પોતાથી કોઇને વાત કરી ન શકાય. કેમકે પોતાનું ચલણ આજકાલ ઘરમાં એવું નિર્માલ્ય થઈ પડ્યું હતું કે વાત બહાર પાડતાં ઉલટી દુઃખી થઈ જાય તેમ હતી. "આપઘાત કરતાં બાળું રઝળશે, બાળક મરશે, પતિને વગર અપરાધે સજા થશે, કુટુંબમાં કલંક ચડશે, માબાપને લાંછન લાગશે. અને મારી નીકળેલી કિર્તિને એબ બેસશે હવે કેમ કરવું? કોઇતો ધીરજ દેનાર નથી પણ જીવનધાર પણ તજી ગયો છે ત્યારે કોની ઓથે રહેવું?" આ ગંભીર આફતમાં નવી વિપત્તિને ભોગ થઈ પડી. અધીરા વાચક? આ વિપત્તિ શું આવી હતી? આખા પ્રસંગોમાં પત્રોની ખરાબી? પ્રદેશોમાં બીજું શું હોય? સન્મુખ મળીનેજ વાત ન થાય એવું સાધન તો પત્રજ. બાંધુઓના અનિવાર્ય પ્રેમમાં તૂટ પડતાં કોણ એવું કઠોર હોય કે કરૂણા રસિક લાગણીનો વર્ષાદ તેના હૃદયમાં ન વરસે?

"મુરબ્બી બ્હેન ગંગા"

"કૃષ્ણા મોતનું બીછાણું સ્હેવેછે તે છતાં કજળી કાકીએ ત્રાસ"
"વરતાવી થોડાજ દિવસની મુદતમાં હમને ઘર છોડી ચાલી જવા,"
"એટલુંજ નહીં પણ ન જઇએ તો આપણી કેલુ ડોસીની સાથે કાઢી"
"મુકવા સદર હુકમ કરી દીધોછે કમનસીએ વેણીકાકા ભાવલપુરમાંચાલતી"
"રાજ્યસંબંધી માધવાનંદ બ્રહ્મચારીની ખટપટમાં બ્હાર ફરતા ફરેછે."
"નાગરોનાં કેટલાંક ઘરપર જપ્તિ બેસી ચુકીછે, અને કાકાનું પોગળ"
"પણ ડામાડોલ હાલતમાં છે. એકે દીશા સુજતી નથી. માસી તો પે-"
"હેલેથીજ વિરૂદ્ધ છે, હવે હું એકલો કેમ કરૂં? સ્વર્ગવાસી પિતાના મિત્રે"
"રાજકોટથી પત્ર લખ્યો છે કે "પોલીટીકલ ખાતામાં એક નોકરી"
"છે પણ રૂપીયા પાંચસોની જરૂર પડશે" એ કોણ આપે ? હવે તો"
"કૃષ્ણાને ઠેકાણે પાડી કંટાળેલો શેવક કંઇ ચાલી જશે. હઇશ તો મ-"
"લીશ, નહીંતો છેલ્લા પત્રથી પ્રણામ. કૃષ્નાને સંભાળજે, મારો અફસોષ"
"કરીશ નહીં. કૃષ્ણા જીવે તો તે ભાઇજ ગણજે. હું રજા લઊંછું. તથાસ્તુ.

**લી. નસીબનો ફુટેલો ભાંડુમાંથી**
**ખસી જનાર નિરાધાર પોપટ!"**

"ગરીબ બિચારો નિરાધાર પોપટ" અફસોષ! તેનું આ સંસા-"
"રમાં કોઇ નહીં, માબાપના સારા વખતમાં જે ખાઇ, પી, આજ સુધી"
"મસ્ત બન્યા, ઠેકાણે પડ્યા, સુખિ થયા, તે કોઇ મદદન કરે? અરેરે!!...

"વેણીકાકા પણ આવા થયા ? કુપાત્ર કજીઆની તો ટેવ હું સમ-"
"જુછુ, પણ શું કરૂં! કાકાની શરમે અને મ્હારા સાસરવાસના પરિ-"
"તાપે મેં તેને ત્યાં રહેવા દીધાં તો અધમ પાપીણી કાકી જ્યારે છોડી"
"માંદગીના બિછાનાપર પડી ત્યારે કાઢીમુકવા તૈયાર થઇ ? ધિઃકાર"
"પડંજો એમના જીવતર ઉપર. જ્યારે અમદાવાદમાં અન જળના"
"વાંધા હતા તે વખતે મ્હારા બાપે મદદ કરી, તન મનને ધનનો"
"ભોગ આપી બચાવ્યા, એટલુંજ નહીં પણ આજે જો ટકવા પા-"
"મ્યા તો, કે દરબારમાં તેની સમંતિ એ નાંણાવાળા થયા તો"
"વડીલના પ્રતાપેજ, જેનો બદલો આવો આપવા બેઠા હશે ?"
નિશ્ચય નિર્ધનતામાં કોઈ સગુ હોતું નથી."

## ગિતી.

વિષમ અવસ્થા થાતાં, સ્નેહી પણ શત્રુની ગરજ સારે.
અવરની કથા શી કેંવી નીચ ગણીને ન કોઈ ગણકારે.

**ર. ઉ. નળ, દમયંતી.**

ભાંડુઓના પવિત્ર પ્રેમમાં ઘેરાયલી ગંગા બહુજ રડી, વિપત્તિપર વિપત્તિ પડવા માંડી, તેમાં આ દુઃખથી તો સીમાજ આવી લાગી. વિયોગી દમયંતીને જેમ પોતાનાં બાળકો સાંભરતાં રડી હતી, તેમ ગંગાને પોતાનાં બાળક ભાંડુના દુઃખ સાંભરતાં દમયતીનુંજ ગીત મન સાથે ગાવા લાગી, શોક કરવા લાગી.

## ગજલ.

લખ્યા લેખો વિધાતાના, ટળે કોથી ન ટાળ્યા આ.
દશા બુરી થતાં જાતાં, સગાં સર્વે અરિ થાતાં;
તજ્યાં બાળો પિતા માતા, તજ્ય છેલ્લે જગત્રાતા.
તજે પક્ષિ સુકું ઝાડ, બીજાને દોષ શું ભાતા;
દુઃખિ મુજ બ્હેનને ભાઈ, સગાં એ કોણ દુઃખ સાલી.
પિડા જેને બીજાને શું,? પડી રહેવે પીડા ગાતાં;
સુખિ જાણે શું નિર્ધનતા, પ્રસુતા પીડ શું કે વંધ્યા.
દુઃખિની વેદના કોઇ, શું જાણે હોય કો શાતા;
નિરાધાર બન્યાં બાળ, ભળી વ્યાધિ ઉરે જાળ.
વધી સંસારી જંજાળ, સહે કયમ ફુલ, વા વાતાં;
વિના માતા ઝુરે બાળ, વિના દુઃખે સહે કાળ.
લ્હે તેની સંભાળ, પ્રભુ છે દીનનો દાતા;
પડ્યું અગ્નિ વીશે લ્હેવુ, બળે બળવા નહીં દેવું.
પતિ રૂઠયોજ ક્યાં કે'વું, ત્રિશંકુની ગતિ થાતાં;

---

વાચક બાનુઓ? પતિ વિના સ્ત્રિ કેવી પીડીત છે?—

## વંશસ્થ.

પતિ વિના નાર સદા અભાગિણી, પતિવતી નાર સદા સભાગ્યણી,

તથાપિ આ નાર પતિ વિયોગણી, પડે ન કંઈ ચ્હેન રીબાય કામિની;
ભલો બુરો તોપણ શીર કાન્ત જ, વિપત્તિમાં સાહ્યે કરેજ શાન્ત તે,
તરૂણીને એ સમ સુખ કો નથી, પતિ અપ્રિતી સમ દુઃખ કો નથી.

જેમ— **વસંતતિલકા વૃત.**

રાજ્યધિકારી વિણ સુન્ય સભા વિરાજે,
માથા વિના શરિર નેષ્ટ સદાય છાજે;
ગુણો વિના રૂપવતો જન તેથી લાજે,
સ્વામિ વિના સુશિલ નાર સદા કુભ્રાજે.

**શિખરણી.**

પતિ છે પત્નિનું, જીવન સુખ વૃક્ષઃ નિતી તણું,
ખરૂં મુક્તિ દાતા, યુવતિ સહુએ સ્વર્ગજ ગણ્યું;
સુખે દુઃખે સાથી પ્રિતમ, તરૂણી જો મનગણે,
સુખો ભોકતા થાતાં, શિયળવતી ભાર્યા સુખિ બને.
પણ—દુખિં જન્મે ત્યાંથી, અવર સુખ તેને કય મળે;
વિપત્તે આપત્તિ, સકળ દુખ સામાં જઈ ભળે;
વધે રોગે રોગો, રજ ઔષધ લાગુય પડે,
ઉઠે અગ્નિ ત્યાંએ, કદિ વન વિષે જઈ નિજ ચડે.
ખરેખર—સાપે ગળી છછુંદરી, નહીં છોડાય ગળાય;
મુગાને સ્વપ્નું થયું, સમજી સમજી પસ્તાય.

**"ઉપજાતિવૃત."**

કદીજો—તૃષા થશે શાન્ત પિવાથી વારી, ક્ષુધા થશે શાન્ત અને[1] આહારી
નિંદ્રા થશે શાન્ત સુવાથી ભારી, ચિન્તા થશે શાન્ત કદી ન મારી[2]

**"ગિતી."**

વળી,—જરનું દુખજો હોયે, તો નિર્ધન જન ઉધાર લહી બાળે,
શરિર પીડા હોયે, તો કાષ્ટ ઔષધોથી કદી ટાળે
દુસ્મન ભય જો હોયે, તોપણ આખર નમી પડે કાળે;
પણ વ્યાધિ કિસ્મતની, તે નહીં બ્રહ્મા મહેશ કો ટાળે.

૧ અનાજ. ૨ નાશ કરતાં.

**નવલ**ની ગેરહાજરીમાં ભાઇને મદદગાર થવાની ગંગાની હિમ્મત ન ચાલી. પોતા પાસે પૈસા નથી, કદી સખીઓ પાસે યાચના કરે તો મળે, તે છતાં ટેકી ને દુષણ યુક્ત લલના ન તે અઘટિત લાગ્યું. દાગીના મૂકે તો ઘરમાં કંકાસ તો છે ને વધી પડે, એટલુંજ નહીં પણ બ્હાર વાત ફેલાય ને ઘરનો ભવાડો થાય તો ગંગાના ભોગ, તે પણ ન ગમ્યું ત્યારે ગંગા ચુપકીથી બેસી વિચાર કરવા લાગી, ઘણા દાવ પેચ સોંચ્યા, કંઈ નવળ્યું ત્યારે તો વધારે વ્યાધીમાં મન ધરાયું કે—

પ્યાસે રવડતાં, ન પાણી મળે પછી મુવે શું અમૃત કામ તે આવે?
ભુખે મળે નહીં રોટલી ટુકડો મરતાં જો મિષ્ટાંન મોં કને લાવે
વાહન ના હોય દીર્ઘ[1] પ્રવાસમાં મરતાં તે વૈમાન કોનેરે ભાવે
છાયા મળે નહીં સખત તાપે પછી સાંજ સમે શું ડ ઝાડ ઓછાવે[2]
નિર્ધનતામાં ન દે દમડી કોઇ થાતાં ધનાઢ્ય કો હાથ દબાવે
જુવાનીમાં નહીં સ્ત્રિ સુખ મળશે તો વૃદ્ધ સમે તરૂણી શું બચાવે
મહારણ સંગ્રામમાં મળે બ્હાંય[3] નચક્રવૃતિ પદમાં શું લેવાયે?
વૃદ્ધ સમે સંતતી નવ થાતાં સમે અવસાન[4] સગર્ભ ધરાવે?
બાગ બગીચે ટકી ન શકે મહા દારૂણ વનમાં શું વેલી શોભાવે
આશ સમે રતિભાર ન દે કંઈ લંક વિષે સોનું શું ખપ આવે
દુઃખ સમે ન જણાયે સગું પછી ભાંડુ કહી કોણ પ્રીતે બોલાવે
નિર્ધનતામાં સહુ દુશ્મન એક માબાપ વીણ ન એમે દબાવે.

"નક્કી હવે તો મ્હારે તેને આશ્રય આપવોજ પડશે, પણ લાચાર."
"નાથની રજા વિના મારાથી એક પગલું દુર કેમ ભરી શકાય? સા-"
"સરીઆના મેહેણાં ટોણામાં અહીં પણ કેમ તેડાવી શકાય ? કદી"
"કૃષ્ણા ત્યાં રહેશે ને તેમ કરતાં સમય સાંધી અહીં તેડાવી લહીશ, પણ"
"પોપટ આવ્યો જશે તેનું કેમ? અરેરે ! મારા વડીલનું નામ રૂપ એકજ"
"અમુલ્ય માણી, મારા પીયરનું અચલ આશ્રીયક રત્ન, મારો માતૃવત્"
"બાંધવ, તે શું દુનિયાંથી દુર થાય? ત્યારે હું શું કામની? તેમ કરવા"

૧ મ્હોટા. ૨ છાયા રૂપે માથાપર પડે તે. ૩ ભાઇ એ એક બ્હાંય ગણાય છે. ૪ મરણનો છેલો વખત.

"દૈવાયજ નહીં, હુ ગમે તેમ કરીશ, પણ મદદ કર્યા વિના તો નહીં"
"રહીશ. મારો નાથ અહીં નથી, તે કોપાય માન થઇ ગયા છે, એ"
"ખરૂં, તોપણ મને તેનો એટલો તો વિશ્વાસ છે કે તેમને હું સમ-"
"જાવીશ તો ના કહેશે નહીં. મારા પોપટને તો ચાહાય છે. થોડા"
"વખત પર તેણેજ તેને અહી તેડાવવા વાત કરીહતી, પણ દુકા-"
"નનું ડામાડોળ હોવાથી બંધ રાખ્યું હતું તેને આમ વિપતિમાંથી"
"બચાવવાનું કામ હું તેનીપ્રત્યક્ષ સિવાય કદી પરોક્ષ પણ કરીશ તો"
"તે મને ગુસ્સો નહીંજ કરે, એ સંપૂર્ણ ભરૂંસો છે. દાગીના વેચું?"
"હા, મારા પિયરના છે. મારા પોપટનું ઘરેણું છે. જો કે એ મિ-"
"લકત મારા નાથની થઇ છે ખરી, તોપણ સંતોષમાં તેનો માલ"
"ગણાય છે તેથી અડચંણ નથી. કોને બોલાવી કામ કરવું? કયા"
"દાગીના મુકવા?" વિચારમાં પડી, "યદુરાયની સમંતિ લહું." એમ
વિચારી ખાનગી માણુસ તેડવા મોકલ્યું. એટલામાં સવિતાગવરી
દર્શન કરીને આવ્યાં, અને મણીને કજીઓ કરતો જોઇ સક્રોધે ઉપર
આવતાં ગંગાને નિશ્ચિંત બેઠેલી જોઈ, બોલ્યાં."

"વાહરે મારાં મડમ સાહેબ? છોકરો રડીને મરી જાયછે, તે પણ મારૂં કામ જાણી રાખવા ન ગઇ હશે, કેમ! ચાકરડી તો હુંજકેની? ઉઠ, અહીં તારાનું શું ઊંધું વાળેછે?"

ગંગા ચમકી, આંસુ લુહી નાંખી કાગળને જેમ તેમ સાસુ ન જાણે તેમ ચોલીમાં સંતાડી ઉઠી, ગભરાટરૂપી ગુન્હામાં કાંઇ નબોલી શકી.

"રાંધવાનું પણ હું જાણુંછું કે પડતું મુકયુ હશે, બળ્યું છોકરાનીએ દયા નથી. ભાઈડા વીના હાક રહે? જા, ચુલાનું મોં પકડ? ફુવડ જેવી બેઠી તેમાં ઘરના કામની ચીવટ છે?" સવિતાએ કહ્યું—
"સાસુજી? રસોઈ કરીને તો બેઠીછું ને ફકત તમારીજ વાટ જમવા માટે જોઈ રહીછું, તોપણ"—

"ચૂલાપર મૂકેલું કાંતો બળી ગયું હશે કે દાઝી ગયું હશે."

સવિતાગવરી બોલતાં નીચે ઉતરી ગયાં. વહુને ઘેટાની પેઠે દાવ રમાયા. ગંગા બિચારી દુઃખતા પર ડાહમ પડતા સહન કરી અંદર ગઇ, અને સાસુ મણીને લઇ બારણામાં બેઠાં. એટલામાં સામેની અ-

ગાશીમાંથી વેણીગવરીએ કજીઆની બારી સન્મુખ ઉભી ટઉકો કીધો.

"અલી કજીઆ? આજતો કંઈ બહુ કામમાં પડી ગઈ?" કૈકેની વાત વગર કહે મંથરા જાણી દશરથને જાણ કરવા કેમ તલ્પી રહી હોય, તેમ કજીઆની અંતરગત જાણી સવિતાને આવેલાં જોઈ ગંગાના પત્રની જાણ કરવા કજીઆ સન્મુખ અન્યોક્તિ કરવા માંડી.

"તારી મડમ સાહેબનો કાગળ આવ્યોને?" ચોખા વીણતી લોકને દેખાડવા કજીયો કરાવા વેણી ઉભી તેવોજ સ્વર સાંભળી કજીયા પણ બારીએ દોડી આવી બોલી—

"હા, આજકાલની વેવલીઓનાં વગોણાંજતો; વળી છતા ધણીએ રાંડેપર કાગળ શા? આપણે તો નવું કાતુક જોયું, વેણી?"

"બાઈ મ્હારો તો બાપ મરી ગયા, ત્યારે મારો ભાઈ છ માસનો હતો, તોપણ ખરખરાનાએ [1]કાગળો તેના નામના આવતા હતા." વેણી ઝડપતા શિકારને થાપ મારતી બોલી"

"ત્યારે તો તું જાણેછે નહીં?

"હાજતો, વળી છાબડે ઢાંકયા અંદર છુપા રહે?

"કંઈ સંભાળ લીધી હશે, પુછવા ઠેકાણું તો તુંજ કેની? કોણજાણે વહુ બાળકછે. સાસુ બ્હાર ગયાં હોય તો પુછવું તો જોઇએ કજીયા?"

"આજકાલની વહુઓ કોઇને ગણે છે? આજતો ન્હાનાં તે મ્હોટાં, ને મ્હોટાં તે ખોટાં. સાસુને ન પુછે તો હું તે કોણ ગણતીમાં, પુછીએ તો જવાબદે? એ ભણેલાંને આપણેતો ગામડીઆં ગમારઅરે, એતો મારા **નવલ** ઠાકરને[2] પણ કયા ગાંઠે તેવી છે?"

"ભાઈડા પણ તેવાજતો, નહીંતો શું સાથે રાખેલાં માબાપને પણ ન ગાંઠે? ડોસી બિચારાં કેટલું કામ કરેછે, તોપણ ખારડાં." સાસુને ચટકો લગાવા બોલી

"ભણેલીઓ બધી કદર જાણે, નાખવાનાને વાળવાના જુદા તો, "હાથીના દાંત દેખાડવાના ને ચાવવાના જુદા તેમ હજુંતો ઠીકછે પણ અહીં જ્યારે એનાં આવનારછે ત્યારે ભવાડા થશે"

---

૧ મૃત્યુ પછી કુટુંબને દીલાસો. ૨ દિયરને ઠાકર કરી બોલાવવાનો કાઠીયાવાડ દેશી કુટંબમાં કોઈ સ્થળે ચાલછે.

"તે કોણ? તું પણ બડી લફંગીછે. હો કજીઆ?

"તું નથી જાણતી? માબાપનું તો અવતરીને નખ્ખોદ વાળ્યું. વળી કાકાને ત્યાં રહ્યાં તો છપ્પર પગાએ ત્યાં પણ સત્યાનાશ વાળ્યું. અને હવે અહીં ફજેતી કરવા આવેછે.

"કોણ નવલનાં ભાંડુઓ?

"હા; ત્યાંથી કાઢી મૂકયાંછે. ધડો કોણ કરે, મુવાં નશીબનાં પણ પાધરાંતો, જ્યાં જાય ત્યાં ચીતળનાં પાદર જેવું કરે,

"બાપુ, આવશે તો તમારે માથે નહીં પડે, તમે કાં વગર પૈસે ધોબી પેઠે ધુવોછો! હમે તમારૂં નામ લઇએ છીએ ભાભીજી, વારૂ?" ગંગા સોર સાંભળી દીવાનખાનામાં ઉભી હતી તે નહીં સાંભળી શકાયાથી એટલું બોલી એટલામાં તો કજીઆએ ઉધડી ખરીદી.

"ધોબણ તારી કહું તે. રાંડ, તું ધોબી કહે, શું? એટલી શેખી તારા માટીને ને ઓશીયાળાં સાસુને બતાવ્ય, સમજી? સારી તારા ઘરની. હશે તેવુંતો જગત કહેશે. છપરપગી ન હોયતો ઘરનું પોગળ કળાય? મરીરે, બાપના ઘરનુંતો ઠેકાણું નહીં ને બડાઇ શી મારેછે? ભણ્યાં તેથી મ્હોટાં ન થવાય? લાજવગરની શું મોહું લઇ બોલેછે? ધોબીના પડોશમાં રહેલાં છે તે યાદ આવેછે. હમારી તો બલ્લાએ ધોબી નથી. ધો તું ને વળી કહે તારા ધણીને, અહીં કહેવા આવીશ તો ખાસડું ખાઇશ. લ્હે? જો બીચારી ચાલી ચાલી અહીં ગળે પડવા આવી, એનું નખ્ખોદ જાયતે મને ધોબણ કહેછે, તેમાં મુવાં સાસુપણ વારતાં નથી, એનાં મરેતે?" ઓ. ઓ. ઓ." છેવટે ચુનો ચોપડી ઉપરથી કાળું કરવા કોલસારૂપી આંસુપણ ઢાળ્યાં. ને બીચારીને એટલી શરમાવી દીધી, કે ધરતીપાસે માર્ગ માગ્યો, ગંગા અંદર ચાલી ગઈ—

"ઠીકછે **એમને** આવવાદે, દરરોજ નાહક વેરણી મારે માથે લાગીછે. વેણી? જોયુંકેની આ નાનવડાઇને મોટવડાઈ.

"હશે, બાઈ, ખાબોચીયાં છળકાય, કીચ્ચડમાં પથરો નાંખે તો સામા છાંટા ઉડે."

"હું ખરી તો ત્યારે, કે તેનાં લુંણ ઉતરાવું. એ છકી છે તે" હું સમજાુંછું, હમણાં કંઇ નહીં,

"જા, બાપુ, જા. ઘરમાં રસોઇ કર. થવાનું હશે તે થશે."

વેણીગૌરીએ મોટે ધીરજ દીધી, પણ આંખનો અણસારો કરી બન્ને અંદર પેસી ગયાં. ગંગાને હાથે કરી પથ્થર પગપર મારવાનો પશ્ચાતાપ થયો. રડી. અંદર ગઈ. સાસુને શંકા થઈ, ક્રોધ ચડ્યો. પોતાને વાત ન કરી તેનો રોશ ન સમાયો, તદપી હાલ ન બોલી. એટલામાં ઈંદુ સ્કૂલમાંથી છુટેલો આવ્યો, ઉપર ચડતાં નવલગંગાને રડતી જોઇ. ત્યારે ગિતના બાળકે માતા સમગણેલી ગંગાને પુછ્યું.

"નવલમાજી ? તમે તો રડતાં જણાઓછો ? કોણે મારી જી-જીએ[1] કહ્યું ?" ગંગા ન બોલી, ફરી પુછ્યું "આમ શા માટે ? તમે મને કાં નથી કહેતાં ? કંઈ અડચણ કહેવામાંછે ? હું નથી ધારતો કે તમે મારાથી અંતરપટ રાખો. મારાસમ, જે હોય તે કહી દો. મારા જીજીનો સ્વભાવ સારો નથી, તેથી તેમણેજ કડવું વચન કહ્યું હશે, પણ ખુલાસો કરો તો તમારી ઈચ્છાનુસારે તેને હું કહું.

"કંઈ નહીં બાપુ એતો સહેજ—"ગંગા હુસકાં ભરતી બોલી.

"નહીં માજી, તમે છુપું રાખો છો? મારા [2]કાકા અહીં નથી તેથી કહી કહેવાને અચકાતાં હશો, પણ અહીં તમારે કાંઇ જુદાઇ જાણવીજ નહીં, હું પુત્ર તમારોજ છું, તમે મારાં મરી ગએલાં માતા જેવાંજ છો ને મણી મ્હારી બાઈ છે. કદી કોઇ બાબતમાં મારા કાકા ને તમારી છાની વાત કહેવા હરકત હશે તો હું એવો નથી કે ખુલ્લું કરીદઉં, માટે મને જણાવો."

"તેમાં શું કહું? કજીઆ કાકીનો સ્વભાવ બાપુ તું જાણતો નથી?

"હા. તેતો વઢકણીજ છે. સવાર થયું કે "વઢ નહીં તો વઢવાનું બાનસાર" તેવી તો છે, પણ એકાએક તેને વઢવાનું કંઈ કારણ હશે બઈ ?

"મામા ગોપાલનો બાવલપુરથી કાગળ આવ્યો એમાંનો સાર કહાડીએ એ કોણ જાણે શી રીતે જાણ્યો કે મેં વેણી સાથે નાટક અને સાથે બાંધવા માંડ્યાં. મેં તેને તેમ કરવા ન દેવા મરીબાઈથી

1 ઈંદુની માતા બાળક મુકી મરી જતાં સવિતાગવરીને ઓરાં માતા બદલે જીજી કહી બોલાવતો હતો.

2 નાગરોમાં બાપ ને એમ કહેવાનો રીવાજ છે.

માગણી કરી તો "આવ બલા, પકડ ગળા" માફક મનેજ ગળે પડી.

"હશે, પણ મામા વીશે શી ખબર છે?

એમની હાલત દુર્ઘટ છે, એ—

હજુ ગંગા બોલે છે એટલામાં યદુરાય જે એમના મોસાળ પક્ષમાં ઘણે દુર પિત્રાઈ મામાનો દીકરો ગંગાને થતો હતો તે આવ્યો, કે જેને ગંગાના માતાના બાપના વારસામાંથી એક જુજ રકમ પણ ઉતઃક્રિયા કર્મ કરાવા આપી વારસદાર ઠરાવ્યો હતો, તે અહીંની કોર્ટમાં ઉમેદવારી દાખલ આવ્યો હતો. જે આ વેળા ગંગાએ માણસ મોકલતાં અગાઉ બીજાને મોઢેથી આ વીગત સાભળતાં એવડા કારણે આવ્યો હતો. તેને જોતાં ગંગાએ પોતાના મનની ખરી હકીક્ત જે ઇંદુને કહેવા ધારી હતી તે યદુરાયના આવવાથી મુલતવી રાખી ને યદુરાયને સન્માન દઈ અંદર દિવાનખાનામાં લહી ગઈ, જતાં પ્હેલાં ઇંદુને ખોટું લાગશે એમ ડર લાગ્યો. પણ સમજુ ઇંદુલાલ-જ બ્હાનું કાઢી નદીપર ન્હાવા ચાલી ગયો, જેથી નિર્ભયપણે યદુરાય સાથે ગંગા વાત કરવા મંડી. પણ પ્રથમાંજ આંસુ આવ્યાં, યદુરાયને દયા આવી. આંસુ લોઈ નાંખ્યાં? યદુરાય બોલ્યો" બ્હેન મેં સર્વ હ-કીકત જાણી, પણ હવે શું કરવું છે?

"અહીં લાવવા માગણી કરવી. પણ હઠીલો પોપટ અહીં નહીં આવે, ને કૃશા તો માંદગીના બિછાણાપર છે. એ[1] પણ અહીં નથી કે હું ભાવલપુર જઇ આવું. અને વળી પોપટ તો ત્યાંથી ચાલ્યો જશે, તો પછી મ્હારૂં કોણ? માબાપો ગયાં, બ્હેન છે તે આજારી થઇ બીન ભરૂંસે ખાટલામાં પડી છે, અને એકનો એક ભાઇ કુંટબાધાર છે તેને પણ ખોઈ બેસવાનો મારો વખત આવશે શું?" એટલું બોલતાં ગંગા રડી પડી, ઘણી રડી. હુસકાં ભરવા લાગી. કેવી કોમળ સ્ત્રિ જાત! કેવી માયાળુ ભાંડુઓની મમતા? કેવી દયાર્દ્ર ચિતની ગંગા?

"ત્યારે હવે તને શું ઉપાય લ્હેવો યોગ્ય લાગે છે?

"જોકે મારા વર અહીં નથી, તોપણ મ્હારા ભાઇના બચાવ

૧ (એ) ધણીનું નામ ન લેવા બદલે શબ્દ વપરાયછે.

માટે હું જે કંઈ કરીશ તે નાકબુલ કરવા નથીજ. એ હું સમજાવીશ, મારી પાસે કંઈ રૂપીઆનો નથી પરંતુ પાંગસો રૂા. ના દાગીના આપું તે ઉપર લઈને તેને શુભરીતે રાજકોટ પહોંગતા કરવા, અને પોષ્ટને જવાબ લખશો. એ આવેથી રૂપીઆ ભરી દેશું પણ ને આપણે બન્નેને સમજી કરવા કરતાં ત્રીજા જણને વચ્ચે રાખવો વધારે સાનુકુળ થશે." કણિએ ગમગીનેલ ભેજાથી પુછ્કર બોલ્યો હતો તેમ નિર્દોષ ચતુરાય બોલો[2]

કોને રાખીએ તો? ગંગાએ કહ્યું તે બાળકછે. ત્હારી મરજી હોય તો ત્હારા કાકાજી કિશોરલાલને...

ગાંડો થયોછે શું? તે મુજનું નામ મારી પાસે નાં લેતો? તને ખબર નથી કે હમારે તેને કટ્ટા આકરું ને બીચા બારમું ચાલેછે? દુશ્મન કરતાં વધારે, તેને તુ ક્યાં વચ્ચે રાખવા માગેછે? ઉલટી ફજેતીજ તો, પછી?"

"ગંગા! તારી ભુલ છે. એમણેજ ત્હારા પત્રની ખબર આપી અને ઉલટી તેણે તો મને બલામણ કરી, તારી દયા ખાધી ને તારા કાગળનું વૃતાંત તેને કાને આવતાં તે બોલ્યા કે "મારૂં નાણું કુલમાં રોકાયું છે તો હું લાચાર છું કે મદદ કરી શકતો નથી. બાપ્પએ બાપ્પઓ કે બાઈડીઓ વચ્ચે ગમે તેટલો અન્તરસ (ઇન્ટ્રસ્ટ)[3] હોય, પણ ગંગા માટે તો મારૂં ઉજ્જ્વું મત છે. આ કામ ખાનગી રાખવા તેનો મતછે. એટલુંજ નહીં, પણ જો ગંગા દાગીના મુકવા ચાહેતો તે કંઈ ત્યાં મારા નામે વગર વીઆજે રખાવી આપી રૂપીઆ મોકલી દઉં." આટલી જેની લાગણી અને તુ તેને ધિક્કારે એ મારાથી કેમ કબુલ રખાય?"

"તેના મનમાં કપટ ભાવના નહીં હશે?

"તે દેવ જાણે. પણ એમ હોયતો તેને ગરજ શું? મને તો લાગ્યું નહીં, ને લાગતું નથી. તારી નજર પહોંચે તેમ કર.

૨ "ય" જોડવા બદલે નીચે (.) અનુસ્વાર મુકવાથી ભિન્ન થએલ શબ્દ દેખાયછે. આમ કિશોરલાલે પોતાને વચ્ચે રાખવા ખુબ ભજવેલી હતો.

૩ (અંગ્રેજી બોલનો ગુજરાતીમાં અપભ્રંશ તરીકે હજુસુધી ગણુ વપરાયછે)

"પણ દાગીના કયાં મુકવા? કેમ મુકવા?

"તમારી મરજી મુજબ—

"મ્હારી પ્રભાસખીને ત્યાં ત્હારા નામે મુકી, મ્હારા કાકાજીની જામિનગીરી આપો.

"હા. ઠીકછે. મારો શકપણ લ્હે નહીં, અને પરભારૂં સારૂં થશે. પણ ગંગા?–ત્હારા નામના દાગીના જાણી રાખશે નહીં.

"તેથીજ તમારે નામે રાખવા માગુંછું. કદી હું જઇને પાંચસો રૂપીઆ માગું, તો તે બદલે પાંચહજાર આપે તેવી મ્હારી સખી પ્રભાછે. પણ મેં આજસુધી રાખેલી ટેકને બનતાં સુધી ડોડલી થવા દેવી ન જોઇએ. નિરૂપાયે લાચાર, માટે તેમ કરી રૂા. રાજકોટ બીડી પોપટને રેજીષ્ટરથી ખબર કરો. હું પણ કાગળ લખી રાખીશ." "લ્હો." દાગીના કાઢી બંડલ કરી યદુરાયને હવાલે કીધા. યદુ **સવિતા** પાસેથીજ ગયો. પણ દાગીનાનું બંડલ બગલમાં મારેલું ન દેખાયું. તે છતાં, કજીઆના કંકાસથી તેને વ્હેમતો આવ્યો હતો, અને આ ધસડપસડથી શક ગયો, પણ બોલી શકયાં નહીં. ને એ ક્રોધ મનમાં રાખી દાવ આવે લડી કાઢવો મુલ્તવી રાખ્યો.

યદુરાય દાગીના લઈ નીચ ને અધમ કિશોરલાલ કે જે ગંગાને ફંદમાં ફસાવવા ધારતો હતો, તે પાસે આવ્યો. આથી એ ખુનિનું મન પ્રફુલ્લિત થયું, ને દાગીના પોતાની જામિનગીરી તળે મુકવા કહેલું હોવાથી પ્રભાકુવરના પતિ પ્રાણલાલ પાસે રેવન્યુ અદાલતમાંજ પરભારા ખાનગી મળવા ચાલ્યા. કળિને થોડી ખબર છે, કે દમયંતીનો હાર દબાવતાં પોતાને પાતાળમાં પેસવાનો વખત આવવાનો છે. દાગીના મુક્યા, બન્ને જણે સહી કીધી. રૂપીઆની તુરત મુદતની હુંડી પ્રાણલાલે રાજકોટ ઉપર લખી આપી; યદુરાયે રજીષ્ટર કરી બીડી, ગંગાને ખબર આપી. પ્રાણલાલને શક ગયો, તેનું કિશોરે પોતા તરફથી નિરાકર્ણ કીધું. વાચક! આ કરવાનો સબબ પાછળ તને જણાશે. ગંગાએ પોપટપર કાગળ લખી ધીરજ દીધી. ને રાજકોટની ચાકરી મેળવવા માટે ભલામણ કરતાં, સર્વ જોગવાઇ કરી આપી. પોતે પોતાના ભાઇના બચાવમાં પાર પડી સમજી, પ્રથમ તો પતિની ગેરહાજરીમાં

કરેલ કામથી સંકોચાણી, પણ તે ખુલ્લું કરી કરેલ ગુન્હાની માફી માગવા વિચાર ધારેલો હોવાથી હૃદયખેદને વિશ્રાન્ત પાડ્યો.

કેવી દયાળુ બ્હેન? આવા કઠણ સમયમાં પણ ભાઇ ઉપર બ્હેનનું કેવું પવિત્રને નિર્દોષ હેત? સર્વ કોઇ ભાઇઓને આવી બ્હેન કેમ પ્રિય ન હોય? જગતમાં સહુને બેહેનનો તેવો નિર્મળ પ્રેમ દ્રઢ રહે; સમયાનુસાર સર્વ સુખી સંતોષી રહી મદદ કરતાં રહે; ને સર્વને એવી બ્હેન પ્રાપ્ત થાય... ... તથાસ્તુ ... ...

વાચક? આ કાર્યમાં કિશોરલાલની શું મતલબ હતી? એ તારા ધ્યાનપર લેવું આગળના વાંચન માટે યોગ્ય લાગેછે. કિશોરની અંદરની મતલબ કળિની પેઠે દમયંતી ને કોઈ પણ ફાંસામાં ફસાવી દુઃખમાં જોવાની હતી, એટલુંજ નહીં પણ **નवलशंकर** અને ગંગા વચ્ચે રહેલો પવિત્ર પ્રેમ તે પણ તોડાવી તેને રઝળતાં જોવાની ઇચ્છા રાખી હતી, તેથી પ્રથમ **नवलशंकर**ને તો ફંદમાં ફસાવી આવ્યો હતો. કેમ ફસાવ્યો હતો? જો.

**नवलशंकर** પોતાના ન્હાના ભાઈ શામલાલ સાથે વ્યાપાર કરતો હતો, પણ તેમાં કિશોરલાલની સમંતિથી **नवल**ને ફસાવવાનું કપટ થયું હતું. આ વિશ્વાશઘાતની **नवल**ને બીલકુલ ખબર નહોતી. જો જાણતા હતા, તો બેહેતો, શામલાલ ને કિશોરલાલ. શામલાલ ચાલી જવા પછી પોતે એકલો પડેલો હોવાથી બીજો ભાગીઓ શોધતો હતો. તે કિશોરને ખબર થતાં જેમ ગંગાને ફસાવા જાતેજ નિર્દોષ બની વહાલ બતાવ્યું તેમ **नवल**ને પણ ફસાવવા એક દગલબાજ ભાગીઓ શોધી પરભારો ત્યાંજ લખત કરી, ભાગીયાનું નક્કી ચોકઠું બેસાડી **नवल** ને ઘર લાવવા બદલે બીજી દુકાને પરભારો કાઢી. પોતે અહીં આવ્યો હતો.

**नवल**ને એવા બારીક પેચથી ફસાવ્યો હતો, કે થોડાજ વખતમાં તેનું છાપરૂં ઉડી, ટકેલી આબરૂ વિખરાઈ જઇ, રઝળતાં થઇ જાય. વળી એટલામાં "અધમકૃત કરનારને ઇશ્વર સત્વર સહાયભૂત થાય" તેમ ગંગાને ફસાવવાની બીજી જોગવાઈ શોધતો હતો. તેમાં પણ અનાયાસે સફળ નીવડ્યો. ને એ સફળતામાં પોતાની દરે-

ક ધારેલી ઉમેદ પાર પડી. **નવલશંકર** રઝળ્યો. ગંગાને ઘણીથી વિમુખ કરવાની યુક્તિ યુક્તિ રચી કે પ્રગટ વાત **નવલને** કાને આવતાં તેનો બન્નેનો પ્રેમ તૂટીજ જાય, એવી સંકળનો જાડાઈ; અને નવાજ આકારમાં જોવાની જોગવાઇ આવી. ગંગાને શીરીતે અનાયાસે ફસાવવામાં પાર પડયો? વાચક! તને તાજીજ યાદદાસ્ત હશે કે, પેલી ફૂલટા કજીઆ હમણાંજ ગંગાસાથે લડી, અદાવત કરી બેઠીછે, ને કીશોરલાલ આવતાંજ તેને વઢાડવીછે. પણ કિશોર શાણો હતો. વેર લેવાની યુક્તિ પેટમાં પેસી છરી મારવાની હતી, તેથી **નવલશંકરને** ફસાવી આવતાંજ કજીઆએ કુટીલ કંકાસ માંડયો હતો "ભાવતું હતું ને વૈદે કહ્યું. પોતાનું મનસ્વી કામ પાર પડતું હતું, ને કજીઆ ને સંતોષ મળતો હતો, તેથી વાત સ્વિકારી કજીઆને સંતોષ આપ્યો, પણ કુટીલ કજીઆએ શું યુક્તિકરી? દશરથને વશ કરવા કૈકૈયે શું કર્યું હતું? કુલટા સ્ત્રિ કેવાં ચરિત્ર કરે છે? જો—

---

## પ્રકરણ ૭ મું.

### ફૂલટાનો ફૂટિલ સંસાર.

સવળુ કરતાં અવળું નડ્યું, પરદુ:ખ પોતા પર જઈ ચડ્યું.
પરજનને દેતાં કંઈ રંજ, અંતે જાગ્યું ઘરમાં ગંજ.

**आःपाकं न करोषि पापिनिकथं पापीत्वदीयः पिता**
**रण्डे जल्पसि किं तवैव जननी रण्डा त्वदीया ससा ।**
**निर्गच्छ त्वरितं गृहाब्धहिरितो नेद त्व दीयं गृहं**
**हा, हा नाथ ममाद्य देहि मरणं शष्पं मदीयं गतम् ॥**

**सुभाषितरत्नभाण्डागारम् ॥**

દેશી કહેવત મુજબ" ભુંડા માણસની પાસે રહેવું ભારે" તેમ કુલટા સ્ત્રિની સાથે ઘરવાસ. ચલાવવો, તેપણ બહુધા **કારી ને ભારી** છે. તેના કંકાસ, તેના કજીઆ, તેનાં દુરાચરણ, તેનાં કટુવચન, તેનો વિરોધ, તેનું દુર્મુખ, તેનો દુરાગ્રહ, ને તેનો અવિકારી પ્રેમ, એ ખ-

ચીત સંસાર કાર્યમાંથી નિવૃત્ત થતા ત્રાસિત પુરૂષોને બહુ કાઠીણ્ય થઇ પડેછે. તે જેની સાથે વિરોધ કરી બેસે તો ધણીને તેની સાથે પ્રકોપ કરવાની જરૂર પડેછે. ધણી કદી સમજુ હોવાથી કાચાકાનનો થઇ ન કરે, અગર "પોતાની સ્ત્રિ વઢકણીછે તેથી એમનોજ દોષ હશે" એવું માની સામાની સાથે પ્રતિસ્પર્ધપણું ન બતાવે, તો તેની સાથે જે રીતે લડાઈ થાય, તેમ બતલાવવાનાં ને સમજાવવાનાં આચરણ કરી, અગર ધણીની નિંદા કરતી જણાવી, અગર પરાયાપાસે ને ગાણુસની નિંદાનું કારણ ધણીને જણાવી, અંતે લડાવી મુકેછે ખરી; કૂલટા સ્ત્રિ ધરના નિર્મળ સુખ ચંદ્રને સ્પર્શ કરનાર કલહરૂપી રાહુ છે, કૂલટા સ્ત્રિથી કુલનો ક્ષય થાયછે. કૂલટા સ્ત્રિએ દેશમાંથી કિર્તી જાયછે. કૂલટાથી તે નિતી ભૃષ્ટ થાયછે, કૂલટાથી તેનું શરીર ક્ષીણ થાયછે. કૂલટાથી ધરમાં ખાંવા અન્ન રહેતું નથી. કૂલટા સ્ત્રિ વગર અપરાધનું શિક્ષાસ્થાન છે, કૂલટા સ્ત્રિ સાથે વ્યવહાર કરવોને તપેલા સ્થંભની બાથ બીડવી બરાબરછે. કૂલટાસ્ત્રિનો સંયોગ અશિવત્ છે. કૂલટા સ્ત્રિનો પ્રેમ વિષમયછે, તેનું ચુંબન પ્રચંડ દિગ્વીશછે. અને કૂલટા સ્ત્રિ એક કુંભીપાક નર્કની ખાણછે, કૂલટાસ્ત્રિથી થતી સંતતિ નપુંશક પેદા થાયછે. કૂલટાસ્ત્રિથી સંસાર ધુળ, મળી જાયછે, અને કૂલટાથી છવતાં છતાં મરવુંજ વધારે ઉત્તમ ગણાયછે.

જો તે બહુ ખુશી થાયછે, તો હર્ષલાત મારી પુરૂષનું મન પોતાના મનથી રંજન કરેછે, અને એવી કૂલટાથી આખો સંસાર બગડી અંતે નર્કને પ્રાપ્ત તે નર થાયછે. આવી કૂલટા આપણા નીચ કાનતરાબાજ ખૂની કિશોરલાલની સ્ત્રિછે; કિશોરમાં આ લક્ષણ છે, તો કુલટા કઠ્ઠઆમાં ઉલટું લક્ષણછે. જોકે પોત પોત ખીલાયુંછે જેવો "જસો જોગી, તેવીજ માલણી મઠવાણી" છે. તોપણ કાલીનાગ જાતે ખુની છતાં, શોખીનને ઉડાડેછે. પ્રેમની દરેક બાબતમાં પ્રવીણછે. ને એવા ખુનીઓ વિષયાંધીને વ્યસની બહુ હોયછે, અદર્શનીક લક્ષણ તેનામાં રહેલુંછે. એવા નરની કુલટા, નવલગંગા નાયિકા સાથે ટટો કરી "ઉલટો ચોર કોટવાલને દંડે" તેમ વાવાઝડું લઈ બેઠી ને "ધણી ક્યારે આવે ને ક્યારે લડાવું?" એમજ વિચારતી, પોતે

લડાઇ જીતેલી છતાં, બેચાર ગાળો વધારે ચાપડેલી છતાં, અઘટિત બોલ નવી વહુ તથા સાસુજીને ઉપર જાતા પેરામણીમાં આપ્યાં છતાં સ્ત્રિરાડની[1] પુરૂષ રાડ કરાવા દુષ્ટણી ભાર્યા તૈયાર થઈ બેઠી ને એટલામાં તો કાળુ કામકરી જેમ દુશાસન રજસ્વળા સતી દ્રૌપદીને પકડી દુર્યોધન પાસે બહાદુરી જણાવા આવે. તેમ કિશોર બિચારા નિર્દોષ મુસાફરને સપડાવી પોતાની ફૂલટા સ્ત્રિને વધામણી દેવા, ને શાબાસીનુ ઈનામ લેવા આવી ચડયો. પણ આવી જોયુતો ખરેખર મહારાણી કૈકૈયતું દેખાયું, અને તે સાથે ધારા નગરીનો મહારાજા ઉદાદીત્યની નવલરાણી વાઘેલીનું વૃતાંત પણ યાદ આવ્યું. ને તાડિકા જેમ હજારો ભક્ષનો શિકાર કરવા વિચીત્ર આકૃતીમાં મદમત પડેલી ન હોય? તેમ પોતાની સ્ત્રિને ક્રોધી મુખમાં છુટા નિર્લજ ઉઘાડા વાળમાં અર્ધ અંગથી ઢંકાયલા વસ્ત્રમાંહે મોહક શ્રંગારમાં આડુ મોઢુ કરી બેઠેલી જોઇને જાણ્યું કે આજે "બીલાડી ઉંદરને મારી લોહીયાળો મોઢે મોં લુંછતી ને કચવાતી બેઠી હોય" તેમ કજીઓ કરી કંઈ વધારે આગ જગાવા માટે બેઠીછે, પણ કંઇ નહીં" એમ મનવાળી અંદરગયો, અને જ્યાં કજીઆકુંવરે જાણ્યું કે "મારી પાસે આવેછે," એટલે તો દુષ્યંતે જાણે શકુન્તલાને જોઈજ નથી, તેમ સ્મરણ લાવી ક્રોધમાં બેઠી, ને શારંગવાદી ઋષિઓ રાજાને શકુંન્તલાને રાખવા વિનંતી કરે, તેમ થાકેલો કિશોર પાસે જઈ બોલાવા વિનંતી કરવા માંડી.

"જુગારી, ચોર, વિષયાંધી, ને ખૂની, એટલા સ્ત્રિ ને આધીન હોય છે. જરા ખભાપર હાથ મુકયો, ત્યારે કેમ વીંછીનોડંસ થયો હોય, તેમ અંગને સંકોચાવી દીધું. ત્યારે ફરીથી જેમ "અમલદારની ખીદમત કરવા ચાકર કેમ પાય તલાંસે" તેમ નમતો પડતો બિચારો લાચાર બનેલો ખુની, નીચે બેસી મોં સામું જોઇ બોલાવા માંડયો. પણ આ ફૂલટા એકની બે થાયજ કેમ? નકી જાણે પ્રેક્ષાવતીને સામું વિષયી ઠાકોર લાલચથી મનાવતો બેઠો નહોય? ને તે સ્ત્રિ તેનું મુખ જોવા હઠીલાઈ કરતી હોય, તેમ આ ફૂલટા કરવા માંડી. છેવટે મુખ ને પણ સાથે કામ લગાડવું ઉચીત ધારી પવિત્ર પ્રેમના શબ્દે સ્મિત-

૧ સ્ત્રિઓ માંહેનોજ કજીઓ-

નથી રહેવા દેતાં, ને તમે પણ કાં, ખાલી સતાવો છો? રમવું ને ભમવું તમને સૂજેછે, હમારા કાળજામાં તો કોલસા સળગ્યા છે, ને હોળી બળે છે, કેમ જાણે કમાઈ ને લાડ કરતા નહોય? બોલ, રસ, ગા, દાઝયું રે તમારૂં દાથરૂં? ખીજ પાડતી બકી.

"પણ તને થયું છે શું?

"તેની તમને શી પીડા, મારા દુઃખમાં તો તમને હસવું આવે છે?

"એમ બોલે છે પ્રીયા?" પાસે બેસી ગયો.

"દુર રહો, જાણ્યું તમારૂં હેત?" કજીઆ ઉઠી ગઈ

"પણ વલી કાં?

"બહુ સારૂં. હું સમજુછું કે તમે સ્વાર્થના સગા છો, કામ પડે ત્યારે કેવા બીલાડી પેઠે લપી જાઓછો, ને હમારૂં કામ હોય તો જાણે બાપા રાવળ? કેમ જાણે જગજીવી આવ્યા નહોય, ચાલો મરવાદો?" ચાલી જવાનું ડોળ બતાવ્યું.

"ને તેમજ છે વ્હાલી? તું મારી વાત જાણુસે તો તારો સઘળો રોસ ઉતરી જશે, ને તું પણ આ છે તેથી ઉલટીજ મગન મગન બની જશે. તું જોતો ખરીકે એ ફતેહમંદીમાં હું કેવે હાલ થઈ આવ્યો છું?

"ચીંથરાને, પણ તે મારે માટે તો નહીંજ કેની ?

"મેં ક્યાં કહ્યું કે તારેજ માટે, પણ હું તે તું નહીં કે?

"મારૂં હોય તો હું આમ પાપમાં દુઃખી હોઉં? મારે તો જીવતાંજ રંડાયલી—રડવા બેઠી

"સાધવીને તો એમજ બોલવું ઘટે

"ત્યારે લાવ્યા બીજી! કપાળમાં ડાહમ દેછે, કોણ? લાવ્યા હત તો મારે આજે ભવાડો કરવો પડયો તે થાત? પછી તો તમારે નામેજ ન કુટાત? રાંડે હજારો ગાળો દીધી, ને મારે સાંખવી પડી, તે તમારાજ પાપ કેની? બળ્યું .મોતે નથી આવતુ કે દુખમાંથી તો છુટીયે." કાંગા સુડી થઈ.

"કોણે તને કહ્યુ? અરે આ હેયાતીમાં તારૂં નામ લેનાર કોણ?

"તમારી વહાલી નવલી? સમજ્યા." ડાઢમાંથી ઝઘડો જગાવા બોલી.

ત્યારે વાટ કોની જુવોછો, ને વાર શાની લાગાડોછોઃ કરીને શું કરવાના હતા? બે લાતમારશો, કે બે પાંચ ઠુંસા પાટુ કરશો એકેની? એમ હશે તો ખમી રહીશું, માબાપે એવા ઉતરેલ ધણી સાથે પરણાવી, ત્યારેજ એવું થશેના ?

સાંભળી રહ્યા.

"હમે અબળા જાતના શા ભાર, ઘરનાં આમ કરશે તો બહારના શું નહીં કરે," મુગા રેહેવાનો લાભ લીધો.

કિશોરે દયા ખાધી.

"અરે રામ, તારી કેવી દયા? કે આ દુખતાપર ડામ દેનારને દીધી માબાપને મુવાંને શું કહું કે "કસાઇવાડે ગાય બાંધી" દયાની માને ડાકણે ખાધી.

"એ રાંડ? હું બોલતો નથી તેમાંજ દોડતી જાયછે કે, હે? એક લાત મારીશ તે ખાલ પાડી નાખીશ. સમજી ? હું જેવો બીજો કોઇ ભૂંડો નથી, હા.

"તેથી શું થઇ જશે, દુઃખ ખમતાં મટીશું, પાને પડ્યા છે, તે બીજું કરશો શું લીલું? રાંડ ડોશી પણ ભસતી હતી ના કે બાપનું નામ કેવું ઉજાળે છે." આગ વધારી, "ખાડો ખોદે તે પડે" તે મુજબ એ દાઝ એના ઉપર ઉતરી"

"તે ભલે કહ્યું, પણ રાંડ તેંજ ઉતારી પાડ્યા કેની" તેમાં વાંક તો તારો કેની, તને છોકરૂં થયું હત, તો બીજી કરવાનું મને મન થાત, ને મન ન થાત તો આ કલેશ રેપાત !"

"મારા હાથમાં જણવાનું હતું કે મેં ન જણ્યું તે ?"

"રાંડ કાવતરાં તારાંજતો ?"

"મારાં હશે, તો મારાં મરશે. નકર તમારાં તો" અટકી

"મારાં—મારાંને મારે છે? રાંડ મારાને મારે તો પછી તું શું કામની છે ?" ખરૂં ક્ષત્રિય લોહી રણમાં ઉછળે તેમ "પોતાનું તે પોતાનુંજ છે" એમ સ્વાભાવીક લોહી ઉશ્કેરાયું. અને બે ચાર લાતો લગાવી કહાડી. બુધે ઝાર બાજરી બુધે નાર પાધરી બુધે હોબું દોવા દે બુધે છોરૂ છાનું રે એમજ જાણ્યું.

તો ઉગારો, હવે તો બસ. હમે બઇરી જાત શું કરી શકીએ ? હમારાથી શું થાય ? બહુ જીવ દુઃખાય તો રડીએ, ને બહુ કાળ ચડે તો મરીએ ? ભાયડા આગળ બાઇડી સરજોર છે ? કીડીનો ખાધેલ પણ ભાયડો, બાઇડી ગમે તેમ બળવાન હોય પણ ભાઇડા પર હાથ ઉપાડવાની હતી ! એતો ભાઇડાનાં હૈયાં દૈવ જાણે કેવાં કઠોર કર્યાંછે કે વગર વાંકે નિર્દોષ અબળાને લઢારેછે, ને ઢોર પેઠે મારેછે. હશે જેવાં નશીબ ! કપાળે ચોંટયા કાન કાંઢી નાખવાના છે?" રડતી રડતી લટી ગઇ. અંદરનું તો કારણ **નવલ**ને ફસાવવાની વાત સાંભળી તે જાણવાનું હતું, તેથી માર ખાધા તે પણ માંડી વાળવાની જરૂર, એ ભેદ જાણવા, ને નવલને ફસાવવાની યુક્તિ માટે પડી હતી. જો એમ માંડી ન વાળે તો ધારેલી ધારણામાં બરબાદ જાય તેમ હતું. આ તો એકા એક પાણીમાંથી અગ્નિ ઉઠી હતી, અને નહીં ધારેલું આડું ઉતરી ગયું હતું, તેથી ધણીની ગોદમાં પેસતી બોલી.

"ત્યારે પહેલેથી એમ પાધરી બોલી હત તો ? પણ વાઘરીના દેવને ખાસડાની પુજા થાય, તોજ માને તો ?

"બોલો, બોલો, આજ હું નમાયી છું. કંઈ નહીં. હવે મારે જીવીને પુરૂં કરવું નથીં. બસ મને મારા બાપને ત્યાં મુકવા માણસ આપો. તમે જ્યારે આમ થયા તો પછી જીવીને શું કરવું છે ? ધણી ઉઠયો, રાજા રૂઠયો ને પ્રભુ તુટયો પછી શું ? બસ ચાલો, હું તો આ આ ચાલી, મારે કંઈ લેવું નથી કે દેવું એ નથી." દમથી વાત કરી.

"હવે બસ કરવું નથી કે? જોજે હં, મારો મિજાજ ખાટો છે. હં- પછી રખડી સમજજે ?

અમથી પણ નથી રખડી એવું નથી, પછી "આમે રાંડીને **શીરાવતે** પણ રાંડી,"

"એમ કેની ? જા, જોઉં ?" રોફમાં બોલ્યો.

"નહીં જવા દેશો તો સવારે મુડદુ જોશો.

"ઠીક છે હવે જવા દે ? બાઇડી બુદ્ધિ રાખમાં, ઉમરે પહોંચી, લાયક થઈ તોપણ હજુ ન્હાનપણની હઠીલાઇ ન ગઈ ?" સ્ત્રિની સાહસ બુદ્ધિ હોવાથી અને ગરમ મિજાજની કૂલટા સ્ત્રિ હોવાથી નકી

"કેમ પ્રિયા? કહે, હવે શું હતુ?" પોતાના મનમાં ખાટી ગયો, જાણી બોલ્યો.

"શું કહું? એ રાંડે નાહકનો કજીઓ કરી તમને અને મને બેઉને ચીતર્યાં," ખાટી ખાવા ચડાવ્યો

"પણ કજીઓ થવાનું મૂળ કારણ?

"કારણ શું? એમનો કાગલ આવેલો ને વેણી ને હું, હમે તો બેઉ દુનિયાદારીની વાત કરતાં હતાં તેમાં—"ચોર હોય તે ચોર દેખે" તેમ સુગાણી, ને કજીઓ કીધો ?

"કાગળ શો?"

"તેના ભાઇનો."

"શું હતુ?"

"એમના ભાઇને એની કાકીએ કાઢી મુકયો છે, એમનો કાકો હાલ ભાવલપુરની ખટપટમાં કંઈ ઉપડી ગયો છે, ને રૂપીયા પાંચ-સોની જરૂર ધરાવે છે."

"શા માટે?"

"એક નોકરી મેળવવાના ખર્ચ માટે."

"તે માટે **નવલ**નો કંઇ વિચાર જણાયો છે?"

"એ પક્ષી છે, વિચાર શું જણાય? **નવલશંકર** ભાઇ વિના પાણી પીયે તેવી છે કે?"

પણ કદી યુક્તિ કરે, તો ચાલે ખરી, કે?"

"હું માની શકતી નથી"

"આ વાતની મારી જી બાને[1] ખબર છે?"

"ના."

"ત્યારે કદી એ રૂપીઆ આપવા માટે તેને જાણ પણ થવાદે તેમ છે?"

"ના."

"તો પછી ખાનગી કામ થાય તો **નવલ**ને પણ જણાવવાની જરૂર ખરી?"

"એ શી રીતે કળાય; તેના મનનો શો વિચાર હોય?"

---

૧ માતાને જીબા કરી બોલાવવાનો નાગરોમાં રીવાજ

ડરી નાખશે એટલે દાગીના માગશે. અહીં દાગીના જોતાં ન મલશે એટલે ભવાડો?

"ત્યારે તેના મામાના યદુરાયને મળું, ને તેને સાથે રાખી ગંગાને ફસાવું, કે ગંગાને પણ વિશ્વાસ આવે.

"હા, અત્યુતમ—જાઓ" કિશોર ગયો, કજીઆનો રોશ ઉતર્યો કિશોરે ધારેલી આશા સફળ થઈ, યદુરાયના કાન ભંભેરી ગંગા પાસેથી દાગીના કઢાવી, પોતાની ઉમેદમાં પાર પડયો. આવી રીતે બન્નેના ઉડતા ફજેતીના વાવટા જોવાને તલ્પી રહ્યો. ગંગાએ વાત વિસારે પાડી. **નવલશંકર** ગંગાપરના વહેમની વાત આ કામથી વિસરી ગયો. મામાની તબીયત સુધરતાં રજા લઈ કુબેરપુરની દુકાને ચાલી ગયો. ને પરભારો ત્યાં જવાનો પત્ર દેવલપુર માતાપર લખી જણાવ્યો, પણ ભાગીઆં સબંધી કંઈ હકીકત લખી નહીં. કિશોરલાલે કરી આપેલ ગોઠવણથી ગંગાએ પણ યદુરાએ કિશોરલાલ વિશે કરેલી વાત ખરી માની, ને પોતાનોજ "કિશોરલાલ હવેથી ખેરખાહ થવા માંડયો છે" એવું સર્વના મનને ઉતર્યું, પણ ચળકતી ચામડીના કાળીનાગને કોણ નહીં જાણતું હોય, કે તે વિષ વગરનો હોય! અજાણ જંતુ આ શું સમજે? બગલો ધ્યાન ધરી બેસતાં મચ્છને શું ખબર કે એ બગભક્ત ખાઈ જવાનો છે, તે પાસે ન જવું? યોગ યોગે મળે છે, ત્યારે સર્વાનુકુળ સંબંધ આવીજ જાય છે." કાગનું બેસવું,ને તાડનું પડવું. સીતાનું હરણ ને દશરથનું મરણ.

**भर्ताचरामोजनकःपिताच, गुरौर्वसिष्टोसकळार्थसिद्धिः ।**
**सुखंनलभ्येतूतृणमात्रसीता, दैवोवळीकेवळमिश्वरेच्छा ॥**

રામચંદ્રજેવા પતિ, જનક વૈદેહીજેવો પિતા. વસિષ્ટ જેવા ગુરૂ, છતાં એક તૃણ માત્ર પણ સીતાને સુખ કાં ન મળ્યું.? દેવેચ્છા બળવાનછે, તેનાથી શું થઈ શકતું નથી? થઈ શકવું તેમને હાથછે ખરૂં પણ નિમિત માત્ર બીજાને આપેછે, જેમ લક્ષ્મીની શંકામાંભગવાને ડાબલીમાં પુરેલી કીડી ને જે ચોખાનો દાણો લક્ષ્મીના કપાળમાંથી કુદરતી યોગે પાડી, પૈષણીક અનુભવ બતાવ્યો હતો, તેમાં કર્યુંતો

અહીં દુષ્યંતનો શિકાર, અહીં શકુન્તલાનો વિયોગ, અહીં મુદ્રિકા ગુમ[૧]" "અહીં જાલંદરનો નાશ, અહીં રૂક્ષ્મણીનું "હરણ,[૨] અહીં કૃશ્નની ઇચ્છા અને અહીં સુભદ્રાનું હરણ"[૩] "અહીં યમદગ્નિનું ધેનુ અભિવંદન અને અહી નિર્ક્ષત્રી કરવા પરશુરામનો જન્મ[૪]" "અહીં ચિત્રસેન ગંધર્વનો નાશ થવાનો અને અહીં ઋષિકર્મમાં બિંદુ પડવાનું" "[૫]અહીંકાદમ્બરીનો યોગ અને અહીં ચંદ્રાપીડનો શિકાર, અહીં પૂર્વનું દત્ત અને અહીં તારાપીડનું બંધદ્વાર" "અહીંમદલેખાનું પ્રિતીપાત્ર, અહીં પૂંડરિકનું આકાશ ગમન, અહીંમહાશ્વેતાનોં વીણા વાદ્ય અને અહીં સર્વનોં જગ્ત મોક્ષ[૬] "અહીં વનરાજનો જન્મ, અહીં ભૂવડની ચડાઇ, અહીં જયશિખરીનું મૃત્યુ અને અહીં કાન્તાનો જય;[૭]" "અહીં ધનીનું હરણ, અહીં મુગલ પાદશાહ મદહીણુ અહીં કલાજીનું વચન અને અહી મુગલશાહનો ઠરાવ" "અહીં શાહબુદીનનો નાશ અને અહીં પૃથુરાજને દિગ્બંધ હીંદીનારોજની સુચના ને અકબરનું નિમિત્તનાશ" [૮]"અહીં વિક્રમના હાથ પગ કપાવવા ને અહીં શનિની નિંદા કરવી" [૯] આમ યોગે યોગ બનેછે ત્યારજ એક રસ સંયોગ આવી જાયછે.

નિર્ધનતા આવેછે ત્યારેજ એવી અવળી મતિ સુજતી આવેછે સર્વ સવળા દાવ અવળા મનાયછે, અને તેજ માણસો, તેજ કૃત્ય, એજ સમયે કરતાં ગેરલાભમાં ઉતરવા સાથે જાનના જોખમથી પણ હેરાન થાયછે.

વાચક ? નિર્ધનતાના પ્રથમાંકમાંજ **નવલશંકરને** વિશ્વાસઘાત થયો, ને અંતે આ ફંદમાં ફસાયો, એટલુંજ નહીં પણ પાછળ કેવી હાલત નીવડી તે વાંચવા તારી ઇચ્છા આગળ ચલાવ, કે માઠી દશામાં કેવા યોગો નડતા આવે છે ? ઓ નીચ વિચારની નિર્ધનતા ? તારામાં કોણ દુઃખિ નથી થયા ? અફસોસ ! બુરી નિર્ધનતા ?

---

૧ અભિજ્ઞાન શકુન્તલા ૨ રૂકમણીહરણ ૩ સુભદ્રાહરણ. ૪ રામાયણ ૫ મહાભારત. ૬ બાણુ ભટ્ટકાદમ્બરી. ૭ કાન્તા, વનરાજ ચાવડો. ૮ હીંદુસ્તાન ઇતિહાસ ૯ શનિમહાત્મ,

ત્યારે દુઃખ પડવું એ નિશ્ચય સમજાય છે, નૈષધરાયને કળિ પ્રવેશ થયો તે એમજ. તેમાં જે કામ સવળાં કરે છે તે અવળાં પડે છે. અનાયાસે દુશ્મનોના ફાંસામાં ફસેછે, મારખાયછે, હેરાન થાયછે, તેથી મતિમંદ માણસને વ્હેમ વધેછે, અને "દુબળો માટી બૈયરપર શુરો" તેમ પારકી દાઝ ઘરનાં માણસો ઉપર કાઢે છે. મિત્ર વર્ગ, વાહવાજી કરનાર વર્ગ, સર્વે ફરી બેસેછે. જોકે પોતાની સ્ત્રિ, ને તે પણ ખરી પતિવ્રતા પ્રેમાળ હોય તોજ દુઃખમાં દિલાસોદેછે; તદ્દપી ભેજાનો ચસકેલો નર માનતો નથી, તો અંતે દુર્ગતીએ પહોંચેછે. નિર્ધનતાની મુખ્ય કાન્તિપ્રભા પૈસાછે, અને પૈસા વગર દિશા અંધ થાયછે. મતીહીણુ બનેછે. એટલુંજ નહીં પણ સર્વ સ્થળે ભૂલ થાપ ખાઇ પોતાને હાથેજ પોતાનું ભૂડું કરવાનો વખત પૈસા વગર નિર્ધનતાથી આવેછે.

નિર્ધન માણસને કોઇ જગ્યાએ ઉભા રહેવાનું મળતું નથી, પણ લુચ્ચો દગલબાજ, ને કાવાતરાખોર ફાવેછે. ખોટા ઠાઠમાઠને ઉપરની આછી રાખનાર નીચ પૂરૂષો માન ખાટેછે, પણ સાદા, ને નિતીમાનને જોવાને પણ લોકો શરમ માનેછે. પૈસા વગર અકલમંદને હુનરમંદની અકલ કોડીની કહેવાયછે, પણ લાલબુજર્ગ જેવાને ફીલસુફમાં ખપાવેછે. ઉડાઉગીર પ્રપંચીને જરા દોડદમામને ખાતર ભરી સભામાં સર્વ ઉંચીમાન આપેછે. અને સ્વચ્છ દીલના નિતીમાન અને સત્યવક્તાને[1] ખુણામાં બેસવાની બલકે ઉભા રેહેવાની પણ જગો મળતીનથી. તવંગરનો જૂઠો બોલ ખરામાં ખપાયછે, અને ગરીબનો ખરો બોલ ખોટા તરીકે પણ ઉભો ન રહેતાં અલોપ[2] થઇ જવા પામેછે. તવંગરનું ખોટુ નાણું ખરામાં ખપાયછે, અને ગરીબનું નાણું તજવીજથી લેવાયછે. ગરીબનાં ખરાં પૂન્યકામ ગાંડા પણામાં ગણાયછે, અને તવંગરની અધમતા ગંભીરતામાં લેખાય છે. ત્યારે પૈસા વગરની નિર્ધન હાલત કેવી ખરાબછે?

પૈસાને ખાતર લોકો ખુન કરે છે. પૈસાને માટે સગા ભાઇને ચીરે છે, પૈસાને ખાતર નહાના કોમળ બચ્ચાને મારી નાંખવા ચુકતા નથી. ને પૈસાને ખાતર આદમી સ્ત્રિને વેચે છે. પૈસાને માટે

---

૧ ખરૂં બોલનારને ૨ નદેખાયજે–

સ્ત્રિ જાર કર્મ કર છે, પૈસાને માટે પાપી પેટ વેચવું પડે છે, પૈસાને માટે નાત જાત કુટંબને દેશ સુદ્ધાં તજી દેવો પડે છે.એ સઘળાં નિર્ધનતાના પેટા લક્ષણ છે.

સ્ત્રિઓ વેસ્યા શા માટે થાય છે? યોગીઓ ઢોંગ શા માટે કરેછે? હલકરી મજુરી શા માટે કરે છે? કુલીન કુળવાન માણસ ચંડાળને ઘેર ચાકરી કાં કરેછે? કસાઇઓ હિંસારી શા માટે થાયછે? માણુસ નિર્દય શા માટે થાય છે? જ્યાં જોશો ત્યાં બસ પૈસાને તેની સરદાર નિર્ધનતા; પોલીસની ધાંધળ શા માટે છે? સરકાર ગુચવારામાં શા માટે છે? હીંદનો કારભાર યુરોપ શા માટે કરે છે? કાબુલની હેરાનગતી ને બ્રહ્મદેશની લાચારી શાથી છે? બુઢ્ઢાને બાપણીગો ભરથાર છોકરી શા માટે પસંદ કરે છે? છોકરીને વેચવાનાં સાટાં શા માટે થાય છે? સટ્ટાખોરો સટ્ટામાં કાં મરે છે? નહીં ઉદાવ થતી હજારોનેલાખો રૂપીઆની ઉથલ પાથલ માણસ પોતાપર શા માટે ધરી લહેછે? સોનેરી ટોળી પોતાના કાવાદાવા શા માટે કરેછે? આન્ડી. મીઠુંને પાણી પર મુંબાઈસરકાર ન સહેવાતો બોજો શા માટે નાંખેછે? આબકારીના ધારા પર, કર ચડાવી તાડી, મહુડા પર કાં જુલ્મ ગુજારે છે? ઇનકમટેક્સનો દરોડો કાં ચલાવે જાય છે? શોનામાં ને હુંડીમાં કાં મોહોકાણુ બેઠેલી છે? સર્વ જોશો તો તેનો જવાબ પૈસા માટે આવશે, અને તે નિર્ધનતાનું બચું થઈ દુનિયાની ઉથલપાથલ કરશે. પૈસા વિશે એક અંગ્રેજ કવિએ જોડેલું ગીત ગુજરાતીમાં વાંચનાર વાંચ્ય.

પૈસોશું એવો યાર? દુનીયાનો કારોબાર?
શું પૈસો પ્યાર, છે બે શુમાર, શું જર વડો સંસાર,?
કવિત સું પૈસાધાર; શું પૈસો પ્રેમનો બહાર?
સું પૈસા પૈસા પૈસા રાય, વખત જગત મોઝાર!
પૈસે લગન વિઘન? પૈસો સું તન ને મન?
પૈસે શુકન પૈસો વ્યસન, પૈસો છે જગમાં જન?
સુખ મોજને આરામ? પ્યારી સુ પ્રિતીદામ?

૧ અંદર ભાગનાં લક્ષણ—૨ મરણ પથારીએ પડેલા જેવો,

કોટી સલામ આવી મુકામ કરશે શું પ્યારૂ નામ?
પૈસો શું એવો માન સંસારનો શેતાન
પૈસા પૈસા તુ વીણુ બને હેવાન;
મ્હોબત શું પૈસા માટ! સોબત શું પૈસા સાટ?
પૈસે શું રાજ, પાટ, પૈસે લાજ સાજ તાજ?
પૈસા વિનાની પ્રીત, કાચા દોરાની જીત,
જીગરછે વીત શું પૈસે જીત, ખચીત શું પૈસો ચીત?
પૈસા વીના શું ચોટ, મ્હોબતનો તૂટે કોટ;
અજબ એ કોટ તોફાની ખોટ, ડુબાવે ન્હાનો ઓટ;
ઈશ્વિરથી જર અધિક, જગતમાં જરથી ઠીક;
થાયે જે હીંક[1] ગોપાળજી. ક. આવે ન કોઈ નજીક.

ઓ પૈસા? તેં તારા વગર નિર્ધનતાને કેવી નમાયી[2] બનાવી દીધી છે? નિર્ધનતા? તું દુનિયામાં કેવી નઠારી ગવાય છે?

નિર્ધનતામાં નળરાયે દમયંતીપર તહોમત મુકયુ ન હતું? નિર્ધનતાએ સુદામાને ભિક્ષા માગવા નહીં મોકલ્યો હતો?[3] નિર્ધનતામાં ધુમત્સેનને જંગલમાં વસવું પડયું ન હતુ? અને નિર્ધનતાએ હરિશ્ચંદ્રને ચંડાળને ત્યાં વેચાવું ન પડ્યું હતુ? ત્યારે નિર્ધનતા? તારૂ બળ કેટલું?

નિર્ધનાવસ્થામાં માણસોની મતિ દુર્મતી થાયછે, તેની નિતી અનિતીમાન થાયછે. તેનો સ્વભાવ ધુળમાં મળી જાયછે, તેની કિર્તી દુષણયુકત[4] બની જાયછે. તેની મમતા મરી જાયછે તેની ઉમેદો બદબાદ જાયછે, તેનાં સુખ નાશથાયછે, તેની દિશા શુન્ય થાયછે, ને તેની ભ્રાંન્ત,[5] કાન્તિ,[6] ને શાન્તિ[7] શકમંદ[8] થતી જાયછે. વળી તે જ્યા જાયછે ત્યાં ઠોકર ખાયછે. તે માનવંત છતાં માનહીણ થાય "તેનું મુખ જોવાથી આખો દીવસ હર્ષમાં જશે?" એવું માનનાર લોકો તે સામું મળતાં મોઢું કડવું કરી આડું જોતાં જાયછે. તે જે કાર્ય કરેછે તેમાં નિષ્ફળ થાયછે. સારી સ્થિતીમાં કરેલ નફાનાં કામો નબળી હાલતમાં કરતાં નુકશાનકારક નીવડે છે, એજ માણસની એજ

૧ જગને આંખે ચડવું તે, ૨ હેત વગરની, ૩ સુમાચરિત્ર. ૪ ખોટવાળી, ૫ વ્હેમ, ૬ તેજ, ૭ ધીરજ, ૮ વ્હેમ પડતી.

કીર્તિ નિર્ધનતામાં દમડીને મુલે વેચાય છે, જે સેકડો ને હજારો માણસનો પ્રમુખ થતો તેને આવા દુર્ઘટ વખતમાં પ્રવેશ કરવાની રજાએ મળતી નથી, તે કુટુંબનો પ્રિયક[1] છતાં દુષ્ટ લાગેછે, તે કૂળવાન છતાં નેષ્ટ લાગેછે તે પવિત્ર છતાં ગંદો લાગેછે. તે સુલક્ષણો છતાં કુલક્ષણો લાગેછે. તે પ્રિયવક્તા[2] છતાં કટુભાષ્યી[3] લાગે છે. તે ઉમદુ રત્ન કહેવાયું છતાં ખોટું ઠરેછે. અને તે વિશ્વાસુ છતાં ચોર લાગે છે. આ સઘળી ગતિ નિર્ધનતાથી બનેછે. અને એ નિર્ધનતા એવી કૂરછે કે નિર્પરાધીને અપરાધી ઠરાવી શાસન કરાવા ચુકતી નથી.

અરેરે નિર્ધનતા? તુ એવી ઘાતકીમાં ગણાયા છતાં તને તારી કિર્તીની બીલકુલ દરકાર નથી? તુ ધિઃકાર પાત્ર ગણાયછે, તુ ઠામ ઠામ દુઃખના દીવસો ગુજારેછે. તને કોઇ માન આપતા નથી, તારી કોઈ શાન જાણી કાન ધરતા નથી, ત્યારે તારા મનમાં અફશોષ થતો નથી કે હું આવી કેમ રહું? ઓ દયાહીણુ? દુષ્ટણી? જે બે ચાર પ્રાણીને સાથે લઈ ફરનાર તે આ વખતે એકલો રજળે છે તે તારોજ પ્રકોપ કેની?

નીરાંતે બેશી જમવું, બચ્ચાં છોકરાં સાથે આનંદ કરવો, કુટંબમાં મિષ્ટાન ભોજન લેવા જવું, નવલ પત્નિના પવિત્ર પ્રેમમાં મોજ ઉડાવવી, નાના પ્રકારનાં ગરીબ પણ સંસારી ઘટતાં સુખમાં સંતોષી થવું, એ હો ઘાતકી નિર્ધનતા? આ યુવાન પુરૂષે સ્વપ્નામાં પણ તારી કૃપા થયા પછી જોયું નહી. ખરૂં છે કે તારા માટે તો તુ જેવા નિર્લજને નિર્દય જનોનેજ ભેટાડવા જોઇએ, નહીંકે આ નર જેવા વ્હેમી પણ વિશ્વાસુ, કાચા કાનના પણ કુલીન આચરના એકકા ને નિતીના નિસ્પૃહિજનને.

તારે લીધે ચિન્તાનો રોગ ઉત્પન થાયછે ને તે વીનાશીએ દહન કરેછે. પણ તેમાં તારો એ શું દોષ?—

"દીનપરદીનવળવાનહય, નહીં નર્સીંવ વળવાન—"
"તૂળસી કાવા લૂટીઆ, યેહી ધનુપ યેહી વાણ."

---

1 વ્હાલો, 2 મીઠું બોલનાર, 3 કડવું બોલનાર.

વિશ્વાસ ઘાતના કારી ઘાથી જખમી થએલ છતાં વ્યાપારના કેફમાં આ વાત જણાઈ નહીં. પણ ભાગ્યની અવળી દશાએ "**विनाशकाले विपरित बुद्धिः** તેમ થયું. અને આડતીયાના કહેવાથી ચણાની ખરીદ કરી, અને તેનાં રોકડાં નાણું દેવાં હોવાથી કુંડળપુર ઉપર હુંડી લખી. ત્યાંના આડતીયા મનસુખલાલ હરીવલ્લભદાસે એ હુંડી પાછી કહાડી. કેમકે ચણાનો ભાવ એકાએક ઉતરી ગયો. અને હુંડી શીકારી જવાબ આવતાં જે નાણા મળવાની વકી હતી તેથી ચણાવાળા પણ અધીરાઇથી ખુટી પડતાં ચણાકુંડળપુર મોકલી શકાયા નહીં એ લાભ આડતીઆએ લીધો, ને ડબલ રીતે ચીરાયો. તેથી જેમ તેમ કરી ખોટ ખાઇ ચણા પોતાજ મારફતે બીજાને વેચી નાખ્યા. પણ આ વાત ગામના વ્યાપારી મંડળમાં ચરચાયાથી તેની અધીરાઈ આવી ગઈ. એવામાં મુંબાઇનો શરાફ સવચંદગુલાબચંદની પેઢીએ દિવાળું કાઢયું. જેની શાખાઓ કુબેરપુર તથા બીજા કાઠીયાવાડપ્રાંતોમાં દીવ, દેવળપુરમાં હતી, તેઓએ હાશીસો બંધકરી તેમાં રૂપીઆ પચીશ હજાર ચીરાયો. એથીતો આખા દેશાવરોમાં હોહાકાર થયો. તેટલાં કાલમાં અધિક માસ ને દુકાળો પડયા. તેથી ઉઘરાણીમાં ચીરાયો, તેમાં પોતાનાં લગ્ન કર્યાં હતાં. તેથી તદન લાચારીમાં આવી ગયો હતો, તોપણ પોતેતો મગરૂરીમાં ચલાવતો હતો. અને ભાગીઓ તો મેહેનત બચાવવા તથા બીજો મ્હોટો વ્યાપાર ઉડાવવા કરેલો માનતો હતો. પણ તે ઠગાયો હતો.

નિર્દોષ બિચારો **નવલશંકર** સોનરી ટોળીના હાથમાં ફસાઈ પડયો, એ પ્રથમ ન જણાયું. કેટલાકદિવસના અન્તરે લેણદારો ઉઘરાણી પર ઉઘરાણી કરવા માંડયા. **નવલ** તુરત વેળાતો ભાગીઆના જેટલા રૂપીઆ આવ્યા હતા તેટલા ચુકાવી દીધા. આટલી અધિરાઈ લોકોમાં આવેલી છતાં તે હજુ સમજતો નથી, તેમ નામું તપાસતો નથી, અથવા ઘર પણ ખાલી થયેલું જોતો નથી, કે આ દોડાદોડ શીછે? પણ "ઉઘરાણી જવાતું નથી તેથી નાણાની તાણ રહેછે. બાકી કંઇ નથી" એમજ સમજીને પોતાનો કારભાર ચલાવ્યો જાય છે. થોડાં ઘણાં નાણાં અપાયાં તેથી ત્યાંના લેણદારોએ તો અધીરાઈ છોડી, પણ દેશાવરવાળાઓની ઉપરા ઉપર તાકીદી થવા માંડી. આમ થવાથી

વે'મ ભરાણો. ચોપડા તપાસવા મંડયો, પણ સુજકો ન પડયો. જુનો મેહેતો પણ પેલા કિશોરલાલની શિખામણથી નીકળી ગયો હતો, તેથી "જુના ને અનુભવી નોકરને જે માણસ કાઢી મુકેછે તે ખરેખર પાછળ પસ્તાવામાં પડેછે" એમ સ્મરણ થયું. તદબીર પણ તે વખતે એવી થઇ હતી, કે નોકરને નીકળી જવું હતુ, પણ એવા સંયોગ લાવીમુક્યા કે **નવલશંકર**ને જાતેજ રજા આપવાની જરૂર પડી હતી, તેથી એજ પશ્ચાતાપે મેહેતાને સમજાવી લાલચ આપી બોલાવ્યો. નામું તપાસવા માંડયું, તો ખરેખર મ્હોટો ઘોંટાળો દેખાડી આપ્યો. આ સમંતિ પણ પેલા કિશોરલાલનીજ હતી. જ્યારે આની રીતે વગર હથિઆરે ચીરાયલો જણાયો ત્યારે ગંભીર હાલતમાં પડી વિચાર્યું કે—

"લેણદારો ચડી આવશેતો; તે છતાં મારાં ભાગીયાની સાથે ક-"
"રેલી સરત મુજબ આ ઘોટાળોજણાશે ને પ્રથમ તેજ મારાપર જુ-"
"લમ કરશે તો? માટે હવે તો સ્હેલો માર્ગ એછેકે જે નવા ભાગી-"
"યાના બે હજાર રૂપિયા અગાઉથી લીધાછે તે આપી દેવા. કહેશું-"
"કે ભાગીયાનું હમારાથી પૂરૂં ન થાય. સારૂં થયું કે હજુ એમનાં"
"માણસ આપણું ખાતું તપાસી ગયો નથી, નહીંતો પૂરી ફજેતી થા-"
"ત, અને જે હજુ પેઢી ટકશે એમ આશા રહેછેતે ટકતજ નહીં, માટે"
"તેનેજ પ્રથમ પૈસા આપી દઇ કોઇ તદબીરથી દુરકરવો. પછી લેણ-"
"દારો માટે જોઇ લઇશું. પણ ભાગીયાનો ચુકાદો ન થશે; તો તે હો-"
"હા કરશે, ને ભાગીયો થયો એમ લોકોમાં જાણ થશે. તો જુના"
"લેણદારો ચડી આવશે. મ્હારો આવો ઘોટાળો જાણશે ત્યારે"
"તો એ લોકોને ચુકાવા પૈસા પણ નહીં આપે, ત્યારે ફજેત થઇ"
"કરેલી સરત મુજબ મ્હારી નવલપ્રીયાના દાગીના કાઢી આપવા પડે તે"
"કરતાં ઘરમેળેજ સમજી તેની વગર ખબરેજ પતાવવું શું ખોટું;"
"માટે એ ફરીને ભેટનાં પહેલાં અહીંતો નહીંજ, પણ ઘેર દેવળપુર"
"જઇ કંઇ જોગવાઇ કરી નાણું આપી ભાગીયાને જુદો કરી નાખું."

એકાએક એવો વિચાર ગોઠવી દીધો. **નવલશંકર**ને થોડી ખબરછેકે એ ઘોટાળો હોવાથીજ તુને ફસાવવામાં કિશોર ફાવ્યોછે, ને તુ આ જે

વિચાર ધારેછે, તે તારામનમાં પ્રવેશ થવા અગાઉ તો તારીફ્જેતી માટે બીજાના લક્ષમાં ઘણેજ દિવસે ઉતરી ગયુંછે.

"ઘર ફુટયા વીના ગઢ જીતાય નહીં" એ વાત જૂઠી નથી. મેહેતો છળી ગયો, તેમાં વહીવટની મોહોકણુ બેસી ગઈ. મેહેતાએ આ વૃતાંત કિશોરલાલ પર લખી જણાવ્યું. કિશોરે તેના થએલા ભાગીયા પર જણાંવ્યું કે "તપાસ કરતાં **નવલશંકર**નો વહીવટ કાચા સુતરના તાંતણા જેવો છે, તે મને આજે તેના માણસ મારફત ખબર મલી છે. માટે ચેતવું હોય તો ચેતજે, પછી હું જોખમદાર નથી." આ પત્ર તે પાસે જતાં એકતો લોભી ને લાલચુ વ્યાજખોર સાઇલોક[1] મારવાડી જેવો ભાગીયો ધીરજ પકડે? એકદમ કુબેરપુર પોતાનાં નાણાં વસુલ કરવા ચડી ગયો, દરમ્યાનતો **નવલશંકર** પોતાના ખાસ એક માણસને સર્વ સોંપી, ત્યાંના ઓળખીતા કેટલાક કારભારીઓને પોતાપર ફરીયાદી થાય તો ટાંચ લાવતાં અટકાવી ખબર દેવા, ને વખત લગાડવા, ભલામણ કરી દેવલપુર ઉપડી ચુકયો. તે અગાઉ પત્રથી ખબર આપી નવો ભાગીયો ત્યાં આવ્યો, તપાસ કર્યો, તો ડામાડોળ જણાયુ. નિમકહરામ થયેલને પૈસાથી ચળી ગયેલ **નવલ**નો જુનો મેહેતો નવા ભાગીયાને મલ્યો. ભંડોળ જણાવી આપ્યું; તેથી પૈસાથી દબાયલો પણ તેથી સમજુ થયેલો ભાગીયો પોતાનાં નાણાં જલદી કઢાવા બીજા લેણદારોને ધીરજ દેવા મંડયો. એવી મતલબથી કે બધા ઉસ્કેરાઈ જાય, તો પોતાનાં નાણાં જલદી ન મળે. તેથી બીજા લોકો પણ આ ભાગીયાના કહેવાથી ધીરજ ધરી; ભાગીયો પુરી તપાસ કરી, એકાએક ત્યાંથી દેવલપુર જવા ઉપડયો. આગળ **નવલશંકર** ને પાછળ ભાગીઓ, એમ ચાલ્યા.....

વિશ્વાસઘાતથી ચીરાયલો **નવલ** રાત્રિએ પૂર્ણ ચંદ્રમાના અંજવાળામાં ચાલેલો હોવા છતાં પણ ભૂલો પડયો. ભૂલો પડતતો નહીંજ, કેમકે માર્ગ વિકટ છતાં હમેશની આવજાવ હતી તેથી. પણ વિચાર તરંગમાં દોરાયો, તેમ ઘોડો પણ બીજામાર્ગ પર ગયો, ને સા-

[1] માર્ચંટ ઑફ વ્હેનીસ.

યે બેભાન બનેલો **નવલ** પણ ઘસડાયો.

વાચક ? વિશ્વાસઘાતથી કોણની ખ્વારી થઈ નથી ? વિશ્વાશઘાતથી કોણ દુનિયાં પાર ઉતરી ગયો નથી ? તેથી કોણ ફંદમાં ફસ્યા નથી ? એટલુંજ નહીં, પણ ઘાયલ, વિપાધીન, અને છેવટે અકાળ મરણને ભોગે કોણ થયા નથી ? મીરીસ બર્યોએ હેક્ટરને માર્યો, એ શાથી ? રામે વાળીને સંહાર્યો શાથી ? ઈત્યાદિ સેંકડો ઐતિહાસિક દાખલા જોઈશું, ને તેના પ્રશ્ન કરશું, તો ઉત્તરમાં વિશ્વાશઘાતજ આવશે. વિશ્વાસઘાતમાં બે ભેદછે. પેહેલો તો એ, કે ખાસ વૈર, કે જેનું મૂળ ઉખેડી નાંખ્યું હોય, વા કોશીશ કરી હોય, તેથી ચડી આવેલા ઝનુન માટે; અને બીજું પૈસાદીકની લાલચે તેની પાસેથી વસ્તુ ખુંચી લેવા માટે લેવું પડતું વૈર તે માટે. સન્મુખ ન જીતાયતો દગલબાજી, ને વિશ્વાશઘાત થાય, "રામે વાળીને માર્યો એ વિશ્વાશઘાત જુદો, "એ વિશ્વાસઘાત મોક્ષદાતા કે કરણીનું ફળ" પણ બીજો વિશ્વાશઘાત કે જે આપણાં નાયક નાયિકા જે ફાંસામાં ફસ્યાં છે તે.

રાત્રિના આઠ વાગા પછી કુબેરપુરથી **નવલ** એકલો નીકળ્યો. માર્ગમાં પાંચ ગાઉની અંદર વિકટ ઝાડીઝુંડ આવેછે, ત્યાં ચોર લુટારા કે બાહારવટીયા સંતાઈ રહી, સર્વ કાંઈ લાભ લહેછે. આ સમયે એક સંસ્થાનમાંહે બહારવટીયાનો જુલમ ચાલતો હતો. આ વાત **નવલ** જાણતો હતો, છતાં દિવસે ચાલી જાયતો લેણદારો કદી પકડે, તો વગર ફજેતીએ ફજેતી થાય, તેથી રાત્રિએ નિરૂપાયે નીકળવું પડયું હતું. જોકે માર્ગમાં આવ્યા પછી એ વિચાર આવ્યો હતો ખરો, પણ નાણું જોખમ ન હોવાથી નિશ્ચિંત રહયો હતો. અને પૈસાના જોખમ સિવાય શરીરનું જોખમ વધારે ભયંકર હતું, તોપણ તેને બચાવવા પોતે એક ઉપાય શોધી રાખ્યો હતો. પોતે જે મ્હોટી દુકાન કુબેરપુરમાં રાખી હતી, તે ગાયકવાડ સરકારના સ્વસ્થાનમાંહે હતી. અને તે સરકાર તરફથી એમના વડીલોના સારા વખતથી ખાસ ખાનગી સિપાઈ રાખવાને હથિયાર સહિત પાસ[1] આપી હતી. તેથી નિર્ભયપણે ચાલી જતો

૧ ( સરકારી મોહોર છાપનો પટ્ટો યા પરવાનો )

હતો. શ્રાવણ મહિનો અર્ધ થવા આવ્યો હતો, ચંદ્રમાનો પુર્ણ પ્રકાશ પડતો હતો પણ અષાડમાસ સુધી વર્ષાદે ખેંચાવેલું હોવાથી શ્રાવણમાં મેઘરાજાએ પોતાનાં કિર્ણો એકદમ છોડી મુકયા હતા. તેથી રસ્તો કીચડથી ભરાઇ ગયેલો હતો. વળી આજે **નવલ**ના કમભાગ્યે વાદળા થઇ આવ્યાં હતાં. જ્યાં ઝાડી આવી, તેમાં જે માર્ગ હતો, તે કીચડથી ભરાયેલો હોવાથી ખેતરોમાં માર્ગ કાઢયો હતો; પણ ખેતરના ધણીએ રાત્રિએ ગાય, ભેંસ ઇત્યાદી જાનવરો ખેતરમાં વાવેલું અનાજ ખરાબ કરી નાખે, એ બીકથી છીડું દઇ દીધું હતું. આથી એ ઝાડીમાં **નવલ**ને માર્ગ ન મળ્યો અને ભૂલો પડયો. રાત્રે કોણ હોય કે રસ્તા બતાવે? આજુબાજુ ઘોડાને ફેરવ્યો, એટલામાં એક કેડી મળી, તે ઉપર ચાલ્યો. જ્યાં થોડે દુર ગયો, ત્યાં નવુંજ વન આવ્યું. અને માણસો જેવો શબ્દ સંભળાયો. ગરજનો માર્યો **નવલ** તે તરફ ગયો, તો દુઃખતાપર ડાહામ, ને પડયા પર પાટુ પડી. જે માણસ હતાં તેતો બ્હારવટીયાનું યુથ હતું. **નવલ** પાસે જવા લાગ્યો, એટલાંમાં બાહારવટીયા ચમકયા, ઘોડાનો દાબો સાંભળતાંજ તે ટોળી માંહેનો એક ભરેલી પીસ્તોલે સામો આવ્યો અને જરા દુર રહીને બોલ્યો "તુમકોન હય, બોલદે નહીંતો જાન જાયગા"—"હું એક ભૂલો પડેલો મુસાફરછું" ગભરાતો **નવલ** ઘોડા ઉપરથી ઉતરી પડી બોલ્યો.

"સબરકરો, તેરી પાસ કયા હય ? કાહાંસે આતાહય" દમમાં તે શખ્સે કહ્યું.

"મારી પાસે કંઇ નથી, હું કુબેરપુરથી આવુંછું. માર્ગમાં ભુલો પડયોછું." નમી **નવલે** કહ્યું "અબે તેરા સામાન દેખનેદે ?" ખુનીએ **નવલ**ની કેડ તપાસી ત્યાં પટ્ટો નીકળ્યો; તો તે સંસ્થાનની પાછળ પડેલી ધસત માહેનો બાતમીદાર સિપાઈ લાગ્યો. પેલાએ બુમ મારી; બેચારજણ દોડી આવ્યા. "પકડો, પકડો, બાંધો, મારો" નો પોકાર થયો, બેચાર જણાએ પકડી, બાંધી મારવા માંડયો. નિર્દોષ **નવલ** ત્રાસ છોડતો, હદય ભેદક શબ્દે બોલ્યો. "મને નાં મારો, મારી પાસ જુવો, હું વેપારીનો નોકરછું, સરકારે મારા ધણીને પાસ આપેલીછે. હું તમારા રાજ્યમાંહેનો શખ્સ નથી. માફ કરો, તપાસો.

ગરીબ માણસ માર્યો જાઉંછું. મને બચાવો, દયા લાવો. કોણને ગરજ કે સાંભળે? કેટલાક ખડીઓ તપાસવા માંડયા, તો અંદરથી થોડાક ફીકાસાઇ દોકડા, કેટલીક જામસાઇ કોરી, કેટલાક બાબાસાઇ રૂપીયા, ને કેટલાંક રાળ, જુમલે રૂપીયા સોએકનો માલ મળ્યો. બીજા જણાઓ નવલને સમજાવવા માંડયા. તેમાંથી એકને દયા આવી, અને કહ્યું.

"બાપુ દેખોતોં સહી,ગે પાસ કોન રાજ્યકા હય. કભી જોખમમે આયેંગે, જબીતો વાંહા છુપાતે હય વોબી નાંહી મીલેગા"–બુઢ્ઢામીયાંએ એટલું કહ્યું.

તુરત પેલા ખુનીએ બાકસમાંથી દીવાસળી કાઢી ઝડકાવી જોયું, તેમાંથી એક જણે વાંચ્યું, તો ગાયકવાડના વ્યાપારીનો પાસ નીકલ્યો. "જેના રાજ્યમાં છુપાઈ ભરાઈ રહેવાનું તેની પ્રજાને આવી રીતે હેરાન કરશું, તો કેમ ટકાશે?" એમ સમજી માંહોમાંહે વાતો કરવા લાગ્યા. ખુનીએ પરતાઈ નવલને કહ્યું.

"માફ કરનાં શેઠ, લો વો તુમેરા પૈસા, હમ દુસરા આદમી જાણકે તુમકો હેરાન કીયા, મગર તકશીર માફ કરનાં, તુમ રાસ્તા ચુક ગયે હય, જાઓ હમેરા એક આદમી દીખલાનેકું આતા હય, મગર તુમ કોઇકુ બોલો મત."

"વાહ મહેરબાન, તમારૂં ખોદા ભલું કરશે. ગરીબની ઓથે આવેછે, તેની ઓથે પરમેશ્વર સદા આવે છે" ભાગ્યુ તુટું જેમ આવ્યું તેમ નમનતાઈથી કહ્યુ. અંતે પગે પડીને ઘોડા પર સ્વાર થયો, એક માણસ સાથે ચાલ્યો, અને તેને બીજે ઠેકાણે આવવા ટોળીમાંહેના એકે કાનમાં કહ્યું, ત્યાંથી છુટા પડયા. અને બહારવટીઆની ટોળી ત્યાંથી એકદમ બીજી ઝાડીમાં જવા કુચ કરી ગઈ, થોડે દુર માર્ગ બતાવી તે માણસ ચાલી ગયો. માર તો ખાધો પણ માર્ગ મલ્યો ને જીવ બચ્યો. એજ નવલે સંતોષ માન્યો ને ઘોડાને હકારી મુકયો.

વાચક! આ બાહારવટીઆ કોણ હતા? શા માટે બહારવટું ખેડતા હતા? તે ધ્યાન પર લઈ લે. બાહારવટીઆ તે શું?—

સંસાર સુખની આશા છોડી, સ્ત્રિ બાળકનો પરિત્યાગ કરી, મર•

ણુપાસની જરા પણ દરકાર નકરી, જે સામે દુસ્મનાઈ વધારવા નીકળી પડે, ને પોતાના પરાક્રમે દૂસ્મનને કાયર કરે, રાજ્યને નુકશાન કરે, પ્રજાને હેરાન કરે, અને આખરે મરતા સુધી દૂસ્મનને પીડીત કરે તે બાહારવટીયા. સંસારી પ્રજામાં બહારવટુ એ દૂષિત ધણીનેજ સપાટામાં લાવી સપડાવવો એટલુંજ, પણ રાજ્યનું બહારવટું તો રાજાને હેરાન કરવા પ્હેલાં પ્રજાનેજ ત્રાસિત કરવી તે.

આ બહારવટીઆ કોણ હતા? કાઠીયાવાડ સૌરાષ્ટ્રના મુખ્ય સંસ્થાન જૂનાગઢ તાબાના ગામના મકરાણી જાતના હતા. ઘણા વખતથી ચાલતી પેઢીઓ વગર હકે પથાવી પડેલી જમીનો તથા ગરાસ સ્વતંત્ર પણે રાજ્યની બીન માહિતીને લીધે ઉપજ ખાતા હતા. પણ તપાસ થતાં તે તદ્દન પથાવીજ પડેલી માલમ પડી હતી. ને તે એ લોકોની ખરી થવા માંટે હુકમ નીકલ્યો હતો. લેખ કે પટ્ટા ન હોવાથી એ વાત વાંધામાં પડી હતી. પણ એ વાંધો ટાળવા રાજ્યનો એ ઉપર હક્ક જણાયાથી તેણે જપ્તી મુકી, અને મકરાણીઓ ઉશ્કેરાયા. તે એટલી હદ સૂધી આવ્યા કે આખરે તેમને બહારવટે નીકળવાની વગર પુરાવે જરૂર પડી. જે પથાવેલી જમીન એટલા વખત સુધી એમણે ભોગવી તેતું કારણ હતું.

આ બહારવટું બહુ ગંભીર ખેડાતું હતું, ને તેમાં પ્રજા બહુ હેરાનગતી ભોગવતી હતી. છતાં એ બદમાસો પકડાતા ન હતા. તે ટોળીનો મુખ્ય નાયક કાદરબક્ષ કરી મકરાણી હતો. અને તે હિમતવાન સાથે શૂરવીર અને કટ્ટો હતો. તે કટ્ટો છતાં દયાર્દ્ર ચિત્તનો હતો. જો કે તે બાહારવટીયા પ્રજાનાં ઘરબાર લુટવા સાથે નાક કાપીને હેરાન કરતા. પણ તે ઇચ્છા નાયકની મરજી વિરૂદ્ધ હતી, ને તે કામ તેનો ભાઇ જે મહાઝતુનીને ખુની હતો, તે કરતો; તોપણ કોઈ કોઇ વખત બાળકો કે સ્ત્રિઓના કકલાણથી તેને છોડાવી દેતો. અને લોકોની અફવા મુજબ એક મુસાફરને તે શખ્સ મળતાં તેને બહુ સંતોપ આપી દીધો હતો, છતાં દુસ્મનીય લોહી ઝળકી રહેલું હોવાથી તેના નામે બહુ ત્રાસ ફેલાતો, અને "કાદુ આવ્યો!"[1] એમ જો સંભળાયુ તો લોકો જીવ

૧ આ બાહારવટીયાનો રાસડો કાઠીયાવાડી કોળી લોકો બહુ

પકડી, ધન દોલતની કંઈ દરકાર ન કરતાં, બાયડી છોકરાંને લઇ અને તેમ ન બને તો તેને રઝળતાં કરી, અજ્ઞાનીઓ, કાચા હૈયાના ને બીકણ ખેડુતો પોતાનો જીવ બચાવવા કોતરો કે પર્વતોની કંદણુમાં યા ઉભેલા મહોલોમાં[1] કે રાફડા કે ઝાડી આડા સંતાઈ જતા. કેમકે તેને મ્હોટામાં મ્હોટી બીક કાન ને નાક કાપી જવાની હતી. ને તેથીજ એનાથી ત્રાસ છુટતો હતો. જો કે તેની પાછળ ફોજ પડેલીજ હતી, પણ ચાલાક માણસો સપડાવા મુસ્કેલ થઈ પડતા.

બાહારવટીના હાથમાંથી છુટેલો દુર્ભાગી **નવલ** છેવટે રાત્રિના બાર વાગે ભાગોળ પાસે આવી લાગ્યો, જો કે નીકળતી વખત ધારેલ વિચાર પ્રમાણે તો શેહેરના દરવાજા ઉઘાડા હોય ત્યાંજ પેસી જવાય તેમ નીકળ્યો હતો, કેમકે કુબેરપુર અને દેવલપુર વચ્ચેનો માર્ગ ૭ કલાકનો હતો. પણ બાહારવટીયાની ભોકાણમાં રોકાણ થવાથી આટલો વખત થઈ ગયો. તેથી "દરવાજા બંધ હશે તો શું કરવું? બાહારવટીયાની બીકથી ઉઘાડશે પણ નહીં." એ ચિન્તામાં પડ્યો. દરવાજા પાસે આવ્યો, સારા નસીબે બીજે દિવસ અગીઆરશના તહેવારે ભીડભંજન મહાદેવમાં ઘીની પુજા ખુલ્લી મુકવાની હોવાથી દરવાજાની આગલી બારી સિપાઇઓએ ખુલ્લી હતી. નગરશેઠનું કામ હોવાથી દીવાળીની બોણીની લાલચે દરવાનીથી પણ ના પડાઇ ન હતી. અને બહારવટીયાની બીકમાં પણ આ લાલચુ નોકરોએ હિમ્મત કરી હતી. આ લાભ **નવલ**ને મળ્યો, દરવાજામાં પેસતાં ઘોડો અંદર આવી ન શકે, તેટલી બારી ખુલ્લી હોવાથી બ્હાર ઘોડાને બાંધી અંદર સિપાઇને દરવાજો ઉઘાડવા કહ્યું. સિપાઈ ઓળખીતો હોવાથી ખબર પુછી-

રસીક ગાય છે.

**"કાચબી પુછે કાચબાને તું ધારણા રાખે ધીર." એ રાહ.**

કાદુ તારો સાબદો સુટેરે, પ્રગણું નવાબનું લુટે;
હાથ બોલે હજાર બાબુદમાં, કાપે કાન ને નાક,
તરહાવેસે તરહાંને તો કાદુડા તારી હાંક. કાદુ.
ગામ જુનાનો નવાબ દુલ્લો, નહીં કરે અન્યાય,
બગે પડીને માફ માગી લે, હાની લહેસે હાથ. કાદુ.

[1] અનાજના દાણા સુદ્ધાં ઉભેલાં સાંઠા.

દરવાજો ઉઘાડી આપ્યો. **નવલ** અંદર આવ્યો, કે પાછો બંધ કરી અંદર પેસી ગયો, નગ્ન સુન્યસાન થયું હતું. ઘરની પાસે ગયો તે વેળા પોલીસગેટમાં બરાબર બાર વાગાની આલઍલ થઈ હતી. અગાઉ કાગળ મળવાથી ગંગા પણ વાટ જાતી બેઠી હતી. પણ બાર વાગે જતાં નિદ્રાદેવીએ તેને ઘેરી લીધી હતી. **નવલશંકરે** ઘોડાને **નાળવે**[1] બાંધી સામાન લઈ ઓટલાપર મુકી સાંકળ ખખડાવી, પણ કોણ જવા દે? બિચારો નિરૂપાયે ઉભો રહ્યો.

### વસંતતિલકાવૃત.

રાત્રિ વિતી બહુ ગઈ, થયુ સુન્યસાન
નિદ્રા અતી વધી પડી, બન્યું સર્વ રાન.
નારી બિચારિ નિજ બાળ હૃદે ધરીને,
સુંતી નિરાંત કરિને પતિને સ્મરીને;
તદ્દપિ—ચિન્તાવતી મહ સતી પણ ઊંઘ લ્હેતી,
નિદ્રા પિશાચણી વસી નવ સાદ દેતી;
**નાવ્યા** પતિ મન વિષે ગભરાઈ જાતી,
વાતો ઉમેદ તણી સ્વપ્ન વિષે વદાતી.

---

અઘોર રાત્રે પરાયા ઘરનાં બારણાં ઠોકાય, અને તે સર્વ જાગૃત જનો જાગી જોતાં નિર્ભયજ હોય, એવો પુરૂષ કોણ? ઘરનો માલેક અને આપણી નાયિકા **નવલગંગાનો** પતિ **નવલશંકર**. પણ આવી કવેળાએ ભરનિદ્રાદેવીના ભવ્ય મંદીરની રાસક્રીડામાં નિમગ્ન થએલ પ્રાણી કોણ નિસ્પૃહ હોય, કે બીજાના સ્વાલમાં સ્વર દઈ ઉત્તર વાળે? **નવલે** બારણાં ઠમકાવ્યાં, પણ અંદરથી કોઇએ મુખે ઉચ્ચાર ન કર્યો, જરા થંભ્યો, ફરી ખખડાવ્યાં. "ઊંહું" ફક્ત એટલુંજ સંભળાયુ. પોતે શાન્તજ રહ્યો. પણ તેવોજ પેલો આવેલો સ્વર પણ શાંન્તજ થયો.

આ સ્વર થયા અગાઉ ગંગાની જે સ્થિતી હતી, તે આ વેળા

---

૧ જાનવરોને બાંધવા સાંકળ નાંખવાનું પથ્થરનું છીદ્રવાળું ભુંગળું.

હોત, તો તે **નવલને** ઉજાગરું પડત? પોતાનો પ્રાણ થાકેલો છે, મુંઝાયલો છે, દુઃખી છે, તેવા જખમપર બાહારવટીઆનો કારી ઘા પડેલો છે, એવું એ નિર્દોષ નાર જાણતી હોત તો આટલો વખત બિચારા દુખિયારા **નવલને** રોકાવું થાત ? તે વખતે **નવલશંકરે** પોતાના જખમની વેદના પ્રિયાના ચંદ્રવદનને નિહાળી મધુર શબ્દોથી શાન્તિ પામવા તૈયાર થાત, તો આપણી ગંગા પોતાના પતિની ગેરહાજરીમાં કરેલા કામનો હૃદય તાપ શાન્ત કરવાને તત્પર ન થાત? અને અત્યારે બન્નેને પરાધીન અવસ્થામાં અન્યોન્ય વિનોદ પોતાનાજ પેટમાં રહેલો મુંઝાય છે, તે વિમોચન ન કરી શકત? પણ લાચાર કે બે ઘડીનાં પણ સુખવાસમાં વિસારે પડનાર દુખનો પણ લાભ આપવાને આપણી નિદ્રા રાક્ષણી અળગી ન રહી...

આ વખતે જેમ **નવલશંકર** ગંગાના પરાધીન પ્રકોપથી ઉદો થઇ વિમાસી રહ્યો હતો, તેમ થોડા વખત ઉપર નવલ પણ ભાઇસાહેબના પ્રેમીત પરિતાપથી નરાસીમાં પડી રહી હતી. તે શું કરતી હતી? રાત્રિના સર્વ વ્યાળુ કર્યાં અને **નવલની** વાટ જોતાં વખત બહુ વીતિ ગયો, જાણી નવલ પણ જમી અઈઠ[1] અબોટ[2] કહાડી પોતાના શયનગૃહમાં ભરનિદ્રામાં પડેલા મણીકુંવરને લઇને ગઇ, પણ તે વખતે તડપતા મનને તરસાવનારી નિદ્રા શેની આવે ? જ્યાં પ્રેમનું દિગ્બંધન, જ્યાં મનનું પ્રતિ ચિન્તવન, ને જ્યાં પોતાની મનોવૃતિનું થનાર શાન્તવન બનતું હોય, ત્યાં વળી ઉંઘ સ્પર્શ કેમ કરી શકે ? આખરે પોતાની નીચે કરેલી પથારીમાં[3] મણીને પારણામાં સુવાડી પોતે ઢાંઝો[4] કર્યો.

અને ગળિત મનડાએ—

मूढःस्यामहमेषा वा वदेन्मिथ्येति संशये ।

---

૧ એઠું. ૨ સુવાને તથા જમતાં એઠી થએલી જગાને છાણપાણીથી સાફ કરવું. તે ૩ કાઠીયાવાડની સઘળી પ્રજામાં સંતાનવતી સ્ત્રિઓ બાળકો સાથે સુવાડતાં નીચે પથારી કરવાનો સાધારણ ચાલ કહેવાય છે. ૪ અર્ધ નિંદ્રામાં સુવું તે.

दारत्यागीभवाम्याहोपरास्त्रि स्पर्शपांसुलः ॥ शाकुन्तलम् ॥

જ્યારે રાજા દુષ્યંતે શાકુન્તલાને માટે શાર્ઙ્ગરવાદી તાપસીઓને કહ્યું,
ત્યારે તે બોલ્યા કે—

પરણેલી સ્ત્રિ સતિ છતાં પણ પિયરે રહે કદાપી.
દૂષણ તેને લોક આપશે સદ્ગુણી હશે તથાપિ.
માટે સ્વીકારો—વાંત ન આવી ઉચ્ચારો. **શકુન્તલા.**

પણ તે ન સ્વીકારતા તેઓએ શકુન્તલાને મનેચ્છા પ્રમાણે ચાલી જવા સુચના કરી હતી, તેમ મન આત્માને સુચના કરતુ હોય તેમ લાગ્યું. નિશ્ચય શંકા થઈ. ઢાળો કર્યો છતાં અનિદ્રાએ એકાન્તમાં અને તે પણ વળી પતિના પ્રેમીત દુખમાં કેમ બેશી રહી વખત ગુજારવો? તે કઠીણ થઈ પડ્યું. અને એ કઠીણતાને નરમ કરવા હાથમાં નળદમયંતીનું આખ્યાન લીધું. અને પાનું ઉખેડતાંજ વળી નૈષધપતિથી વિખુટી પડેલી દમયંતીની સિંહાન્યોક્તી જોઈ. પતિ પ્રેમમાં ગાવા માંડી—

### હરિગીત વૃત્ત.

વનરાજ તારૂં ભ્રમણ આ, વન વિષે ચારે પાસછે,
કટિ તુજ સમી વળિ અરિ વિષે, તુજ સમો જેનો ત્રાસ છે;
શત્રુઘ્ન તે નળરાયની, હું રાણિ તૂજને કરગરૂં,
જો દિઠો હોય નૈષધપતિ કહે, સુણી દિલમાં ધીરધરૂં. **ર. ઉ.**

(નલદમયંતી નાટક)

વાંચી જરા વિચારમાં પડી. અને આગળ મળેલા પત્રનું પ્રતિસ્મરણ થયુ. નળરાયે દમયંતીને તરછોડી તેમ પોતાને પરિત્યજ્ય કરવાની મનમાં કલ્પના પેદા થઈ, શંકા થઇ છતાં દમયંતીએ પોતાના પતિની કાયમ રાખેલી ટેકીમાં દૃઢ બની હતી તેમ મનને પુષ્ટિ આપવા અસલ વૃત્ત યાદ આવ્યો ને વાંચ્યો.

મનમારૂં બહુ બાવરૂં, પળ પળ પલટે વાસ,
પળમાં પિયુશું જઇ મળે, પળમાં બાળક પાસ. **ન. દ.**

છેલ્લો બોલ બોલાયો, અને મણી રડયો, એટલે તુરત ઉઠી. અને છેવટ અર્ધપાસે પડી એક પયસ્થાન મણીના મુખમાં આપી ફરી

વાંચવા બેઠી; પણ નળ દમયંતી બદલે સાવિત્રિ ચરિત્રનું પુસ્તક હાથ આવ્યું. અને સત્યવતી સાવિત્રીના નિતીપ્રેમે પોતાના દ્દીન મનને આનંદ આપ્યો. અને એજ આનદે અખંડ દીવાની જ્યોતમાં પ્રિયમુગ્ધ બાળકને પડખામાં રાખી એવીજ અવસ્થામાં નિદ્રાદેવીને આધીન થઈ, અને દીવાએ પણ ગૃહવાસ કર્યો. કહો હવે વાંચનાર ? ગંગાનો શું દોષ! રાત્રિના બાર વાગવાની પોલીસ ચોકીમાં ઑલએલ થઈ, પેહેરેગીરો બદલાયા, અને સર્વ જગત શાન્ત થયું. તે છતાં આટલા વિચારમાં તો તે ગુંચાઈ, મુંજાઇ, અને જાગરણ કીધું, પણ પછી તો થક્તિ થએલી અબળાની નિદ્રાએ માર્ગ પકડ્યો, ત્યારે **નવલ**ને પણ ત્યાં ઉભું રહેવાની જરૂર પડી. આખરે ઠંડમાં થંબી રહેલા **નવલ**ની દાઝ નવલગંગાની વેરણી રાક્ષસણીએ ખાધી. ગંગાને નિદ્રાએ છોડી. અને **નવલશંકર**ને હૃદય તાપે છોડયો. જેમ શ્રવણ કમંડળમાં પાણી ભરતાં વાસણ અને પાણીનો મેળાપ થતાં શબ્દ ઉઠયો, અને મૃગ જાણી દશરથે બાણ છોડયું, તેમ જેવો **નવલશંકરે** મ્હોટેથી અવાજ કર્યો ને તે છોડતાંજ અવાજ સાંભળ્યો, અને સ્વપ્ન ચિંન્તક ગંગાને એ સ્વર પોતાના પ્રાણનોજ છે એમજ જ્યારે દશરથની પેઠે નિશ્ચય થયો, ત્યારે તો ઝડપથી ઉઠી, અને મનોહર નારી પોતાના પુત્રના મોં માંહે ટકી રહેલા સ્તનને આસ્તે રહી કાઢી, પોતાનું જીર્ણ વસ્ત્ર સમારી પોતાના પતિને અંધારામાં ન લ્હેતાં દીપક કરી લેવા જવા ચાલી. આ સમયે વાંચનાર! તે અર્ધ નગ્ન હતી. એક હાથમાં પોતાના જીર્ણ વસ્ત્રનો છેડો પ્રસારતી દીવો પકડતી ચાલતી હતી, ને તે દીવાને દુષ્ટ પવન ત્રાસ દેતો હોવાથી એક હાથ જ્યોતની આડે રાખી આગળ લ્હેવા જતી હતી. તોપણ પવનના જોસે દીવાની જ્યોત નવ તરૂણીના સ્તનને લાગતી હતી. છતાં પતિ પ્રેમમાં પણ આવી અવસ્થામાં દીવાને પણ જાણે કામ પ્રગટ થયો નહોય? તેમ મોહ થયો ને નીચેનો શ્લોક બોલી અફસોસ કરતો દેખાયો.

मंदानिला हतशिखा मज्वलं प्रदीप्तं

कुक्षान्तरे विनिगतो सभयं तरुण्या
तस्या समस्त कुच कुंभ युगं निरिक्ष
बाहु विनैव विदधामि शिरत्र कंपतः
"श्रंगारशतक" प्रस्ताविक.

બારણું ઉઘાડ્યું અને તુરતજ **નવલ** અંદર આવ્યો. એટલે કમાડ ધીરેથી બંધ કરી ગંગા પણ અંદર પેઠી **નવલે** આવી ફક્ત પાઘડી ખીંટીએ ભરાવી પોતાનાં સવસ્ત્રે એક પગ લટકતો નીચે રાખી, બીજું શરીર પલંગપર ઢાલી માથાને હાથનો ટેકો દઈ બેઠો. એટલે ગંગા નજીક ગઈ, અને પ્રેમ ચક્ષુ ફરકાવ્યાં, પણ ફોકટ. **નવલે** પોતાના દુ:ખારામાં પોતાની મનહર પ્રિયાને જોતા છતાં મધુર બાળકની સુખ મુદ્રાપર દષ્ટી પડતાં છતાં, અને દુ:ખાવસરમાં તિવૃત્ત થવાનું સ્થળ જાણ્યા છતાં બીલકુલ મંદ થઈ રહ્યો ને દરેક વસ્તુનો પ્રેક્ષક છતાં નિપ્રેક્ષક બની એકી ટશે, દિગ્મૂઢ બની ગયો. અને ગંગા શું કરેછે, તે ચેષ્ટા જોતો બેઠો.

નવોજ પ્રસંગ કરનાર પ્રમુગ્ધા દાખલ થઈ હોય, તો બોલવાને કંપાય, અગર અજાણ્યા પુરૂષ સાથે નવો સંબંધ કરવો હોય, તો અચકાય, પણ આ વેળા તો ખચિત અર્ધ યૌવન તારૂણીમાં ખપાતી છતાં, એક ગંગાને સંતાન પણ થયુ હતું, તો પછી બોલવાને શી અડચણ? અડચેણ નહીં છતા તો સ્ત્રિના ધર્મને અનુસરી આવી નિરાશીમાં ગરક થએલ પતીને તો પુછવાની જરૂરજ હતી. જો કે દ્વેપ આવ્યો હતો તો વ્હેમના વાદળનો પોતાનેજ હતો, એમ સમજતી હતી. પણ **નવલ**ના મનમાં હતુ તે શું જાણે? તેથી એગ જરૂરજ જોઈ ત્યારે ગંગા ધીમેથી બોલાવ્યાના રૂપે પાણીનો કળશો[1] મોં આગળ ધર્યો અને "હમણાં બોલાવશે?" એ પ્રેમીત સ્વર સાંભળવવા સવિનયે સદગુણી સાધવી ઉભી; પણ કોણ પાણી પીયે,

૧ આ ચાલ હીંદુ સંસારમાં પ્રાધાન્ય છે, પરોણાને પ્રથમ આદરસત્કાર આ પ્રસંગથી શરૂ થાયછે.

ને કોણ બોલે! આરસના પુતળાંની[1] પેઠે બન્ને ખડાં થઈ રહ્યાં. ગંગાને વહેમ આવ્યો, જતી વખત કહેલ કટાક્ષવચનો યાદ આવ્યાં, પણ તે હર્ષમાં લાવીનેજ પતીને મોઢે ખુલ્લાં કરાવવા, તથા પોતાનાપરથી આળ ખસેડવા સાથે પતિ વગર બંધુ માટે કરેલ અપરાધની માફી માગવા ત્રિકળી, ને તે પણ નિતીથી કરવા બેઠી.

વાંચનાર! તું શંકા કરીશ નહીં. સ્ત્રિ મહા સંકટમાં દિલાસા પાત્ર છે. મ્હોટા રોગમાં શાન્તિકારક છે અને મહા ઉદાસીમાં હાસ્ય જનકછે. છે એ સઘળું ખરૂં, પણ આપણા **નવલ**ને જે રોગ છે તે પરાયાપરછે ને તે પણ પોતાની દુર્દશાથી શાન્તિ થવો મુશ્કેલ થશે, એમ માનવું છે, તેમાં વળી એ રોગને પુરતુ ઔષધ તત્કાળ લાગુ ન પડે તો આબરૂની ટકી રહેલી દોરી તુરત તૂટી જવા સંભવ છે ત્યારે એ આફતમાં આ વખતે તેને રમણીય ક્રિડા કરવાનું કેમ સુજે! જ્યાં આબરૂની વાત, જ્યાં વડીલના નામ જાળવવાની ચિન્તા, અને જ્યાં પરાયાપર આશા ત્યાં કેમ આવી ટેક ન રાખે? પોતાનો નેક સાચવવો એ નિતીમાન આબરૂદાર અને કુલીન માણસને શીર સાટે જડેલું છે. ને તેમાં કદી અડચણ પડાવા આવે એમ જણાય તો શું પોતાથી અધિકમાં અતી વહાલું પ્રિય કરવા બેસે? હરિશ્ચંદ્રે બાળક પત્નિ પ્રિય કર્યા? શ્રિયાળે પોતાના પુત્રને પ્રિય કર્યો! પાંડવે પોતાનું રાજ્ય પ્રિય કર્યું? કર્ણે પોતાનો દેહ પ્રિય કર્યો? મોરધ્વજે પોતાના આત્માની કાળજી કરી? નળે પોતાની પ્રિયાપ્રિય કરી? બળિએ સર્વ કંઈ પ્રિય કર્યું? નહીંજ. ત્યારે એવા બારીક વખતે **નવલશંકર** આવા પ્રેમની કાળજી કરે વારૂ?

ઘણો વખત થયો, અને બન્ને ન બોલ્યાં, ત્યારે નવલગંગાજ બોલી.

"પાણી પીશો?"—નહીં બોલવાથી કોણ જાણવાનું હતું? નહીં બોલવાથી છાતીપર આફતનો આવી પડેલ બોજો કોણ ઉતારવાનું હતું? આમ સમજીનેજ **નવલશંકરે** ઉત્તર વાળ્યો; નિશ્વાસ નાંખ્યો. "ઠીક કર્યું, રાત્રિજતાં તરસ લાગતાં છતાં માર્ગમાં પીવાને નજાન્યું અને

1 જુવો સરસ્વતિચંદ્રના પેહેલા ભાગમાં કુમુદસુંદરીના ઘરના એકાન્ત ભાગનું ચિત્ર.

પેટમાં અછોઈ[1] ઘણી થતી હતી, તેથી યોગ્ય વરતારો કર્યો." હો ?

"પ્રવાસથી આવેલા પરોણાને પાણી ધરવાનો ચાલ છે કેની-પ્રાણ? પછી જોઇએ તો ભૂખ્યા હોય?" નવલે મોં મલકાવ્યું-

"હા, ને મનમાં તો પોતાને અત્યારે મારા માટે રસોઈ કરવી પડે, તેથીજ પાણી આપ્યું હશે, કેમ?"

"નહીં નાથ—પણ"—નવલ શરમાણી, ને બોલતી અચકાણી. જરા મુગી રહી બોલી "જમવાનું તૈયાર છે,"

"નાહક દુઃખતાને દઝાવ નહીં. જા–પડી રહે. અફ્શોષ! મારા દૈવા?—" નિઃશ્વાશ નાંખ્યો.

"હું નથી દઝાવતી. અને એમ લાગે તો ચાલો ગરમ પાણી મૂકી આપું. ન્હાઇ જરા થાક ગાળો, જમીને પોઢો, હું પગ દાબીશ–ઉઠો નાથ"–કેમ જાણે ન્હાનાં બાળક ને કલાવતી હોય, તેમ ચરિત્ર કરવા લાગી.

"મારે જમવું નથી, માજી ક્યાં છે."

"પાછળના ખંડમાં માથું ચડવાથી પોઢેલાં છે, કહેલુંછે કે મને ન ઉઠાડતી. ઘણી વાટ જોઇને જમ્યાં. અને હું પણ પાછળ બહુ વખતે" "જમી. અને તમારીજ રાહ જોતી અબોટ કરી અહીં આવી પડી."

"તેજ કહી આપેછે કે બાકી શું હશે ?"

" તમારે માટે સઘળું કરેલું છે, તે રાખી મુક્યું છે. ને તેમ કદી "ન પણ હોય તોએ મણી તો ખાવા શીખ્યો છે, એટલે તો માગે" "તે સારૂ ઢાંકેલું તો હોવું જોઇએ ના ?"

"બાળક માટે બાકી ઢાંકેલું તેમાં મને જમાડે છે, નહીં લુચી ?" "જા નીકળ અહીંથી." મગજ ચડયો.

"નહીં ઉઠશો ?"

"કકળાણ કર નહીં."

"નહીં માનો ?"

---

૧અજીર્ણ–હદ ઉપરાંત અગર અપાચક અન્ન. ખાધેલું હોયછે, ત્યારે દુખાવો થાયછે તે–

"બોલ નહીં."

"દયા નહીં લાવો ?"

"દૂર થા,"

"ચાલો, ચાલો—" બાંધવા ગઈ.

"મારા મનની તું મુખત્યાર છે ?" તરછોડી.

"નાથ આજ આમ કાં ?"

"મારી મરજી."

"પણ કહેશો ?"

"કંઇ જરૂર નથી."

"આટલો રોષ ?"

"ચુપ."

"આવો ક્રોધ ?"

"બોલ નહીં."

"આમ કેમ ?"

"શીટ......"

"મણીના સમ."

"ચુપ"

"શું થયું તમને ?"

જવાબ નહીં.

"નથી બોલવું ?"

મુખ મરોડયું.

"નહીં કહેશો ?"

"આડું જોયું."

"એમજ રહેશો ?"

પીઠ ફેરવી.

"કાં વારૂ ?"

"નિઃશ્વાસ નાંખ્યો."

"માથને ઉડાડું ?"

"અરરરર ! માથું કાં ખાયછે." ત્રાસિત થઇ બોલ્યો.

"ત્યારે કાં બોલતા નથી ? મને આમ કરશો ?" વળગી પડી.

"મને ન બોલાવ"—દુર કરતાં ન છુટી.

"બીજા કોને બોલાવા જાઉં, વારૂ ?" વધારે દૃઢ ચોંટી–રડી પડી "તમે વીના મને કોણ ?" આનંદ કરવાનો વખત, ધીરજ લેવાનો સ-" "મય, ચડેલા ભારને ઉતારવાની તક, તે ટાંકણે આવું થાય તો કેમ" "ટકાય વારૂ ? હું ક્યાં જઇશ ? તમે વીના મારૂં કોણ સાંભળશે" ડુસકાં ભરવા લાગી ! દયા આવી. આગલો વ્હેમ તો કાયમજ હતો, તે છતાં ગંગા પાસેથી એક મતલબ સાંધવાની એ હતી કે કંઇથી પૈસા ન મળે તો તેના દાગીના લેણદારોને દેવા લ્હેવા હતા. એથી આગલી વાત જાણે વિસરી ગયો હોય, તેમ **નવલ** ડોળ બતાવવા લાગ્યો પુરૂષ ચરિત્ર કરવા લાગ્યો.

"ગાંડી, ગાંડી, હું તો તારી મશ્કરી હતો, હાય ! હાય !" **નવલ** હસ્યો અને ગભરાયલીને ઠંડી પાડી.

ત્યારે તો મશ્કરીમાં પણ હું અધીરીને એમ કરવું ન હતું ? હું નમાયી[૧]!! ઓછાપો[૨] ન આવે ?"

"તો પ્રવાસીને પણ એકાએક બેહકાવવું ન હતું ?"

"મ્હારી ભૂલ થઈ."

"તો મ્હારી પણ ભૂલ થઈ.

"ત્યારે તેની શિક્ષા?"

"તમારા પ્રેમનું મારા ગાલપર ચુંબન."

"......થા ખુશી"—ચુંબન કર્યું. હર્ષિત કરી પોતે ખુશી થયો. અને હૃદયભાર ઓછો કર્યો. ગુસ્સો નરમ પડ્યો, વગડાનો વા ઉ-તરી ગયો, રસમય બન્યો.

સમાનુવયી, ભણેલી ને તે સાથે સંસારી સુખ સમજનારી (નહીં કે ઉછાંછળી) સ્ત્રિથી પુરૂષપર ગમે તેવી આફત આવે, તો-પણ થોડો સમય તો તેને વીસારી દેવામાં એક કુદરતીજ રસ રંગ તેનામાં ઇશ્વરે યોજ્યો[૩] છે, એ નિઃસંશય છે; પછી પાછળ ગમે તેમ બને?

"વારૂ ત્યારે જમી લ્હેશો?"

---

૧ માયા વગરની. માબાપ મરી જતાં છોકરાં નમાયાં કહેવાય. ૨ નિરાધાર હાલતે થતું દુઃખ. ૩ મૂક્યો છે.

"ઇચ્છા નથી."

"જરા નાસ્તો ?"

"શું છે ?"

"પ્રાણલાલભાઇને ત્યાંથી ભાણું[1] આવેલ છે."

"વધારે સારૂં, લાવ. ઢાંકેલું સવારે આપી દેજે. રાત્રી બહુ ગઈ છે, અત્યારે હો, હા, નહીં જોઇએ." મળતા અન્નનો તિરસ્કાર ન કરવાના હેતુએ ખચિત વ્હેમને માટેજ વાત સ્વિકારી.

"પણ ભોજન જમ્યાથી થાક ઉતરી જાત, અને શાંન્તિ થાત."

"ના કંઈ નહીં, એજ લાવ ?"

"જેમ મરજી."

નવલ લ્હેવા ગઈ, **નવલશંકરે** વસ્ત્ર ઉતાર્યાં. અને સુવાનું પંચીઉં[2] બદલી બેઠો. ગંગાએ બરફી પેંડા વગેરે આવેલું આગળ ધર્યું. દિલગિરીમાં મન ભાવતુ નહીં છતાં જરા ખાધું. ઉપર પાણી પીધું. અને નિરાંત કરી પલંગપર સૂતો. સારે નશીબે મણી પણ ઊંઘાઇ ગયો હતો, એટલે ગંગા કામથી પરવારી **નવલ**ના પાય તલાંસવા માંડી. તેની સાથે માર્ગમાં બનેલી હકીકત અને પોતાને આવવાની પડેલી જરૂરતી વિપદ વાર્તા કહેવા માંડયો. અંતે થાકથી નિદ્રાધીન થવા માંડ્યો. "એકાન્ત વખત છે, જરા શાન્તિમાં છે, તો તેમણે કરેલા ગુસ્સાનો ખુલાસો મેળવવા, ને મ્હારી વાત પ્રગટ કરવા લાવની કહું?" એમ વિચારી ગંગા પોતે કરેલ અનાદરની ક્ષમા યાચવા તેમની પ્રકૃતી જોઈ ટંટોળતી, ડરતી, બોલી—"જાગો છો કે"—જવાબ ન વળ્યો. આંખ મળી ગયેલી જોઈ બોલતી બંધ રહી- પણ નિદ્રાના પ્રમુખમાં પડી રહેલા **નવલે** ઊંઘમાંજ કહ્યું—"કાં ? તુ નથી સુતી ? મને હવે સુવા દે, ને તુ પણ સુઈ જા, રાત્રી બહુ ગઈ છે—" શાન્તિનો જવાબ મળ્યો, એટલે ધીરજ આવી. અને "મ્હારા ભાઇને દાગીના માટે કરેલી મદદની વાત આવતી કાલે હવે કહીશ, ગુસ્સો નથી." એમ મનવાળી

૧ કાર્ય કરનારને ત્યાં જે માણસ પૈસાની ભેટ કરેછે તેને ત્યાં થાળામાં ભરી મીઠાઈ મોકલાવે છે તે.  ૨ ધ્રાલીઓ.

ગંગા પણ ત્યાંજ પગ દબાવતી લટી ગઈ, સુતાં રાત્રિ વીતી ને એમ કરતાં પ્રભાત પણ થવા આવ્યું. **નવલને** તો સ્વપ્નમાં એ મિત્રને ત્યાંથી મદદ મેળવવાના વિચારો આવ્યા. પણ—

છાતીમાં રાખ તું આ કોતરી વચન!
ખરો મિત્ર મળવો બહુછે કઠણ!
થશે તાહરા લ્હેણામાં લોકો મીતર!
જો હશે તુજ કોથળીમાં ખરૂં જર?

( શેકસ્પીયર ) જ. ન. પીટીટ.

---

**पंडितोपिवरमशत्रु, नमूर्खो हितकारक।**
**वांदरेण हतो राजा विप्र चौरेण रक्षक॥**

**"भोजप्रबंध."**

કાકા મામા કહેવાના, ને પાસે હોય તો લેવાના, મિત્ર મિત્રતા જાણે કોય, નહીં તો ઉડતા ફાગો[1] જોય.

**ગીતી.**

દુર્ભાગ્યે દુર્દશામાં, સગાં સ્નેહી સહુ કર ધરતા કર્ણે,[2]
સુખિહાલતમાં જેકો, ખાતા, થાતા મદમાતા ચર્ણે.
તે આ અવસર ન્યાળી, મિત્ર કુપ્રિતી કરી જતા જાણે,
નજરે જોતાં પણ તે, નથી નિહાલ્યું બતાવે તે ટાણે.

---

મોં કલેમંટ સો વરસીએ આત્મઘાત કરવા તયેર થએલ પોતાના દોસ્ત કાઉન્ટ હેકટર ડી ટ્રેમોરલને બચાવી, પોતાને ત્યાં રાખી, પોતાના ઘરની માલેકી સોંપતાં, તેણે તેનાજ ઘરનું, પૈસાનું ને અંતે તેની સ્ત્રિને ફિટાવવાનું પણ કાવતરૂં કરી તેને તેની સ્ત્રિ પાસેજ છમાસનું સ્વલ્પ ઝેર પીવરાવી મારી નખાવ્યો તે પણ મિત્ર. અને ચાંપરાજ હાડાને શુળીના હુકમ વખતે પહાડસિંહે

---

૧ હીંદુ લોકો ફાગણ માસમાં અસભ્ય શબ્દોનાં ગીત ગાય છે તે ફાગ–બહુ વચનમાં ફાગો કહેછે   ૨ કાને.

પોતાની ગરદન આપવા કબુલ કરી તે પણ મિત્ર–એ બન્ને મિત્રોમાં આવા બારીક સમયે કાયમ પ્રિતી રાખનાર સેંકડે ફક્ત પાંચટકા છે, ખરિ પરિક્ષા વિપત્તિમાં થાયછે, સ્ત્રિની પરિક્ષા મહાસંકટમાં લેવાયછે, અને સેવાનો ખરો બદલો બારીક વખતમાં જોવાયછે........

પ્રભાત થયું, સર્વ ઉઠયાં. **નવલ**ને ચિન્તા હતી, તેથી પણ વ્હેલો ઉઠી, ગરમ પાણીની દરકાર ન રાખી, ઠંડે જળથી નહાઈ તૈયાર થયો. અને બાંધેલી આશા પૂર્ણ કરવા તેના મિત્ર અમૃતલાલને ત્યાં ગયો. થોડીવારે સવિતાગવરી ઉઠયાં. અને **નવલશંકર**ને આવવાની વાત જાણી. પણ એટલામાં તો **નવલશંકર** બહાર નીકળી ગયો હતો, તેથી પોતાને મલ્યા વગર જવા માટે ગુસ્સો ચડયો. એકતો ગંગા માટે ક્રોધ હતો. ને નવલે પણ આવી ઉદ્ધતાઈ કરેલી જોવાથી બહુ ગુસ્સે બનીને ગંગાને મોં ચડાવી હકીકત પુછી. તે જાણતાં તો વધારે ક્રોધાતુર થઈ, અને એ ક્રોધે અંતે એજ **નવલ**નું સત્યાનાશ કાઢયું. **નવલ**ને માતાની તબીયત ખરાબ હોવાનુ કારણ હતું. પણ સવિતાને વહુની પાસે કરેલી વાતની ચીડનું કારણ હતુ તેથી અગ્નિમાં ઘી પડયું. દીકરો વહુવાલો થયેલો લાગ્યો. સવિતાને થોડી ખબરછે કે **નવલ**ને વાત ન કેહેવાનું કારણ છે. ને જે કારણ માતાને ખેદ ઉપજે તેવું છે.

**નવલશંકર** જે મિત્ર ને ત્યાં જતો હતો, તેનું નામ અમૃતલાલ હતુ. તે તેનો મિત્ર થવા સાથે કંઈ નિકટનો સબંધ ધરાવનાર સગો હતો. અને **નવલ**ની સારી સ્થિતી માંહેથી હાલ કહેવાતો સારો પૈસાદાર બન્યો હતો. ને તેને આગલા વખતથી હજુ સુધી ખટાવ્યા કરતો હતો. તેથી **નવલ**ને પોતાનો ગણી વખતે વખત જોઈતા પૈસાની મદદ આપ્યા કરતો. અને આ વખતે તો **નવલ** માટે જે વિચાર બાંધ્યો હતો તે ઉલટોજ હતો, ને તે **નવલશંકર**ના નશીબની નિષ્ફળતાના દોષનું કારણ હતું.

સવારના આઠ વાગતાં ટપાલના આવેલ પત્રોમાં શોખીન વાચકમાં ખપનાર અમૃતલાલ પર "કાઠીયાવાડટાઈમ્સ નામનું ગુજરાતી વર્તમાન પત્ર આવ્યું. તે વાંચતાં કોડીનારની ખબરોમાં **નવલ**ના કોઈ

દુશ્મન વેપારીએ લખેલો નીચેનો ફકરો વાંચવામાં આવ્યો.

**"એક વેપારી પેઢીની ભય ભરેલી હાલત"** ગાયકવાડ મહાલ-
"ના કોડીનાર ગામની જાણીતી શરાફની વેપારી પેઢીમાં કેટલીએક ગડબડ"
"માલમ પડવાથી નવા ભાગીઆએ તકરાર ઉઠાવીછે. અને તે દેશ પ્રદેશ-"
"ના વ્યાપારી આડતીયાઓને માલમ પડવાથી મોટી અધીરાઈ પકડાઇ"
"ગઈ છે; એમ લોકોમાં અફવા ચાલે છે. અને એમ પણ કહેવાય છે કે"
કેટલાક લોકો પોતાના લેણા માટે ઘટતાં પગલાં ભરવા માંડયાં છે"

આ વાંચતાં અમૃલાલત બહુ શકમંદ થયો. ઘણા દિવસથી **नवलशंकर** નો મેળાપ નથયો હતો, તેથી અંદરની ખબર નહતી. એટલેઆ કારણ તેને યોગ્ય લાગ્યું. અને વળી તેને પુષ્ટિ આપવા બીજો કોડીનારનો પોતાના મિત્ર તરફથી આવેલો પત્ર હાથમાં આવ્યો, ફોડી વાંચતાં તેમાં પણ એજ અનુસરતી બીના નીકળી. જાતે પોતે સ્વાર્થિ ને લોભી હતો, તથા ઉધરતી ગરીબાઈમાંથી પેસા મળ્યા હોવાથી જીવ સાટે તે પૈસાને ગણુતો, તેથી આપેલા પૈસા સિવાય હવે એક પાઇ ન આપવાનો દૃઢ નિશ્ચય કર્યો."

"આવી આફતમાં મારો આશ્રય લેવા નક્કી આવશે." એમ ધારી પોતે **नवल**ની ખબર કઢાવતો. અને જ્યાં સુધી તેને સન્મુખ મેળાપ ન થાય તેમ રહેતો. એટલુંજ નહીં પણ પોતાના સિ-પાઇને એટલે સુધી કહી મુકયુ હતું કે "તે દરવાજા પાસે આવતાં રોકી બહાર ગયેલાનુ બહાનું બતલાવવું. પૈસા પેદા કરવામાં પરસેવો ઉતરે છે," એમ સ્વાથે સોધ્યો, પણ એ પૈસો કયાંથી પેદા કરેલો છે? તેનું પ્રતિ સમરણ બીલકુલ ન થયુ.

**नवलशंकर**ને આ સિવાય બીજા પૈસાદાર સગા હતા, પણ તે લોકોની લાચારી ન કરવાના તામસી સ્વભાવે અને પોતાની સ્થિતી જણાવા ન દેવાના કારણે કોઈ પાસે મળવા કે લ્હેવા જતો નહીં; જોકે જાયતો આ વખતે આપે નહી તેવાં પણ હતાં. તોપણ એ વિચાર ગ્રહણ ન કરવા પોતાની અહંકારી ટેવે એ ખ્યાલ આણ્યો નહીં; ને અમૃતલાલ મિત્રને ત્યાં જવું ઉચિત ધાર્યું હતુ, પણ ગરીબનાં નસીબ ગરીબજ.

ગીતિ—દુર્ઘટ સમયે ભવિષ્યે, પાસાં અવળા સદા પડે સર્વે,
ધારે કંઈ થાયે કંઈ, દુશ્મન તેથી બને અતિ ગર્વે.

જેની પાસે કામ હતું, જેની ઘણીજરૂર હતી.જેના આશ્રયથી-આજ અન્તરમાં ભાગેલી પેઢી ટકાવવી હતી. જેની મદદથી પોતાની ટકી રહેલી આબરૂ રાખવીહતી. અને જેની મિત્રતાથી નાતમાં મિ-લાપદ જાહેરકરી બચ્ચાંઓને બટકું રોટલી ખવાડવા સાથે આગલનો બદલો વધેલો દેખાડી આપવો હતો, તે માણસ તો તેને મિત્ર ધર્મ-માં આપેલ વચન પ્રમાણે મધ્ય દરીએ નાખી, ડુબાવી દેવા નિશ્ચય કર્યો હતો. અને અતે ખરો પડયો હતો.

**નવલશંકર** દરવાજા પાસેગયો, અને સિપાઇને પુછ્યું. "અમૃ-તલાલભાઈ હગ ?"

વોહીતો કલદીનકા જુનાગઢ જમીનકા ટંટાસે ચડ ગયે હય". શીખવેલા સિપાઇએ ઉત્તર વાળ્યો. ઈભરામના મોઢામાંથી આ શબ્દ નીકળ્યો, ને પોતે નિરાશીના ઉંડા ખાડામાં ઉતર્યો. વીચાર વમ-ળમાં ગુંથાયો, કાન્તિ મરીગઈ, આખરે રૂધિરનો નિઃશ્વાશ પેટમાં ઉતારી ઉભો થઈ રહ્યો.

હજુ જોકે અમૃતલાલના દેખાવ છતાં, ને તે મળવા છતાં પો-તાની ઉમેદ પાર પડવી, તો ઈશ્વિરાધીન કે તેમની મરજીપર હતી. તથાપિ મનની આશા બીન પ્રત્યુત્તરેજ નાબૂદ થઇ, એટલે "એ હોત તો મારી આબરૂ રહેત" એમજ ઉમેદમાં પોતે આશામય રહ્યો, આશા ભેટવાની બાંધી, પણ તે તુરતજ નિષ્ફળ નીવડી અને મિત્ર તાની બેવફાઈનો દર્શનીક પૂરાવો રજુ થયો. **નવલ** હજુતો મનમા વિચાર તુરંગમાં ગુચવાતો ત્યાંજ ઉભોછે. એટલામાં દૈવયોગે કુદરતીજ અમૃતલાલને ઈભરામનો ખપ પડયો, ને ઘરના ઓટલા પર આવી ડેલાના બારણા આગળથી ઇભરામને બોલાવાને સાદ માર્યો. પણ અર્ધ સાદઅંદર **નવલ**ને જોયો. અને અંદર પેશી ગયો. **નવલ** ચમક્યો, ને આશ્ચર્યિક બોલી ઉઠયો.

"એ કોન? અમૃતલાલ ભાઈ ?" આંગળી ઉંચી કરી ભવાં ચ-

ડાવી, પોતે પગ ઉંચો કરી અંદર પેસતા અમૃતલાલને જોઈ કહ્યું.
"નહીં, નહીં. ઔર ......સીપાઈ અટકયો.

"યે હય?મએને સાદસેં પએછાના, મુખસે દેખા?—

"હોગા, મગર, તુમેરેકું ઓ મીલ સકેગા નાહીં.

"સબબ?

"કુચ્છ જાણનેકા જરૂર નહીં હય?

"મગર કારણ તો હોગા—

"આપકી મરજી!

"મેરે બાસતે અયસા હુકમ હય ?

"નાહીં; મગર......બોલી ન શકાયો. માથું ખંજવાળ્યું.

કુચ્છ ફીકર નહીં, જરા કહેગા તો અયસાન હોગા.

"કહેનસેં ફાયદા કયા? આપ ખુદસે પએછાન લેના ચાહીયે.

"ઇભિરામ?—અંદરથી સાદ આવ્યો, "સલામ આલેકમ"–કરી ચાલ્યો. ઇભરામને જરા ચાલતાં વિચાર થયો, અને પાછો આવી દરવાજો **નવલ** ઉભેલ છતાં બંધ કીધો. **નવલ** શરમાયો, નીચુ જોયુ. મનડું રડયુ અને પોતે બેહોશ જેવો થતો છતો ટટાર[૧] પેઠે ઉભો. મનને વાર્યું પણ ન રહ્યું. અને આગળ ચાલ્યો મિત્રની પરિક્ષામાં છેતરાયો લાગ્યો. જગત પૈસાનુંજસ્વાર્થિ જણાયું.

અવિશ્વાસના રંગમાં વજ્રલેપ બની પશ્ચાતાપ કરતાં ઘર તરફનો માર્ગ પકડયો—

"અરેરે મારો આવો વખત? મારી આવી દશા? મારો આવો"
"દીવસ? એક વેળા જેને હું સેંકડો રૂપીઆ કમાવી આપતો, જેને હજારો"
"રૂપીઆ ધીરવા હિમ્મત કરતો, જેને સુખપાલમાં બેસાડતો, જેને"
'મોજમાં ભાગ આપતો, જેને હૃદયની વાત કહેતો, તે માણસ આ વ-"
"ખતે બેવફા થઈ, મારી સાથે આવી વર્તણુંક ચલાવવા તત્પર થયો?"
"અરે મને જોઇને નાસી ગયો? કદી મને મદદ કરવી ન હોતતો "જી-

૧ રજપુતો લડાઈમાં મરે છે તે વખતે તેના શીલા લેખ કોતરાવી ત્યાં પથરામાં ઉભા કરી મુકેછે. તે અગર આકસિક મરણ થતાં તેની નીશાની દાખલા શુદ્ર લોકો રાખે છે તે.

બ હોયતો ઉત્તર ઘણા" તેમ અખાડા કરવા હતા. પણ મને આમ,"
"અપમાન કરવું નહતું, પણ અરે! હું તેને શું દોષ આપું?"

"શું સંસાર આવોજ સ્વાર્થિ હશે? દુનિયાં આમ ચાલતી હશે?"

"મિત્રની આવી વફાઈ? કરેલા ઉપકારનો આવો બદલો? અકુ-લીનની મિત્રતામાં આવી ફત્તેહ? નેષ્ટ મિત્રતાનું આવું ફળ? અફશોષ? પહાડસિંહને શું સ્વાર્થ હતો? શું મિત્રતા પોતાના સ્વાર્થ માટે બંધાય છે? મિત્રતા આવા બારીક વખતમાં દુર થવા બંધાય છે? મિત્રી આ કારણસર કરે છે? પોતાના સારા વખતમાં મિત્રને મદદ કરવી, પૈ-સાથી ન બની શકે તો અંગ બળ વાપરી પીડામાં ભાગ લેવો. કદી મિત્રનું મૃત્યું થાયતો છેવટ તેમનાં સ્ત્રિ બાળકને પોતાનાં માતા તુલ્ય ગણી બને તેટલો આશ્રય દેવો, એ મિત્રાઈ. સારા વખતે નહી કે ફોલી ખાવાની, ને દુર્દશામાં છોડી જવાની.

**શિખરણી.**

ગ્રહો મિત્રો તેથી, દુખદ સમયે સાહ્ય ગ્રહવા
કરે મૈત્રી તેથી, છવન સુખસાથે સુખિ થવા
કહે મિત્રો તેને, વિપદ સમયે શિર ધરશે
વૃથા ફોલી ખાવા, મધુર વદવા સર્વ ફરશે

"અંતે ધીરજ ધરી ઘેર આવતાં માર્ગમાં પોતાના આડ-તીઆને આવતો જોયો, એટલે તો ગભરાયો. ચમક્યો. ચાલતી હાલત યાદ આવી, અંતે જળજળીયાં આવ્યાં, વકીલ ભાગીયો આ વેળા કાવતરાબાજ ખુનીને ત્યાં ઉતર્યો. અને એમના થએલ કાવતરા-નો ભોગ **નવલ.** એ ભોગનું બળીદાન આપવા વિચાર કરતો ઘરના ખુણામાં આવી બેઠો, પ્રભાતનો જમવાનો વખત થયો, દસ વાગ્યા પણ સર્વ ભોજ્ય વિષમય લાગ્યુ. અને વિચાર ન પહોંચતાં આંખમાં અશ્રુ લાવતો "પ્રિયાના દાગીના શું દેવાજ પડશે?" એમ હિમ્મતવાન બહાદુર શોચ કરવા લાગ્યો. ને દુર્ઘટ સાગરના ઉછળતા વિચાર વમળમાં ઘસડાયો–કોણ મારો મિત્ર કહે? ને કોણ આશ્રય દે?

**સાખી.**

સર્વ થયાં છે શત્રુ સાથે, વખત સખતને જોઈ.

બહુ વિચાર પહોંચ્યો નહીં જ્યારે, પડયો આખરે રોઇ
આશ સહુ ખોઈ, નાખ્યું નહીં કોઇએ લોઈ[1]

માણસને માથે ચારે તરફની આફતે આવેછે, ત્યારે તેની અક્કલનો દરવાજો બંધ થઇ જાય છે, સેંકડો માણસો લેવા દેવાને સલ્લાહ પુછવા આવનારા તે આ વખતે એજ માણસની સામુંપણ જોવાને કંટાળે છે ? શું જગતમાં સ્વાર્થ છે ? નિશ્ચય !

**वृक्षक्षिणफलंत्यजंतीविहंगा, सुक्ष्मंसरसारसा**
**निर्गंधःकुसुमंत्यजंतिमधुपा, दग्धंवनस्यमृगाः**
**निर्द्रव्यंपुरुषंत्यजंतिगुणिका, भृष्टंत्यजंसेवका**
**एतत्सर्वस्वार्थजनोहीमरणं, वोकव्यनावल्लभाः**

"पंचतंत्र"

આશાથી નિષ્ફળ થએલો **નવલ** બહુજ શોક સાગરમાં પડયો છે. એટલામાં "કાળમાં અધિક માસ." તેમ લેણદાર ભાગીયો પેલા નીચ કાવતરાબાજ ખુનીને લહી પવન જેમ દરિયામાં ડોલતી સ્ટીમરને ડુબાવવાજ ફુંકવા માંડે, તેમ જોસમાં અંદર આવી ચડયો. "વેરી આદરભાવ્ર સાર" એ રીતે ઉતાવળા આવેલ દુસ્મનોને **નવલશંકરે** સત્કાર સાથ ઠંડા પાડયા. ને બેદીવસ થોભવા કહ્યું. વકીલને ખુનીએ ભંભેર્યો હતો, તેથી ઉછળતો બોલ્યો.

"પોળીઆ લીધા છે, સમજ્યા? અમોલા અમોલા કાઢી નાંખો, નહીંતો ફજેત થશો. લોકોને ફસાવવાના આવા ધંધા કરોછો કે ? હજુ તો ફોજદારી થશે," સુકો દમ લીલો બનાવી લગાવ્યો.

જેમ તમે સારા લાગો તેમ કરો. પણ બે દીવસની મુદત આપો.

"હવે ! ખાંડ ખાઓ ખાંડ, શેઠ ? મુદત કેવી ને વાત કેવી, હજુ કંઇ બીજી પિછોડી ઓઢાડવી છે કે શું ? અહીં તહીં છુપાતા ને રખડતા ફરોછો, તે શું હમે જોતાં નથી, કે જાણુતા નથી? જો મુદત માગેછે! લખી આપેલ છે, તે પર પેશાબ કરો. ને તેમ

૧ લુંછી નાંખવું.

પણ કરશો, તો આ ભાઇ કેવા જામીન છે?

"હું ક્યાં ના કહુંછું. પણ તે એ એવો એંટીછે, કે નહીં હશે તો છાતીમાં દાગીના ફોડી દેશે?" પોતાના મનની માનીતી ઉમેદ પાર પાડવા તેમનો ઉપરનો ભાઈ પણ અંદરનો કસાઈ થઈ બોલ્યો.

"ભાઈ જેવો ભાઈ નહીં ભાઇ સમ કસાઈ નહીં.

હું આપવા બંધાયેલ છું, અને તે પણ જામીનગીરી સાથે. એ કબુલ કરવા છતાં મને બે દીવસની મુદત મળશે, તો મારા દાગીના મને વેચવા નહીં પડે.

પૈસા હશે તો દાગીના ક્યાં થતા નથી, તમે તો ગાંડા છો. મારી દો મોંપર, કે જામીનનો પણ છુટકારો થઈ જાય,"—મનને સંતોષ દેવા ને નવલને ફસાતી જોવા બકયો.

"મેં ઈંદુલાલને રુપિયા માટે મોકલ્યો છે. ત્યારે એકાએક રૂપીઆ આપતાં દાગીના પર તળાપ મારવાની જરૂર શું?" પાડા પાડી સાથે કામ, કે દુધ ઘી સાથે."

"જો મારી ગેરહાજરીમાં દાગીના મુકી કે વેચીને રૂપીઆ વસુલ કરેલા માલમ પડશે, તો ઠગાઈ ને વિશ્વાસઘાતના આરોપી લખતના કરાર મુજબ તમો થશો, એ વાત ધ્યાનમાં રાખવાની છે—

"હા. કેમકે એ દાગીના હમારી સમંતિ વિના બીજાને ત્યાં મુકાય નહીં, એની મ્હારી જામીનગીરી છે." કેમ જાણે ગંગાના દાગીનાનો હમણાંજ ફજેતો થાય. પણ જાણતો નથી કે પોતે અંદર હાથ નાંખ્યો છે તે પ્રથમ અપરાધી તો પોતે છે. કારણ **નવલ**ની રજા લીધી નથી. તેથી તે વાત પ્રગટ જાણે તો **નવલશંકર** તે ખૂની માટે કેવો ગત બાંધે? પણ સીતાનું હરણ કરતી વખતે રાવણે ક્યાં મૃત્યુ ધાર્યું હતું?

"ઠીકછે ત્યારે કહોની કે દાગીનાજ લેવા છે.

"ના, હમણા રુપિયા આપો તો કંઈ નથી. નહીંતો હમારા કહેવા પહેલાં તમારે કાંકુંજ કબુલ કરશે.

"શેઠ કંઈ ઘરમાં બાંધેલ પડ્યા નથી, ને તેમ હોતતો તમને બાગીયો કરવાની પણ જરૂર પડત નહીં, સમજ્યા? મારે કોઇની લાજ

પર ન અવાય, સરકાર પણ બે દીવસની મુદત માટે ના નથી કહી શકતા." ભેલું મસલ્યું."

"મારે મારી સગવડ કરવા જવું છે, જો સાંજ સુધીમાં નહીં આપો તો ઘટતાં પગલાં ભરવામાં આવશે, એટલુંજ નહીં પણ નાહક ફજેતી સાથે ખરચના ખાડામાં ઉતરવું પડશે તે જુદું, હાઃ

"પણ હો હા કરવામાં માલ છે?

"જો એમ કરવું હોત તો, કુબેરપુરના વ્યાપરી ક્યારેના અહીં-આ ટાંચ લાવ્યા હત, પણ હુંજ વારી આવેલછું,

"તે તમારી લાયકી છે, ને એ લાયકી મુજબ તમારે થોભવું જોઇએ

"હા, થોભીશ. ને તે પણ આ ભાઇના કહેવાથી, તે પણ ફક્ત સાંજ સુધી.

"બે દીવસ"—પગે લાગતો હોય, તેમ આફ્લ કાળે લાચારી કરવા મંડયો

"વારૂ, ત્યારે કાલે સવારમાં ચુકતે કરજો, સમજ્યા?

"વારૂ, ત્યારે ગોઠવણ કરીશ—અણછુટકે પણ કહેવું પડયું.

"ઠીક છે, ચાલો—

"હરકત નહીં. સાંજે નહીં રૂપીઆ દે તો દાગીના દેશે"—ખૂનીયે વચમાં ટચકું મૂકયું. ને બન્ને ચાલી ગયા—

**નવલ** વિચારમાં પડયો, ગંગાને બોલાવી પોતાને ધારવા કરતાં ઉલટું થયું. ઇંદુલાલને મોકલ્યો હતો, તે ફોકટ નીવડયો. કેમકે આ વાયદામાં ખપ આવે એમ લાગ્યો નહીં. અને દાગીના મુકીને પણ સાંજે આપવા વિચાર કરી, ગંગા ઘર કામમાં ગુંથાઈ હતી, તેને મળવા પોતાના દીવાનખાનાના પલંગ પર જઇ બેઠો. ગંગાને માટે શકમંદ થયેલો છતાં ગરજને ખાતર નિઃશંક દેખાવનો બન્યો, નિર્દોષ પત્નિને કહેલાં કડવાં વચનોની માફ માગવા ઇચ્છા કરી; અને નિર્ધનતાના

પ્રમાણે દ્દઢ મનના પુરૂષને ઇચ્છા રહીત કાર્ય કરવાનો વખત આવ્યો. સારા નસીબે ગંગાએ પોતાના ભાઇને મદદ કરવા રૂપીઆ લેવા મુકેલા દાગીનાની नवलशंकरन કે સવિતાગવરીને ખબર ન પડી, અને ઠીક થયું, કે આ વખતે ઘર કામમાં ગુંથાયેલ ગંગા તથા દર્શન કરવા ગએલાં ગવરી સાસુને ભાગીયાને લખી આપેલ દાગીનાના કરારની જાણ ન થઈ, નહીંતો અદેખી આંખે સવિતા પણ પ્રથમ તો ચડી રહેલો ઉભરો ખાળી નાખવા બેધડક નવલના દાગીના માટે नवलशंकरन ઉધડો લઈ વેરત. ને ગંગાનું કાટલું કરત તે તો જુદું—પણ ઇશ્વર કરેછે તે ઠીકજ કરેછે.

સવિતાગવરી આ ગડબડથી બહુ વિચારમાં પડી, પોતાને કંઈ વાત ન જણાવાથી नवलપર ગુસે થઈ, પણ એ શું જાણે, કે નહીં કહેવામાં નાહક દુઃખી ન થવાનો લાભ રહેલો છે. પણ દુર્ભાગી नवल ના કમનસીબે તેના મનમાં પણ ક્રોધ ઉત્પન્ન થયો ને મુગી મુગી સર્વે ચેટક જોવા લાગી, ગંગા પર ચીડાવા લાગી.

---

## પ્રકરણ ૮ મું.

### સ્ત્રિ તો એજ

पत्न्यु पानक्ति पत्निही सर्वस्य मित्रं
मित्रत्वाय यद्वैपत्नी यज्ञस्य करोतिमिथुनं
तदथो पत्निया ए वैप यज्ञस्यन्वारंभोऽनवच्छित्यै

"कृष्ण यजुर्वेदसंहिता"

"પત્નિ પતિ ઉપર પ્રિતી ધરેછે, સર્વજનોમાં પત્નિ એજ મિત્ર છે, મિત્રત્વ કરવાને માટેજ પત્નિ પરણે છે. પતિ અને પત્નિથી એક પ્રભુની ભક્તિનું આખું ફળ ગ્રહણ કરી શકાય છે. દમ્પતી વીના

આરાધનનાં કામ કરી શકાતાં નથી, અને બન્ને હોય તોજ તે કામ સફળ થયેલું ગણાય છે."

**નવલશંકર**ને ચારે તરફની પીડા પોતાને માથે આવી પડવા સાથે સઘળે ઠેકાણેથી અપમાન પામી હડધુત થયો, આથી તેનો જીવ કંટાળી ગયો. અને હવે "માતાને કહેતાં ઉલટાં વ્યાધી રોગમાં છે, તેથી અધિક થશે." એમ જાણી કંઇ બોલ્યો નહીં, ને નવલને કહેવું ઉતમ ધાર્યું. પણ એમ માતાની દાઝ ખાવાથી પોતાને માથેજ આફત આવી પડવાનીછે, અને એજ દાઝના માતાના ક્રોધથી જેમ મેનાવતીના સ-મજાવાથી ગોપીચંદને યોગ ધારણ કરવો પડયો હતો, તેમ પડવાનો છે, એ **નવલશંકર** ક્યાં જાણેછે? **નવલ** બહુ વિચારને અંતે એટલું મનમાં બોલ્યો કે "કોઇપણ રીતે નવલને સમજાવી, ભોલાવી, ફોસલાવી દાગીના કઢાવું. તેમ કર્યા વિના છુટકોજ નથી. આ વખતે તો આ-પણે પુરૂષચરિત્ર કરવું જોઇએ. નવલ નાનહીં કહે, તોપણ તેનાપર હવે મારો પક્કો વિશ્વાસ ન હોવાથી ઠગાઈ કરીશ. વળી—એમ કરવાથી તેની મનોવૃત્તિ જણાશે, અને આગળઆવેલા પત્ર માટે વ્હેમનું નિરાકર્ણ થશે." એમ સમજી ગંગાને આવતી જોઇ મન સાથેજ પોતાનાં દુઃખની વાત કરતો હોય તેમ દેખાયો. પ્રાણને સુખસંતોષ આપવાનાઉત્સાહમાં હું તેને તો દગલબાજી કરૂંછું. એટલુંજ નહીં પણ એ ઉત્સાહ તો હું અત્યારે ભંગ કરવા પગલું ભરૂંછું. કેવો ખેદ! કેવો દુર્ઘટ દેખાવ! ત્યારે? હરિશ્ચંદ્ર પેઠે વચન પાળવા હું વેચાઊં?......

"નહીં નાથ! જ્યાં સુધી દાસી હાજરછે, ત્યાં સુધી આપને વેચાવાની કંઈ જરૂર પડવાની નથી." એકદમ શુદ્ધ અંતઃકર્ણની પ્રમદા પતિનાં સંકષ્ટ વાક્ય સાંભળી બોલી સામે આવી ઉભી, ને **નવલ** ચમકી પલંગપરજ બેઠો થઈ ગયો—

"ત્યારે શું નવલને વેચી મારા ઋણથી મુકત થાઉં?" આવે-શમાં બોલી ગયો. ને નવલને દેખી થંભી ગયો. ને સામા જવાબના પ્રશ્નમાં ઉતર વાળ્યો હોય તેમ બોલતો સ્તબ્ધ થઈ ગયો. એટલુંજ નહી પણ એક ટશે[1] નવલના બોલવાપર લક્ષ ખેંચી રહ્યો!

[1] એકીનજરે.

"હા નાથ, શા માટે નહીં? જો તમારા જીવને એમજ સુખ થતુ હોય, તો એ સુખને સંતોષ આપવા મને વેચવામાં કઈ હરકત નથી. મારા પ્રાણના ભલા ખાતર, તેમની અચલ જીંદગીના સુખ ખાતર, ને તેની કાયમ રહેતી આબરૂને ખાતર, કદી મારે વેચાવું પડે તો મ્હોટી ખુશી સાથે કબુલ કરીશ. તારામતી રોહીતને લઈ કાં વેચાણી, મારાનાથ ? ગભરાવું શા માટે જોઇએ !" વળગી પડી. અને ઉમર લાયક છતાં કેમ જાણે નવી જુવાની ખીલતી હોય, તેમ પતીને લાડ કરવા લાગી.

"છુપાતી, લપાતી, લટકતી, મટકતી પતિનો એકાએક વિચાર સાંભળતી આની કેવી લટી જવાની પેરવી કરી ! મ્હારી વ્હાલી મણી ? હું તને વેચુ ? ને વળી ગુલામીખત કરી દઈ સરકારનો મ્હોટો ગુન્હો અને પરમેશ્વરનો મહાપરાધ માથે ધરી લોકોની મ્હોટી કહેણી, બાળકનો પ્રચંડ ત્રાસ, દુનીયાનું અધિક દુખ, અને સ્ત્રિની અતુલ્ય ઉમેદ, તજાવી એ કામ કરવા હું પગલું ભરૂં ? ને મારી વ્હાલી દારાનો હાથ હું જીવતાં બીજાને સોપું ? હાય!" ફક્ત ગંગાની હૃદય પરિક્ષા જોવાજ એક ઠગારો બન્યો.

"આકળા ન પડી જાઓ, ગભરાઓ નહીં. ગુલામી ખત નહીં પ્રાણ, ગુલામી ખત નહીં, પણ બીજાની વેઠ, મજુરી કે લાચારી, ને તે દરણું, પાણી કે બીજું કામકાજ, તે ફક્ત તમારા સુખને માટેજ. તેમાં ગુલામી વેચાણશું ?"

"હજારો માણસોની હજુરમાં પવિત્ર હાથ પકડી પરણેલો, મારા અંતઃકર્ણથી જડીત કરવાને કબુલાત આપેલી, પાણી ગ્રહણ સંસ્કાર વખતે મારી દ્રષ્ટી તળેથી જરાપણ દુર ન કરવાને સોગન ખાધેલા સાથે ખરા પ્રેમને આધીન થઇ સુખસાગરના મનહર વાયુમાં રસબસ કરવાને દિગ્બંધ થએલા એવોહું તે શું તને પરાયા હાથ નીચે સેવા કરવા જવાદઉં ? ધિક્કારછે મારા જીવતરને. લાનત છે મારા કર્મને. ને શરમછે મારા વિચારને ? પ્રાણ તું ગભરાઈશ નહીં" લોભીને કિર્તીની પરવાર હોતી નથી. ને સ્વાર્થીને સુખની દરકાર હોતી નથી.

"કંઇ નહીં નાથ, કંઇજ નહીં. દુઃખમાં હું ભાગ ન લઊં, તો શું એકલા સુખમાંજ ભાગ લેવાને મને તમારી સાથે જડીછે?" નિર્દોષ મનની નારી ખરા સદ્‌ગુણોમાં સાહ્યતા કરવા બોલી.

અલબત? સ્ત્રિ પરણી તે કંઈ પીડા સહવા, બોજ ઉપાડવા કે દુખી થવા નહીં. પણ ધણીના પ્રેમમાં સુખ ભોગવવા, લહાવ લેવા, અને આનંદમાં જીવન ગાળવા. કમબખ્ત માણસજ સ્ત્રિને વેઠમાં, આફતમાં કે દુઃખમાં નાંખે, સ્ત્રિતો કોમળ જાત છે, તેને વળી પિડીત મજુરીમાં ફસાવવી જોઇએ? અરે એક ન્હાની સરખી ચિન્તાના તાપમાં પણ ફસાવવી નહીં જોઇએ. મેં બહું કેળવણી લીધી નથી, હું બહુ સ્ત્રિના વિદ્યા ગુણ જાણતો નથી, તોપણ આટલુંતો સમજુછુ કે અજ્ઞાની લોકો સ્ત્રિને ભાર ઉપાડવા, ખેતરોમાં ઘાસ વાઢવા, કે ઘંટી જેવી કઠોર વસ્તુથી ખેંચવા પાપી ગધેડાઓ, બળદની પેઠે હળ ખેડાવા જેવા ધંધા કરાવી એમની કોમળને પવિત્ર જીંદગી ખરાબ કરે છે, તે ખચિત સ્ત્રિઓના સંસાર સુખના દુશ્મન બનેછે. ઘરકામની વાત અલગછે. વળી—અલબત ગરીબ વર્ગના યા જંગલી, ને શુદ્રજાતિને માટે આ નથી. પણ સારા વર્ગમાં ખપાતા કેળવાયલા લોકોને માટે બહુ ત્રાસદાયક છે, માટે મારાથી તો પ્રિયા ? એ કામ બનવાનું નથી. મારા મોઢામાંથી દુખી હાલતમાં ને ભ્રમિત વિચારમાં એવું નીકળી ગયુ ખરૂં, પણ હવે મને પસ્તાવો ને મારાપર ધિકાર છુટે છે." આટલું વાક્ય પણ ગંગાને છાપરે ચડાવી પોતે કરેલ અપમાન ટાળવા, ને જોરજુલમને બદલે ઉપરના સ્વચ્છ હેતમાંજ દાગીના કઢાવવા કહ્યું.

"શા માટે? ત્યારે શું સ્ત્રિઓને પાટલે બેસાડી પુજતા હશે? શું મ્હેનત કે કસરત સ્ત્રિઓને ન જોઇએ?"

"જોઇએ, પણ રીત સર, હું એમ નથી કહેતો કે સ્ત્રિઓએ ઘર સંસારનું કામ છોડી, આજકાલની સુધરેલીમાં કહેવાતી, પણ બગડેલી ખપાતી કેટલીક સ્ત્રિઓની પેઠે હરામનાં હાડકાં કરી, હાથમાં વર્તમાનપત્રો કે માસિક લઈ, વેત્રાસન કે આરામપાટ (કોચ) પર પગ પર પગચડાવી વાંચવાને, અને ધણીપર સખત હુકમનું દમાણુ કર-

વાને સરજેર થવું. પણ તેને અસલ કાજમાં નાંખી, નહીં બનતો બોજો તેના પર ચડાવી, તેને જરા જરા વાતમાં દમ દેવો, અગર નજીવી બાબતમાં દરેક વખતે ચીડાવું. કંઈ કંઈ બાબતે અજ્ઞાનતામાં નહીં દેવાય તેવી ગાળો ભાંડવી, ને એ દ્વેષને આધીન થઇ બહારની રીસ તેના પર ઉતારવી, આ રીતતો હું બીલકુલ પસંદ કરતોજ નથી; પછી જોઇએતો મારા વિચારથી બીજાને કદી ઉલટું પણ લાગે. જોકે મારી માતાનો તારાપર નિર્દોષ પ્રકોપ ને મારી ગેરહાજરીમાં તેનું તને વેઠવું પડતુ દુઃખ, મને તો જરાએ ગમતુ નથી. પણ શું કરૂં પ્રાણ? દીલગીરછું કે અત્યારે હું લાચાર છું. એમ એમ કરવાથી પરિણામ આવેછે એવું, કે બન્નેનું સંસાર સુખ ધુળમાં મલી જાયછે. એટલુંજ નહીં, પણ ટોક ટોક કરતાં સ્ત્રિઓપણ કંટાળી ચીડની મારી સાહસીકતામાં અવળે માર્ગે ઉતરે છે,

"સ્ત્રિ, ચાકર, ને બાળકને તો અંકુર જોઇએજ, એક આંખમાં હસાવવાં જોઇએ, અને બીજી આંખમાં રડાવવાં જોઇએ.

"એ ખરૂંછે, તોપણ નજીવા દોષો મનપર લાવી જંગલી લોકો બિચારી અબળાને તજીદઈ જન્મભરની દુઃખણી કરેછે, ને તેમ કરવાથી એના પશ્ચાતાપે ધણીનું કહીંપણ બલું થતું નથી. હું પણ જે પીડીત થાઉછું તે ફક્ત તારા પર નાખેલી વેદના શ્રાપને લીધે છે"

"નહીં નાથ, હું આપની દાસીજછું. હવે કહેશો કે આપ ગયા હતા ત્યાં શું થયું? અહીંતો માતાએ નાહક તોબરો[1] ચડાવ્યો છે.

"તેનેતો ટેવછે. દુઃખતા પર ડાહમ દેવાની તેની પ્રકૃતી છે. સ્વભાવનું ઓસડ નથી. પણ તે પુછવા કરતાં જાણવાંમાં પણ જરૂર ન ધારવી." મતલબના મહાદેવજી બની ગાતાને તિરસ્કાર કર્યો, સ્વાર્થ સાધ્ય કરવામાં જૂઠાણું કરતાં ન ડર્યો.

"શા સારૂ નહીં?"

"તું જાણી શું કરશે!"—નવલનો વિચાર લેવા માટે અંદરની હકીકત પુછવા માંડી.

---

૧ મોઢું ચડાવવું તે—ઘોડાને જોગણ દેવાનો ચામડાનો પાવરો.

"મારાથી બનતી મદદ કરીશ?"

"તારાથી શું થસે?"

"મારાથી શું થશે? અરે ઘણુંએ થશે, હું એક રીતે ભુલતી નહોર્ણતો ખરૂં હોવું જોઇએ કે તમારા મગજમાં ઠસેલા વિચાર મુજબ સ્ત્રિ જાતિ એ કામ કરવા તદન ના હિમ્મતદારછે. પણ તે જાણવું ભૂલ ભરેલું છે. દાખલા તરીકે આપને વાંચેલું યાદ હોવું જોઇએ કે સાવિત્રી, બેહુલા, દમયંતી, તારામતી, દ્રૌપદી, સીતા, વગેરે એ પોતાના ધણીને દુઃખથી બચાવા કેવા ઉપાયો લીધા છે! કદી તમારા મનમાં બીજી પણ શંકા થશે, કે આજની સ્ત્રિઓ તેવી હોતી નથી, તો તેનો દર્શનીક પુરાવો દેખાડવાજ મારે તમારો લ્હેવાતો બોજ માથે ઉપાડવો છે. તે જો મને ખુલાશો કરશો, અને મારાથી બનશે, તો મારા ધણીના માથાપરથી દુઃખના ડુંગર તોડી પાડવાને પૃથ્વીના આ છેડા પરથી બીજા છેડા સુધી જઇશ, અને તેમ કરતા કદી મારા પ્રાણનો પણ ભોગ આપવો પડશે તો મ્હોટી ખુશીથી આપીશ.

"શાબાશ, વ્હાલી શાબાશ. સ્ત્રિઓનોતો એજ ધર્મ છે. કદી થતું ન હોય, તોપણ આટલી મદદ તારા તરફથી બસ છે." ચડજા બેટા સુલીપર.

"ના, ના, એમ કરવાથી તમારૂં દુઃખ ટળવાનું નથી, બોલી જાઓ ને પછી પ્રયત્ન કરો, માથે દુખના મેઘ ગગડે છે, ને તમને નિશ્ચિંતપણે શાબાશ કરવું કેમ સુજે છે?"

"તારી મધુરી વાણી અને ધીરતનાં વચનથી સર્વે આફત વીસરાઈ જાય છે, પણ જો બેલીને બોલાવે છે, તો હવે ફકત છેવટ આત્મઘાત કરવો બાકી છે." સ્વચ્છ દીલની સ્ત્રિને ગભરાવા દમ દીધો, પ્રેમમાં અચળ રહેલી પાતિવ્રત તારૂણી પર ખરી અસર થઇ.

"કરેને તમારા દુશ્મન. એટલી શી જરૂર પડી છે. શું પૈસા નહીં હોય, તેથી માણુસ મરી જતાં હશે? એમ જો દુનિયાં માનત તો ગરીબીને તવંગરી ચાલતજ નહીં, સમજ્યા?"

"ત્યારે તું કહેતી હતી કે હું મદદ કરીશ, તે તું શું રસ્તો બતાવેછે, બોલ?

"તમારા ખુલાસાપર મારો આધારછે, તે જાણતાં છતાં શુમ રાખી શું પુછો છો?

લે, તો જાણ કે મને બેહજાર રૂપીઆની જરૂરછે. અને એ જરૂર આ વખતે કામ ન આવશે, તો આ મોં—

"મોં ન દેખાડશો, એમ? જ્યારે મ્હારા વ્હાલાને મોં ન દેખાડવું એવુંજ થાયછે, તો તમારા આપેલા મેં ડોકમાં ઘાલેલા સોનાના ચકચકીત દોરા ને હાથમાં નાખેલી સોનાની બાંગડીઓ શું ખપમાં આવવાની છે? મારા પતિના સૌભાગ્ય દાખલ ફક્ત એક ભલીને સાદી ચુડી અને મોતીની સર રહેશે એજ મને ઉત્તમ થઈ પડશે. આપું એ દાગીના, ને જલદી વેચી આપો લેણદારને. જ્યારે આપણી આબરૂ જવા બેઠી, તો પછી એ પીળીયાને ડોકમાં રાખી લજવાયા જેવું શા માટે કરવું? નવલ પેહેરેલા દાગીના કાઢવા માંડી. તેને મુકેલા દાગીનાની બહુ ધાસ્તી હતી, તોપણ પોતાના વરને હાલ તુરત હિમ્મત દેવા બોલી.

"એટલામાં કંઇ પુરૂં થશે? પળીનું તુટયું પાવળે સંધાવાનું હતું?

"બીજુ શું કરૂં? મારાથી બનતી મદદ કરૂં. મારી પાસે દાગીના છે તે આપું. મારે હવે પેહેરી શું કરવું? મારે તો તમારે સુખે સુખ, અને તમારે દુઃખે દુઃખ, આ જીવન અને આ પ્રાણ જો તમારા પર કુરબાન છે, તો આ દાગીનાની શી વીસાત છે? વખત આવતે તો તેથી વધારે દાગીના થશે, ને હવે મારે પહેરવા છે પણ ક્યાં કાલે સવારે ઇંદુલાલની વહુ આવશે, પછી વહુવારૂ માણસ ઘરમાં છતાં મારાથી ગાંડો શોખ થવાનો હતો? કાઢો આ દોરો, બીજા લઈ આવું."

"એમ કરતાં મને શરમ થાયછે, લોક શું કહેશે? કે અંતે દાગીના પણ વેચ્યા, એ કરતાં દસ ટકા વ્યાજ દેવું સારૂં.

"પણ દેવું તો વધારવું ખરૂં કેની? નાચવા જવું ને ઘુંઘટો શેનો તાણવો. કદી દાગીના વેચ્યાને તે પોતાની બાઇરીના છે એમ જાણ્યું તો પણ શું ખોટ ગઇ? કેટલાક લોકો ખપ વખતે રાખેલાં રાંડના પણ દાગીના વેચી ખાઈ જાયછે, ને પાછળ બબાલ થાયછે, એમ કરતાં તો આ સારૂંછે?

પણ નાગરી નાતમાં પછી ઉભાશે?

ત્યારે રોકડનાણું કયાંથી લાવું? મારૂં પલ્લું[1] એ નથી કે આપું?

ત્યારે કહોતો પ્રભાકુંવર ને ત્યાં જાઉં?"—નવલને યાદ આવ્યું.

"નાહક વળી આબરૂ ગુમાવા શા માટે જાયછે? આજ આપણું કોઈ નથી. અમૃતલાલે દગો કર્યો તો?

"આ એમ નહીં કરશે. મને ખાત્રીછે.

"જેમમરજી!—જવા દેવા ઇચ્છા કરી ને રજાઆપી. પણ શકમંદ થયો. કેમકે પ્રભાકુંવરની ઉપરની ચાલચલણ માટે શક હતો. ને એ અસર ગંગાપર થતાં અગાઉના પત્રે વધારી આપી હતી. તોપણ ગરજનો માર્યો સર્વ ઉત્તમ કહેવા લાગ્યો ને મનમાં ગુચવાવા લાગ્યો. નવલ ખુશી સાથે ગઇ પણ જતાં વિચાર કર્યો કે "કદી ના પાડશે તો? મારા દાગીના સાથે લઈ જાઉં; ને તે રાખીને લાવુ. પછી બને દાગીનાની વાત પતિને કરીશ, પ્રભાકુંવરને ત્યાં મારા દાગીના છે, તે ઘરમાંજછે, કદી એ દીવસ અડવું રહેવું પડશે તો ફિકર નહીં. પણ મારા ધણીને દુઃખ થાયતો મ્હોટામાં મ્હોટીને ચિન્તાગ્રસ્તવ્યાધીછે," એમ વિચારી બાકી રહેલા દાગીના સાથે ચાકરડીની છોકરી પાસે મણીને તેડાવી પોતાની નવલ સખી પાસે ઘણા વરશે તે ઘણા અનુભવે આજેજ પતિને ખાતરે મદદ લેવા ગઈ.

વાંચનાર? સ્ત્રિ કરેતો આવીજ કરજો, કે—આવા બારીક વખતમાં સાહાક થઈ પડે.

## पतिप्रिय हिते युक्ता स्वाचारासंयतेन्द्रिया ।

---

૧ હીંદુરીવાજમાં કેટલીક નાતમાં આવું છે, કે વેશવાળ સમે વર પાસેથી અમુક રકમ લઈ સંતાન થતાં સુધી વરકન્યાના નામના જુદે ઠેકાણે મુકાવે છે. પણ નાગરી નાતમાં તેમ નથી. પણ **નવલશંકર** ફરી પરણેલો હોવાથી કંઇક જુના વ્હેમને માટે ચોકસ રકમ અનામત મુકાવી હતી. પણ તે ઉપાડી લીધી હતી.

ईह कीर्ति मवाप्नोति, प्रेत्यचानुपमं सुखं. ॥
सन्तुष्टो भार्य्ययाभर्त्ता, भर्त्ता भार्य्यातथैवच ।
यस्मिन्नेव कुले नित्यं, कल्याणं तत्र वै ध्रुव ॥
"सुभाषितरत्नभांडाऽगारम्"

બાનુઓ ? જો ખરૂં પતિવ્રતપણું ધરતી હોય, ખરી દ્રઢતા રાખતી હોય, ને ખરૂં સતીપદ પામવું હોય તો; અને ખરા દેશની, કુટુંબની, ને પતિની પ્રીતી સંપાદન કરવી હોયતો આ નવલગંગાનાં સર્વ સદ્‌લક્ષણ ગ્રહણ કરજો. પણ સાહસીકતા કરી ખોટા વેહેમમાં ભમાઈ જઈ ધણીથી વિમુખ ન થજો. મનમાં ઉલ્લાસ ધરતી, પતિના કાર્યમાં ઉન્મત થતી, અને જાણે ઇશ્વર સાહાજ થવાનો હોય તેમ સહર્ષ પોતાના ખુલાસો જાહેર કરવાને પતિની પીડીત આપદા ટાળવાને ફક્ત પ્રમમજ પતિ માટે નવલ સખીની સાહાતા લેવા ચાલી. અને અંતે સફળ થઈ.

---

## પ્રકરણ ૯ મું.

### સહીયર તો એજ

### માલિની વૃત્ત.

સખિ સદ્‌ગુણ ભરી તે, કાર્યમાં કામ આવે,
મન અવગુણ તજતી, ઉર ઉલ્લાસ લાવે;
પ્રિત નિજ દ્રઢ કરવા, ચિત્ત નિત્યે ઉછાળે,
ઘડિ ભર નવ મળતાં, પ્રેમિલી અંગ બાળે
સુખદ સરળ પ્રિતે, જે સદા આત્મ જાણે
નિતિ રસમય બની તે, સાહ્ય થાયે સટાણે
અરસ પરસ દુઃખ જો, મોં કને લાવવા દે
કદિ નવ, ખરિ સખી તો ઓછું એ આવવા દે.

---

દેવળપુર માહાલની રેવન્યુ અદાલતના અધિકારીની પત્નિ છતાં, નાગરિક નાતના થોડે પૈસે અને ન્હાને હોદ્દે મોટું ડોળ બતાવનાર નાગરાણી છતાં, કુળવાન માબાપની દીકરી હોવાથી, અને નવલગંગાના પિયરની પ્રિયસખી હોવાથી, તથા બાળકપણમાં એકજ સંગાથે એકજ શિક્ષણ અને એકજ પ્રેમ ખરો કરેલો હોવાથી પ્રભાકુવર અને ગંગા એ બન્ને વચ્ચે એટલો એખલા થઈ ગયો હતો, કે તેમના પ્રેમનો વિયોગ એક ઘડી વર્ષતુલ્ય થતો. અને એક દીવસ ન ભેટાતાં યુગસમાન જતુ. એટલી પ્રિતી છતાં ગંગા કોઈ દિવસ બને ત્યાં સુધી લાચારી કરવા ન જતી. અને આ નવલ સખી પ્રભાકુંવરે પણ નાગરી સ્ત્રિની મગરૂરી મુજબ ગંગા ગરીબાઈમાં ખપી છતાં તેમના પરની અતુલ્ય પ્રિતી અણુમાત્ર પણ ઓછી કરી ન હતી; તે ઠંડા મિજાજની મલતાવડી, ને પ્રિતીપાત્ર સખી હતી. એટલુંજ નહીં. પણ તેનામાં સહીયરપણાના સર્વ સદ્ગુણ ભરેલા સાથે અગણીત ગુણદોષને પીછાણવાવાળી હતી. જો કે તે રૂવાબદાર મરોડદારને ભપકાભેર હોવાથી સામા જોનારની આંખ અંજાવી નાખવા સાથે ધણીપર પ્રેમનું પુરતુ ચલણ ચલાવતી. પણ આ ગંગા સાથે સાદી નરમાશવાળી ને ઘણી વિનયવંત રહેતી હતી. પ્રભાકુંવર બીજાની પેઠે સંતાનથી કે કળા કોશલ્યથી બેનસીબ છતાં દ્વેષી ન હતી. તે બીજી સ્ત્રિની પેઠે નિર્ધનતામાંખપાયલી સ્ત્રિને હલકામાં ખપાવી ઓછા આદરમાનમાં રાખવાને મોજ સમજતી નહીં. આ ગુણ તેણે લીધેલી કેળવણીના ને ખરૂં કહીએ તો ગંગાના સાહસ સહવાસના હતા. જેમ નારદમુનીના તપ પ્રભાવે (વાલ્મીકઋષિ) વાલીયાભીલને શુદ્ધમતિ થઈ હતી. તેમ કોણ જાણે ગંગાના પતિવ્રત તપોબળથીજ કુદરતી પ્રભાના હૃદયમાં ઉત્તમ ગુણે વાસ કર્યો જણાતો હતો.

પ્રભાકુંવરનું ચલણ ઘરમાં સવાવીશ આના હતું ને તેથી નવલે પણ પતિ પાસેથી લીધેલી પ્રતિજ્ઞાને ખરી નીવડવી માનતી હતી. સાસુ, સસરો, જેઠ, દીયર કે નણંદ કોઇનો અંકુર ન હોવાથી પોતે ઘરમાં સ્વતંત્ર હતી જાતે જરા દેખાવડી ને ચ્હેરે નમુન હોવાથી પ્રાણલાલ તેના પર ફીદા ફીદા થઈ ગયા હતા અને તેથી પ્રભાકુંવરના મોઢામાંથી

પડતો બોલ ઉચકી લેવાને તે બહુ હર્ષ ને વડાઈ માનતા હતા, એ મુખ્ય કારણ અઘટીત ચાલતું નહીં પણ પ્રેમપાસ બંધનનું હતું અને પ્રભા પણ એવું સ્વતંત્ર ચલણ ફક્ત તેમના ઘરમાંજ ને પતિના લાડ વખતેજ ચલાવતી. બાકી બ્હારના લોકોમાં તો પોતે લીધેલી કેળવણીના ભૂષણને બોજ આપવા પતિની એવી મર્યાદા રાખી વર્તતી કે સામા માણસને સ્વપ્ને પણ સ્વતંત્ર વળણનું ચલણ થાય નહીં.

ચોમાસાના દિવસ હતા તેથી ખળાં[1] ભરવાં, ગામડાઓમાં જવું કે બીજી દેખરેખ કરવી પડતી નહીં. એટલે દેવડીમાંથી[2] વખત બે વખત ઘેર આવી પવિત્ર પ્રભાકુંવરના પ્રેમની મોજ લ્હેતા. અને સુક્રવારે[3] કોર્ટ બંધ હોવાથી આજે તો પોતે બપોરના વખતે બપોરીયા[4] કરી ઉઠી ચાહ પાણી પી પાનપટી ચાવતા હીંડોળાપર હીંચ[5] લેતા પ્રભાકુંવરના મનહર મુખડાને નિહાળતા તેમના મુખની મૃદુલ વાણીમાં મોહ પામતા બેઠા છે તેવામાં ગંગા દાખલ થઈ અને મણીને લઇ ચાકર છોકરીને ઘેર જવા રજા આપી અને પોતે આવેલી છે એ વિશે માણસ પાસે ખબર કરાવી તેવીજ પ્રભાકુંવર પોતાના દીવાનખાનામાંથી નીકળી નીચે બેસવાના ખંડમાં નવલ પાસે આવી. નહીં આવવાની જણાવેલ છતાં ઘણે દિવસે ને તે વળી શુક્રવારને[6] દીવસ આવી ચડી તેથી નક્કી વ્હેમ આવ્યો ને ઘણુંકરી સાસુ સાથેની કંઈ અંદેશા ભરેલી વાત વિશે લાગ્યો પણ તે વાત ગંગા કહેવા આવે નહીં અશંકાનું નિવાર્ણ થતાં બીજા કાર્યનું ડેસકેક્ટક અને नवलशंकर

૧ સરકારે અનાજની ઉપજ ઉપર ખેડુત પાસેથી હકસાઈ લેવા અનાજના કરાવેલ ઢગલા. ૨ સરકારી ઉતારો. ૩ મુસલમાની રાજ્યમાં તે દીવસે કોર્ટ બંધ રહેછે. ૪ બપોરીયાના બે અર્થ છે. ૧ બપોરે સુઈ ઉઠવું. ૨ રાંટો કે બપોરીયા કરવા એટલે બપોરે ખાવું તે. આ દેશી બોલ છે. ૫ એ અર્થ છે, ૧ હીંચકા ખાવા. ૨ નવરાત્રીના ગરબામાં જે પુરૂષોનું ટોળું મળી ફરવાનો ચાલ છે તેને પણ હીંચ કહેવા કહેછે. ૬ આ દિવસ રજાનો હોવાથી દમ્પતીને એકાન્ત સુખ લેવાનો જાણતાં બહુ કોઈ ચોક્કસ વખતેજ મળવા જાય.

આવેલ છે. ને તેનાપર આફ્ત છે. એમ પોતાના પતિના મુખથી સાંભળ્યું હતું, તેનું સ્મરણ થયું. અને ગંગાની વાત જાણવા આતુર બની, અને આવી. આદરસત્કારથી બોલાવી. મણીને ચુંબન કર્યું. અને બન્ને બેઠી. પ્રભાકુંવર મોં મલકાવી પ્રેમમાંજ બોલી.

"બ્હેન ? બહુ દિવસે ફુરશદ મળી! કેમ બેટા મણી ? તું પણ રીસાયો કે શું? હે લુચ્ચા!" લાડ લડાવતી ગાલપર આંગળી મારીને મણીને હસાવ્યો, ને તેડવાનુ કર્યું.

"જા, બા, માસી પાસે જા." નવલે આપતાં કહ્યું.

"મારા મણીને તો તેડવા હું આવતી કાલે માણસ મોકલનારજ હતી."

"હમારે બા માણસ શા માટે જોઇએ ? વગર તેડે આવીએ છઇએ ને ?" ખેદીત થઈ,

"હા, બેન હા, **નવલશંકર**નાં માનીતાં બાનું તે વળી એમ આવે કે ?" મોં મલકાવ્યું.

હમેં, શાં માનીતાં ? ને માનીતાં હોઇએ તોપણ"—અટકી

"તો પણ શું ? તારો બોલ **નવલે** ક્યારે ઉથાપ્યો, વારૂ ગંગા? તે દોષ દઈ અટકે છે"?

"હું દોષની વાત નથી કરતી. પણ "વાવમાં નહોયેતો અવેડામાં[1] ક્યાંથી આવે?"

"હા" કંઈ યાદ આવ્યું હોય તેમ ડોળ કરતી બોલી. "મેં સાંભળ્યું છે, તે વાત ખરી ગંગા ? હું જાણુંછું કે તુ માનેતેવી તો નથી. તોપણ હવે તો મારે પુછ્યા વગર રહેવાતું નથી."

"જેમ તને પુછ્યા વગર રહેવાતુ નથી, તેમ મને હવે કહ્યા વગર પણ ચાલવાનું નથી. પણ બળ્યું, શું કહું ? પ્રભા? મને બહુ શ શરમ લાગે છે." નીચું જોયુ.

"શરમાવાનું શું છે ? હું પરભારી[2] છું? નકી જાણકે મારે મોઢેથી

---

૧ વાવની પાસે ઢોરોને પીવરાવા પાણીના કુંડ બાંધે છે તે.
૨ પરાઈ, જુદી.

વાત જવાની નથી. તું તો ઘેલી છે, કે અંતર રાખેછે. તારે બીજું કોણ છે? આ ઘર તારૂંજ છે ને હું પણ તારી પોતાનીજ છું.

"નેતેથીજ હું આવી છું બ્હેન? અગાઉ હું શરમને ખાતર તારી પાસે વાત કરવા પ્રચંડ સાસુને શોકે અચકાતી. તોપણ આ વખતે તો તને કહેવાને, અને તે સાથે તને તસ્દી આપવા આવી છું. સાસુએ તો દાથરો ચડાવ્યો છે."

"ઊંટ પલાણ્યાં ગાગરતાં[1] ભલાં" તસ્દી? ને વળી તારા માટે? હોયજ નહીં. બોલની બ્હેન ? વળી શું આજ ખુશી કરેછે"—કેમ જાણે ગંગાના શિક્ષણ માટેનો આજેજ બદલો વાળવાનો એકાએક સમય આવ્યો હોય,? તેમ જાણી હર્ષિત થઇ બોલી.

"તું લાયકીવાળી છે, એટલે તો તુ ગમે તેવી તસ્દીની વાત સાંભળીને પણ ખુશી થશે. પણ મને તો તે કહેતાં ઘણું દુઃખ આપવા જેવું થાયછે," ગંગા શરમાતી બોલી.

"પણ મને જાણવું તો જોઇએ ? એવું તે શું છે ગંગા ?"

"બીજું તો શું બ્હેન ! આજ કાલ હમારો દિવસ"—અટકી

"હું જાણું છું, એ વાતની મને ખબર પડીછે. અને તે માટે હું તને પુછવા મોકલનાર હતી. પણ કહેની એ શું ગડબડ છે? એ,[2] હમણાં એજ વાત કરતા હતા. ને તે પણ એક તારા માટે સારો વિચાર બાંધી બેઠેલા હતા."

"હા. એકબહુ અગત્યનો વખત આવ્યોછે. ને તે ફક્ત તને કહેવાનેજ છભ ચાલેછે,,

"ખુશીથી કહે. હું બનતી તજવીજ કરી દઇશ."

"ઘણે વખતે પોતાનો ભેદ એર ખુલ્લો કરવા પામ્યાછે. ને તે સાંભળી મને બહુ ખેદ થાયછે. અરે એણેતો એટલે હદ સુધી વાત કરી, કે જો ધારેલા કામમાં વિજ્ય ન પામેતો છેવટ આત્મ—રડીપડી

"આત્મઘાત કરવો ? ગાંડી. તુ તેને સમજાવી શકી નહીં?

"બીજું સમજાવીને શું કરૂં ? અમને જોઇતી ચીજ દાગીના

૧ બરાડા પાડતાં, ૨ પ્રાણલાલ, પ્રભાનો પતિ.

२ नवलशंकर—

સિવાય મારી પાસે શુંછે? વ્હેની ખુલ્લું કહું? તારી પાસે શું અજાણ્યુ રાખું. "સુયાણી પાસે પેટ શાનું છાનું રાખવુ?" મારૂં ઘલ્લું સુદ્ધાં ખપી ગયુંછે

". ત્યારે તારા બોલવા ઉપરથી અને અગાઉના સાંભળવાપરથી તેમને રૂપીયાની ભીડ આવીછે, તો બેશક. તે ટાળવા હું ખુશીની સાથે મારા પતિને સમજાવીશ. આ માટે હમે અગાઉથીજનો વિચાર ગોઠવ્યોહતો. એવાત તારો મર્મ જાણ્યા અગાઉ મેં તેને કહેલું પણ છે,

"હા, બ્હેન. તારોજ મને આશરો છે. ને તેથીજ હું દુઃખણી છતાં મારૂં મન સુખી બન્યુ છે. આવો ઉપકાર હું કમતરીન સખી ક્યારે વાળીશ"?—રડતી બોલી.

"રડ નહીં. મુંજા નહીં. તને કેટલા રૂપીઆ જોઇશે!

"રકમ ઘણી મ્હોટીછે. અને તે કહેતાં પણ શરમ આવેછે, તોપણ કહ્યા વીના ચાલતું નથી. રૂપીયા બેહજારની ખરી આફત છે.

"ઠીકછે. હું એમને કાને વાત નાંખું?

"પણ તે નાખવા પ્હેલાં મ્હારી વિનતી સ્વીકારવી પડશે." ઓશીયાળી થતી ગંગા બોલી. બંડલ છોડવા લાગી.

"શું છે?"— પ્રભા સમજી ગઈ હોય, તેમ મોં મલકાવી સ્મિત બોલી—

"હું દાગીના લાવી છું તે રાખ. અને મને"— અટકી દાગીના આપવા માંડી.

"બસ, બહુ થયું. ગંગા તું ગાંડી થઈ છે કે શું?" કહી ચાલવા માંડી.

"મારા સમ—

"ત્યારે, જા, બીજાને ત્યાં આપી, લઈ આવ.

"બીજાને ત્યાં જાઉ તો અહીં કાં આવું? આ વાત કહેવી પડી, તે તને. અને આ દાગીના બતાવું તોપણ તારા જેવી ભરૂંસાદાર સખીને. નહીંતો નાગરી નાત તું જાણતી નથી?"

"તો મુંગીમુંગી જોયા કર! નથી જોઇતા તારા દાગીના, કે નથી જોઇતુ વ્યાજ, "પાડા પાડીતું કામ કે દુધદહીંનું કામ" હું આપુ તે લઈજા.

સખિયરપણાની ખરી હિમાયત કરનાર દિલગુર્દ પ્રભાને શું ખબર કે અગાઉ ખૂની કિશોરલાલ મારફત મુકાયલા દાગીના ગંગાના છે? ને જો ગંગાના છે, એમ એ કુલીન સખી જાણે તો આ વખતે કેવી ડપકો દેય? ને સખી તરીકેનો દાખલો બેસાડવા કેવી શરમમાં નાંખે?

"પણ અહીંયાં રાખીશતો અડચણ છે?

"એક લાખને અઠાવીશ હજાર વખત.

"તેથી એમ કહેવા નથી માગતી, કે ઘરેણા ઉપર તું આપે-છે? પણ એમ રાખવાથી હમને ચોંપ[1] થશે.

એ તારી કહેવાની ફરજ અને લાયકી છે. પણ" મને તાકી-દથી જોઇએ ત્યારે કેની? સગવડે આપજે, બસ.

"લાચાર છું—ધીમેથી શરમાઈ બોલી "ગરીબનીઓથે આવે છે તેની ઓથે પરમેશ્વર આવે છે" એમ મન સાથે બોલી;આશિષનો ઘુંટડો ઉતાર્યો.

"બસકર. જરા બેશ—હું ઉપર જઈ આવું—" ઉપર ગઇ, ને ગંગાને, પ્રભાના આભારની લાગણીની ખરી અસર મનરૂપ વસતાં પોતાના મન સાથે ત્યાંજ બોલાવા લાગી.

"લોકો કહે છે કે સખીઓ આવી દીલગુર્દ[2] અને ભલા ખવા-સની હોતી નથી." એ મારાથી કેમ કહેવાય? આવું સંકટ, એવી ઈ-
"જત જવાની વેળા, અને આવો બારીક વખત છતાં, બીલકુલ કો-"
"ઇ જાતની દરકાર ન કરતાં વગર વ્યાજે, ને વગર આધારે આવી
"રકમ કાઢી આપે છે, આ ઉપકારનો થોડો અવેજ? આ સખીપ-"
"ણાની થોડી હિમાયત? આ પ્રિતીનો ઓછો નમુનો! આ પ્રેમની
"થોડી પરિસીમા? અરે દૈવ, મને એવો કયારે વખત આવશે, કે હું"
"તેનો બદલો વાળી શકું? સખી પ્રભા? હું તને કયારે ઉપયોગી"
"થઇ પડીશ? તું જો હોત નહીં, તો મારૂં સૌભાગ્ય કેમ રહેત?"
"મારો ધણી આવું કામ કરવા જાત નહીં, ને તુ મદદગાર થઇ ન"
"હોત તો આત્મઘાત કર્યા વીના રહેત નહીં. ત્યારે હવે કદી મને બ-"

૧ તાકીદ. ૨ ઉદાર વૃત્તિની.

"ચાવનાર, ઉગારનાર, સૌભાગ્યને અને જીવનને વધારનાર, ને ટકાવનાર"
"જો કોઈ છે, તો ફકત તુજછે. ને આ દેહ ટકવા પામ્યો છે,[1] તો"
"ફકત તારી ભલમનશાઇ ને ભલા ખવાસની લાગણીજ છે. એમ"
"કહું તો ખોટુ?"

"પિયર તરફનો આધારછે, તો તું છે; મારી મોટી બેન નથી,"
"અને જો ગણું તો તારી લાગણીછે. ને મારી માતા નથી, તે બ-"
"દલે ગણુંતો તારી પ્રિતજ છે. તો હવે એથી વધારે બીજું કોને"
"ગણું? સખીઓ મળજો, તો આવી મળજો; સખી હોજો તો આવીજ"
"હોજો. પ્રીત કરજો તો આવી કરજો, કે આવા વખતમાં અગણીત"
"સાહ્યકારક થઈ પડે; મારા પર કરેલ ઉપકારનો બદલો વાળી આ-"
"પવા થોડામાં થોડી જો શરીરની ચામડી ઉતારી આપું, તોપણ"
"ઓછી કહેવાય, એમ કહું તો શું ખોટું?—અરેરે પ્રભા! મેં નહીં ધા-"
"રેલી એવી મદદ તું આપે છે? અને એ મદદ માગવાને પણ આજે"
"ફકત મારા પ્રાણ પતીના ભલા સારૂંજ આવીછું. કદી મારી રાખેલી"
"ટેક જો કે આ વખતે બે શરમ થઈ મેં છોડી છે. તોપણ મારા"
"કાન્ત, મ્હારા વ્હાલાને માટે એવી ટેક તો શું, પણ પ્રાણ શુદ્ધાં જો"
"એમના ખપમાં આવતો હોય તો મારાથી આપવાને કેમ ના કહી"
"શકાય વારૂ? ઓ સખી! સખી! હું કોણ? અત્યારે મારી કેવી સ્થિતી?"
"અત્યારે મારે કોની ઓથ? ફકત તારીજ.સખી? ફકત તારી......"

પ્રભા પતીને સમજાવી. આપવા ધારેલી મદદને પુષ્ટિ આપી, ગંગાને પૈસા લેવા આવવાની ખબર કહી. અંતે તેમની પાસે પોતાના શરાફ ઉપર ચીઠી લખાવી આવતાં ગંગાને બકતી જોઇ ને છેલ્લા બે બોલ સાંભળી, તેને અત્યંત દયા છુટી; અને હસી વળગી પડી.

"હા, હા, હા, ગંગા? એ વળી શું બકે છે? મને બોલાવેછે?

"હા બ્હેન? તનેજ યાદ કરૂં છું." ગંગા શરમાઈ.

"લે ત્યારે ઠાવી,[1] તારી ઉમેદ બર આવી. ને આ ચીઠી લાવી, લ્હે.

ચીઠી આપી, ગંગાએ, જોઈ વાંચી. આંખમાં પાણી આવ્યાં.

---

૧ જાળવી.

"કાં વારૂ ગંગા! કંઈ વધારે જરૂરછે! બોલની અત્યાર છે કે?—

"ના બ્હેન. આટલી મદદ લાખો રૂપીઆ જેટલી થઈ પડીછે

"બાપુ રડ નહીં, પણ શું? બોલી"

"શું બોલું? બોલવામાં ફક્ત એટલુંજ કે હું અત્યાર નિર્ગુણી નારી બીલકુલ અવેજ વાળી શકવાની નથી"

"તેથી શું થયું? ગાંડીરે ગાંડી?—મને જોઈતા નથી તો"

"એતો તારી લાયકીછે બ્હેન? પરન્તુ—

વારૂ કંઈ નહીં. ગાંડા ન થઈએ—અને नवलशंकरને મોકલી મંગાવી કામ ઉકેલીદે!"

ત્યારે હું રજા લઉંતો? તું એમતો નહીં કહેશે કેની, કે "ગરજ સરી એટલે વૈદ વેરી." હસીપડી. અનેઅંદર ઉપકારનો ઉભરો બતાવી હાસ્ય વદન જણાવ્યું

"ના, જા, नवलशंकर વાટ જોઈ રહ્યા હશે?" ગંમ્મતકરી કરી ગંગાને હસાવી. શોક વિસરાવ્યો.

"હા એમજછે, અત્યારે પોતે મોટી ચિન્તામાં ગભરાયલા છે.

"તો તેને જઈ શાન્તિ આપ? તારી કાન્તિથી શાન્તિ થશે. ને આ ચીઠીથી ભ્રાન્તિ જશે—જા, પણ મણીને તો મુકતી જા.

"નાં, નાં, માં......—કાલું કાલું બોલી ગંગા પાસે મણી વળગી ગયો

પ્રભાએ ખાવાનું આપ્યું. મણી ખુશી થતો ગયો. બન્ને સખીઓ ભેટી જુદાં પડયાં. પ્રભાને આજે મ્હોટો લાભ થયો હોય તેમ હરખાતી, સખીને મદદ કરવાના હર્ષમાં મદમાતી પતિ પાસે ગઇ. અને ગંગાપણ પોતાની નવલ સખીના અનુપમ પ્રેમનો દાખલો બેસાડવા, આવી મદદ લઇ પતીને હરખાવવા, ત્વરિત પોતાના ઘર તરફ આવી. પણ તે પ્હેલાં તો અહીંઆં સત્યાનાશ વળ્યું હતું.

નિર્દોષ ગંગાને થોડી ખબરછે કે જે હર્ષ, ઘડી પ્હેલાં પોતાના હૃદયમાં પતિની હિમાયત કરવામાં સફળ થતાં માયો સમાયો જતો નથી. તેજ હર્ષ એક ઘડી પછી હળાહળ ઝેરના પાણી જેવો પતિની આંખમાં પ્રવેશ થવાનોછે.

ગરીબ બિચારી ગંગા! આવા સંકટમાં પતિને સાહ્ય થવા છતાં પ્રભૂ કેવો ગાંડો કે નિતીમાનને ગેરઇનસાફ આપવા ન અંચકાયો, ને અંતે ગંગાનો તેપણ વેરી થયો. ગંગા, તો નિર્દોષ, ને હીંદુ સંસારનો એક કાઠીયાવાડી અજ્ઞાની પણ ટેકી ને નેકી, ભોળી ને વિશ્વાસુ નારીયોનો અમુલ્ય નમુનો છે.

એ નમુનાનું રત્ન નિર્દોષ બિચારી અબળા એક ખરેખરી ભોળીભૂલના આફતનું પાત્ર થઇ પડી.

---

## પ્રકરણ ૧૦ મું.

### ભોળી ભુલ.

"ચાકર માણસો ભોળાં અને નીચ સ્વભાવનાં હોયછે. તેને પૈસાદીકની લાલચ આપી હોય, અગર તેને હુલકાવી છાપરે ચડાવી હોય, તો ભેદ ભરેલી છતાં છુપીવાત કહેવા કે ધારેલું કામપારપાડી આપવા ચુકતાં નથી."

"સાંજનો વાયદો કરેલછે, અને પાસેતો નવલના દાગીના સરખા પણ નથી, તેથી કેવો ભવાડો થાયછે" એ વાટ જોતો પેલો કાવતરાંબાજ ખુની આવેલ ભાગીયાને પોતાના દોષ કંઇ બ્હાને ઢાંકી, નવલના લેણા માટે ઉસ્કેરી તલ્પી રહ્યોછે. અને "કયારે સાંજ પડે ને આ ભવાડો ખુલ્લો થાય" તેજ ચિન્તવન કરી રહયોછે, તે સાથે "એ શી તજવીજ કરેછે." એ પણ જોવાને પુંઠ પકડી બેઠોછે. એટલામાં એમને કાને "નવલ બહાર જાયછે." એમ અવાજ આવ્યો કયાં જાયછે?" એશંકા થઇ, ને પ્રભાને ત્યાં "દાગીના માટે જતી હશે. પણ પ્રાણલાલ અહીં નથી. એટલે ઠીક લાગછે" એમ સમજી નિરાંત વાળી. તોપણ પેલી ગંગાની સાથે જતી નાદાન છોડી, જો ફરી આવે. તો તેને પુછવું. તે માટે બારણું રોકી પોતાની પત્નિ કજીઆને બેસવા હુકમ કર્યો. ક્રોધાતુર કજીઆએ તેને ઉતેજન દઈ તેની ખબર કાઢવાનું માથે લઈ ત્યાંજ બેઠી. દરમ્યાન થોડાજ અરસામાંતે છોકરી ત્યાં આવી. એટલે કજીઆએ બોલાવી બેસાડી. અને જેમ સોનાના સુડ-

સાસાજી દાતણવાળીને આશામાં દબાવે તેમ રોફમાં પૂછવા માંડ્યું. ને નાદાન બાળાએ કહેવા માંડ્યું.

"અપોરી વખત ક્યાં રવડેછે, છોકરી ?

"મારી બાઇ હાથે ગઈતી કાકી.

"હેં ? કોણ મ્હારાં સાસુ ?

"નારે ? ગંગાબાઈ.

"ત્યારે તો કંઈ હીર, સુતરકે ઉન લેવા ગયાં હશે?

"ના બીજુંજ કામ હતું.

"હેં ! ત્યારે તારા માટે કંઇ કામ હશે?

"ના કાકી. મહારૂં હું કામ હોય ? ઇતો ઇવણુને કામેં ગ્યાંસ.

"ક્યાં, વળી ?

"એતો—

"કંઈ છુપે કામે ગયાં હશે, ને તને કહેવા ના કહેલું હશે, કેમ ?

"ના. ઇતો—ઇતો

"ગવરી બાઇતો બુમ મારેછેકે ક્યાં મરી ગયાં? તે પુછશેતો?

"કહીશ, કે પરભાબાઇને ત્યાં ગીયાંસ.

હેં ? ત્યાંશું ? नवलशंकर ઘેરછે. ને તે રખડતી કાંફરેછે?

"મારી બાઇ રખડે ઇવી નથી તાં? બાપુ ઇતો પોતાનું કામ હાંધવા ગઇસ. પછીસે, પછી. કાકી તુને ને હુંને વેચીને દાણ કરે ઇવીતો દેખું જ્ને ? હોવે ?

"વળી એવું તે શું?

" વરીહું? કંઇ લેવા દેવાનુંસે, "ઇતો ઘરમાં હોને હેકાણી વાત કરતાં'તાંકે રૂપીયા જોયે, તો મારી બાઇકે હું લઇ આવું. ઇવું મેં દાદરે સડતે હાંભયું, પસી ભગવાનીયાને માલમ ! હા.

"હા. તુંતો સાંભળે તેવું કહે. તને બિચારીને વધુ શી ખબર! ગરીબા! બિચારી! અલી તને કંઇ અપાવેછેકે?

"અપાવ્યા કરતાં માગા રાખેસ, તે થોડીકે? બસારનો દાડો નબળો બેઠો તીમાં આપણે હું માગીયે. હરમાઇએની ?

"શાબાસ. તું તો બહુ શાણી દેખાયછે ને શું?

"પણ ગવરીબાઇનો હભાવ ધૂળ જીવો. કોઇને હાથે વાતે કરવા ન દેતો?

"હા 'જા' બા. વળી નાહક તને ને મને ફજેત કરશે–

"હા'કાકી. ચાલી વરી કોણ જાણે–

"હમણાજ બૂમ મારતાં હતાં–

છોડી ગઇ. અને વાત હાથ ચડી. કેવી ભોળીભૂલ? નાદાનને વિશ્વાશુ ચાકરડીને શી ખબર કે પોતાની બાઈનું ગળું કાપવા આ યુક્તિ થાયછે. વાચક? ગંગાના ભાઇનો કાગળ સાંભળી નવલને અને ગંગાને એક વખત ફસાવ્યાં. અને આ વાત સાંભળીને વળી ક્રૂર ખુની શું એ કરશે? અફશોસ દુનીયાં? માણસ પણ શું આવા કાવાદાવામાંજ પોતાનો ભવ પુરો કરતાં હશે? હોય. —જમાનો છે.

ગંભીર વાત હલકા હૈડાની અબળાના હૃદયમાં પ્રવેશ થતાં કેટલુંક વધારીને પોતાનું વેર લેવા પેલા ખુનીને કહ્યું. તેની આંખમાં ઝેર આવ્યું "કદી પ્રાણલાલની વહુએ દાગીના નહીં, પણ રૂપીઆ આપ્યા "તો? પછી પેલા દાગીનાની વાત બહાર પડતાં છતાં આણી આપેલ" "રૂપીયાના આભારમાં **નવલ** દબાઈ તેની ભૂલ કબુલ નહીં કરે તો?" "માટે કદી રૂપીઆ આપે અને દાગીનાનું કપટ પણ જાહેર ન થાય" "તે પહેલાં હું સવિતા માતાને કાને વાત નાંખું, કે તે નવલપર" "ભભેરાયેલાં છે તેમાં આગ મુકે ને મ્હારી ઉમેદ પાર પાડતાં નવલવહુનો ભવાડો થાય અને મ્હારૂં વૈર લ્હેવાઇ રહે. એમ થશે તો પછી **નવલ**ને અને ગંગાને વિપક્ષ થશે અને હૃદયને ઠંડક થશે."

આવો નિશ્ચય કરી નવલગંગા આવતા પ્હેલાં આ ગોઠવણ માટે કુતરો જેમ રોટલાના સ્વાર્થી લોભ માટે લપાતો જાય, તેમ સવિતા-ગવરી જ્યાં ધુંધરો[1] ચડાવી બેઠાં હતાં ત્યાં ગયો. સવિતાના ક્રોધમાં પુષ્ટિ આપનાર આ માણસ હોવાથી તેને માન સાથે બોલાવ્યો અને પોતે બેઠો. બેસી ઠગબાજીના પેલા અંકનો પડદો ઉઘાડ્યો. ભોળી સવિતા ભોળવાઇ ને ખૂની બોલ્યો.

---

૧ રોષ.

"કેમ માઠું? તબીયત કંઈ બરાબર નથી?"

"શું બાપુ? એકતો ઘરડાં હાડ, અને તે સાથે ઘરમા કંકાસ.

જોની? નાહક લેવા દેવા વગરની નવલે તારી વહુ સાથે કઝીઓ "કીધો." કેમ જાણે પોતાના ક્રોધનો દાઝ વાળવાજ આ વેર લ્હેતી હોય?

"હોય, આજ કાલના ઉછાંછળા વહુવારૂ તો એવાંજ? આજ મ્હોટાં ન્હાનાની શરમ છે? તમે તો સુખી થયાજ નહીં.

"નવલ બિચારો ગરીબડો! મડમસાહેબ બોલે તે બોલે બોલ ખરૂં. ને આપણે ચાહન તેનો દોષ બતાવીયે, તોપણ ખોટા.

"આજ કાલના છોકરા પણ વહુ વલાજતો.[1] ખોટા ખરાની શી વાત. પણ જ્યારે તમે વાત આશરે વાત કરોછો, ત્યારે કે મારીજ જાંગ ઉઘાડી થાયછે. પણ તોએ કહેવા હિમત કરૂંછું. અને તે પણ ફક્ત તમારેજ ખાતર. કે વહુ એ તો તમને અને નવલશંકર-ને બેઉને વેચ્યાં છે.

"શું? શું?" સવિતા અધીરી પડી ગઇ, અને ગંગાની સાથે લડવાને કંઈ બહાનું ન્હોતુ મળતું, તે શોધવા આકલી થઈ બોલી.

"વળી શું? પોતાના ભાઇ માટે તમારા ઘરના દાગીના—" નવલગંગાએ પ્રવેશ કર્યો, અને ખુની વાત કરતો અટકી લપાઈ ગયો. ગંગા હર્ષમદમાં અંધ થતી ખુણા પાસે બેઠેલું કોઈ બહારનું માણસ છે, એમ દુરથી જોઈ લાજ કાઢી ચાલી ગઈ. અને બહાવરી બનેલી સવિતાએ પુછ્યું.

"દાગીના શું દીકરા?

"કંઇ નહીં. અરે બા એતો એમજ.

"નહીં મારા સમ?

"સમ ન ખાઓ. વાતમાં કંઇ દમ નથી. જવા દો

"મારા સમથી વાત વધારે?

"ત્યો ત્યારે કહુંછું. પણ—અરે જવાદો બા. નાહક ગને બ-

1 સ્ત્રિઓને વશ.

દનામી આવે હું તો જાણુંછું." હઠ કરતો ઉડવા માંડયો.

"આમતો ઠીક નથી લાગતું જો વળી ?" હાથ પકડી બેસાડયો "તું મારા ઘરનું કલંક જોવા રાજીછે ?"

"જ્યારે મને દાઝ આવેછે ત્યારે તો હું આવ્યો છું, કે દાગીના ચોરી પરાયાને ત્યાં મુકી રૂપીયા પરભારા ભાઇને મોકલ્યા છે ?

એ નખોદ ગયું ?" આંખ ઉપર ચડી ને ભવા[1] ફરકવા માંડ્યાં.

માજી ! શું વાત કહું. પણ વચમાં હું પણ પર વિશ્વાસે ખરડાયો છું. મને શું ખબર કે આ માંહે કાવતરૂં છે. મને તો હમણાં જાતી ખબર પડી. પણ એકતો ભવાડો ઘર આગળ ભાગીયાનો છે. તેમાં હું કયાં ફંદ લઇ બેસુ. તેથી ચુપ બેશી રહ્યો.

"પણ કયાંથી રૂપીઆ લીધા. ને શું થયું?

"હમણાં કહીં નહીં. હું તો આ ચાલ્યો. હશે. "પવન ઉડશે ત્યારે એની મેળજ વાળ ખુલશે." લો બેસો" ઉઠયો.

"પણ કહેશે કે કયાં"—હાથ પકડયો.

બીજે ક્યાં? તેનાં હોય ત્યાં ? હમણાં ક્યાં ગયાં હતાં ?

"તે પુછીને જાયછે શું ?"

"ત્યારે પુછો. ને પછી વાત કરો ? જાઓ સંભાળો. નહીંતો ઘર ફીટશે. અને લાખોની આબરૂ ધુળમાં મળી જશે.

"વહુ ઉપરતો મરી ફીટેછે. ને એતો કાગડા ઉડાવવા તૈયાર થઇછે.

"આ સાંભળીને તો મારા પેટમાં આગ ઉઠીછે.

ના, બા, આગને ઓલાવી નાંખો. કોણ જાણે, કદી મારી અક્લ ભૂલાવો પણ ખાતી હોય, મારૂં નામ ન દેતાં. પણ તપાસ તો કરો.

"કંઈ નહીં. એમજ થયું છે. એ ભટકવાતો શીખી છે. ને જગતની બત્રીશીએતો ચડી. છે પણ હમણાં એનો બરો[2] ભાગું છું.

"ના' ના. મારા સમ. એમ ન કરો, હશે ? વહુવારૂ છે. વખત મળે સૌ ઠીક થશે." વિશ્વાસ બેસાડવા બગભક્ત બન્યો—

"એ કેમ જોવાય, વહુ શું મારી રજા વગર દાગીના બ્હાર લઈ

---

૧ પાંપણના વાળ. ૨ મિજાજ

જાય, ને તે વળી ઘરેણે મૂકી રૂપીઆ લેય. અને વળી તે પીયર મોકલતા છતાં મારે મોઢે વાત ન કહે?" સવિતા સવિસ્મયતાએ બોલ્યાં.

"નવલને ઠગ્યો છે તો તમારી શી વાત? હશે બા, "વચ બોલ્યા વચમાં રહેશું ને તમો તો હમણાં એક થશો" પણ તમારા વિશ્વાસે કહેતાં મ્હારૂં નામ બ્હાર ન પડે, હો?" પોતાના મનને સંતોષ આપ્યો. અને નિર્દોષ દેખાવરૂપી પડદામાં ભરાઈ દુરાચરણ આદર્યું.

"ના, રે ભાઈ? "ગુણપર અવગુણ? મને સપડાવતાં ક્યાં નથી આવડતું."

"લાંબી ટુંકી શું કરવાને? દાગીનાજ તપાસોને?" ગુન્હો કરેલ અપરાધી ક્યાં સમજે છે કે સાચાપણામાં એ પોતે સપડાવાનો છે.

"હા એમજ કરૂંછું.

"હું રજા લઉંછું. પુરાવો જોઇશે, તો લાવી આપીશ. હા. બેસો.

ખુની કિશોરલાલ ગયો. સવિતાગવરી ચીડાઇ તો રહી હતી, પણ દાવ ન મળતો હતો, તે મળતાં વધારે શુરવીર બની. અને "છકેલી ગંગાનો હવે તોર ઉતરશે" એ સંતોષમાં ઉઠી. ને સાંજ પડતાં રસોઈ કરવાનું બ્હાનું કાઢી તુરત ઉપર ચડી. ત્યાં **જુની આંખે નવા તમાસાજ લાગ્યા.** વાચક? વિસ્મયતાનું કારણ ઉછરતા જમાનાનાં સુધરતાં કર્તવ્યો જુના રીવાજનાં વૃદ્ધ ગાત્રિકો જુની નજરે જોય તે? અને જો તેમાંથી હદ બાહેર કંકાસ થાય તે બાગ્યદેવીની થયેલી અવકૃપા તે.

---

## પ્રકરણ ૨૨ મું.

### "જુની આંખો નવા તમાસા"

જન્મે ઉત્તમ કૂળમાં, પણ શિલહીન તે ઉત્તમ ન ગણાય;
મનહર ઉપવન માંહી, કંટક તરૂ અતિ વિના શ્રમે થાય.

**मृच्छकटिक.**

સવિતાગવરીના કાંન ભંભેરાયાથી તેનું મસ્તક પણ ભમી ગયુ હતું, "અને સમય ક્યારે આવે? એ સ્ત્રિવશ થયેલા છોકરાને ક્યારે વાત

કરી ઠેકાણે આણું? ને બન્નેપર ચડેલી દાઝ નિવારૂં?" આ દાવ સોંચતી સવિતા બેઠી છે, પણ કેમે કર્યો વખત હડતો નથી. આ અગાઉ **नवलशंकर** કેવી રીતે એકલો વખત ગુજારતો હતો?—વાટ જોઇ રહેલો **नवल** ગંગા ન આવતાં અધીરો થઈ ગયો. ને રામ જેમ સીતાના પ્રેમ વિયોગે અધીરા થયા હતા, તેમ **नवल** સ્વાર્થ વિયોગે અધીરો થઈ બોલ્યો—

## ગીતિ.

સ્નેહ રસે, શીતળ, તુજ સ્પર્શ, પ્રેમ તણી મૂર્તિ સમો હજુ એ;
નવરાવે પ્રિતી રસમાં મુજને, પણ ક્યાં ગઈ તુ નન્દનિ રે!—

**"उत्तर रामचरित्र."**

વળી તેનાં આવાં કર્ત્તવ્ય માટે શંકાશીલ **नवल** તે વ્હેમ ભૂલી જઇ, ઉપકારના અંધકારમાં ગંગાના ઉમદા ખવાસ અને પતિપરની અનુપમ લાગણીજોઇ, મન સાથેજ વખાણ કરવા લાગ્યો. તદ્દપી તેની ભાગ્યદેવી એનો પ્રેમ જોઈ ન શકવાથી મગજને ફેરાવી નાખનાર છે. એ છતાં અંધકારમાંજ રહેલો **नवल** આશ્ચર્યતાથી બોલ્યો, કે

"એક અબળા જાત, એક નાહિમ્મતદાર ઓરત, એ પણ શું બાજે વખત ધણીપરનો બોજો ઉઠાવી લ્હેવા આવી હિમ્મતદાર અને સાહસીક નીકળેછે? પ્રિયા? તને મેં આવી બાહોશ પત્નિ ધારેલી ન હતી, લોકો મને પરણતી વખત "ઉછાંછળી ને શિખેલીના અપવાદે ઉછળી જશે" એમ કહેતા હતા. પણ એતો બોલવામાંજ રહ્યુછે. ને તેં એક ખરી મહોદાર તરીકેનો દાખલો બેસાડી આપ્યો છે. સીતાપર લોકાપવાદ ચડતાં ન સ્વિકાર્યાં. તે કારણથી રામની પેઠે એમ કહું કે—

## ગીતિ.

પવિત્ર ત્રિભુવન તુજથી તુજપર દે જન અપુન્ય અપવાદ,
ધણિયાળાં જન તુજથી નહીં ધણીયાળી પિડાય તુ આજ.

**"उत्तर रामचरित्र."**

તો શું અધિક! તારાથી બનેલું મારાથી તૃણભાર બની શકવાનું છે? આ

"વખતે તું જેની ઉપકાર કરવામાં સબળ બનીછે, તેવો હું બનીશ? ખરે"
"ખરતેં મ્હારા સારા વખતમાંએ મારી પાસે એક દાગીનો કે ઉમદા"
"વસ્ત્રની માગણી કરી છે? નહીં, પ્રિયા! તે કંઈ માગણી કરી"
"નથી, પણ મેંજ તારી પાસે માગણી કરી છે. અને અંતે તે મારા"
"કરેલા અનાદરના બદલામાં સાદરપૂર્વક મારૂં વચન માન્યકરી મારી"
"માગણી સ્વીકારી છે. ને છેવટ દાગીના તો શું, પણ તારો પ્રાણ"
"બીજાના વૈતરામાં બંધાઈ મને મદદ કરવા તત્પર થઇ પડવા મને"
"અભયવચન આપેલું છે.

"શું આવી સ્ત્રિઓથી પૃથ્વીપરનો ભાર ઓછો નહીં થતો"
"હશે? આવી નિર્દોષ નારીથી જગતમાં અનહદ પડતાં દુઃખોનું નિ"
"ર્માણું નહીં થઈ શકતું હશે? ને શું આવી સાધવી સ્ત્રિઓથી"
"દેવતાઓ પ્રસન્ન નહીં રહેતા હશે? શું એવા મણીરત્નની દયા"
"બીજાના હૃદયમાં નહીં વસતી હશે? શું તે સામાને અતુલ્ય કિંમતી"
"ઝવેરાત નજર આગળ ખડું થએલું નહીં જણાતું હશે? આહાહા"
"હાહા! નવલ! નવલ? તારા કૃત્યપર દેવ કાં આફરીન નહીં થાય?"

"બસ. તમારો પ્રિતીભર્યો બોલ એજ મારા જન્મ સુખનું અમુલ્ય-સાર્થક થયું સમજુછું. તમે મને શું ઓછું બતાવ્યું છે? જેને ધણીનું સુખ નથી, તો પછી પતંગ સરખા ચળકતા પૈસાનું સુખ શું ખપનુંછે? શું માણસ પર સુખદુઃખનાં વાદળો નહીં ફરતાં હશે? ધીરજ ધરો, એમ ન કરો, તમારી સાહ્ય ઇશ્વરે કરી છે." છુપાઇને નવલના વિચાર સાંભળતી ગંગા પ્રગટ આવી બોલી, ને ચીઠી હાથમાં આપી પાસે બેસી ગઈ.

ઓહો!! સાહ્ય કરીછે? જો તેમ હોય, તો તે તારોજ પ્રબળ પ્રતાપ છે, સાધ્વી! છુટો ઉભો થઇ ગયો. ચીઠી વાંચી સન્મુખ જોઈ રહ્યો.

"મારા શિરછત્રનો? શું સ્ત્રિઓ પોતાના ધણીનું કામ નહીં કરતી હશે? જરા સરખું કામ કરવામાં કદી હું તમારા પ્રૌઢ તપોબળે સફળ નીવડી, તો તેમાં આટલું બધું શું વારૂ?

"જરા સરખું? હા, હા, હા," હાસ્ય છુટયું. હર્ષાશ્રુ ગરી પડ્યાં. "તેં મારો સમય સંભાળ્યો. ખરેખર તેં મારૂં જીવન ટકાવ્યું.

"તે ફક્ત મારા સ્વાર્થ માટેજ.

"તેમાં તારો શું? તેં મને તુચ્છકારી કાઢયો હોત, તો મારો કોણ, ઇશ્વરે પણ બેલી હતો?

"નીચ, પાપણી, અધમ, હીચકારી, કૃતઘ્ની ને કુલટાનું એ કામ છે. ઇશ્વિર કોનો પાધરો હોય કે આવો અવસર સ્ત્રિઓને આવે? ને વળી તે સફળ થાય?

"શાબાસ. આ પરણેતરનો કેવો બદલો—

"કંઇજ નહીં, જો ખરો બદલો વાળવાનો છે તો ફક્ત મ્હારી નવલસખીના વર પ્રાણલાલનો.

"શું તેણે એકાએક કાઢીજ આપ્યા, કે દાગીના રાખ્યા?

"ગમેતેમ, તે વાક્ય પુછવા કરતાં ચુપજ રહેવું વધારે સારૂં છે.

"તોપણ ?

"કંઇજ નહીં.

"શું લખાવી લેવાને પણ કહ્યું નહીં ?

"ના,

"આટલો બધો તારાપર પ્રેમ!—જરા અંદરનું હૃદયકમળ સંકોચાયું.

"વળી પ્રેમશો ? ફક્ત પ્રભાની લાગણી.

મનમાં વિચાર થયો, જરા વાર ન બોલ્યો, તરંગમાં એમ
"આવ્યું કે "નહીં ઓળખાણ, નહીં પીછાણ અને પ્રાણલાલ જેવો"
"કંજુસમાં ખપાતો આદમી નવલને એકાએક વગર દાગીને અને વ-"
"ગર દસ્તાવેજે હજારો રૂપીયા જેવી રકમ કહાડી આપે, એ મારા"
"તો શું, પણ બીજા સાંભળનારના મનમાં પણ કેમ ઉતરે? રખે મને"
"ઠગતી ન હોય? કંઇ એમની સાથે પ્રેમમાં ફસી તો નહીં હોય ?"

**"मधुतिष्टतिवाचियोषितां, हृदिहलाहलमेवकेवलम्."**

"ખચીત જગતમાં સ્ત્રિઓની વાણીમાં મધુરતા રહેલી હોય છે."
"પણ તેના હૃદયમાં કેવળ ઝેર હોયછે માટે—

**विश्वासोनैवकर्त्तव्यं, स्त्रिं राज कुलेषुच.**

"શાસ્ત્રની એમ સમંતિ છે, તો હું કેમ ન માનું? પૈસાની લાલ-"

"એમાં, વા, ઇશ્કની યારીમાં એ લલચાઈ કાં ન હોય ? પ્રભાએ"
"પોતાના ધણીની મરજી સંપાદન કરવા નવલને એ માર્ગે કાં ન ઉ-"
"તારી હોય, અને મને રાજી રાખવા તથા ઉપરથી નિતીવંત પ્રેમ ને"
"અંદરથી કપટભાવ બતલાવવા કાં પૈસા આપ્યા ન હોય? ઘણી સ્ત્રિઓ"
"એવું કૃત્ય કરે છે, એ મેં સાંભળ્યું છે. તેથી એ સંકા ખરી કાં ન"
"ગણું? મને મળેલું આગલું કાગળ ખરૂં પડવાનું હશે, શું ? આવો
અઘટિત અને હલકો વિચાર તેના હૃદયમાં પ્રવેશ થયો. થંભ્યો.
પણ ઉપકારના આવેશે એ વિચારને ફેરવ્યો. "નહીં, નહીં, એ હોય
"તો મને કહે નહીં? દાગીના મુકીને આવેજ નહીં, અને કદી એ મૂકે"
"તો પ્રાણલાલનો તો ભરૂસો નહીં, પણ પ્રભાકુંવર તો કદીએ હ્હે"
"નહીં કેમકે નવલ સાથે તેને હૃદયની અસરકારક પ્રિતી છે. પછી
"તેની વાત પરમાત્મા જાણે."

દૃઢ વિશ્વાશના સ્થાયી સંસારમાં પાછો ફર્યો.

વાચક? ઘડીભર ઉપર કરેલ વિચાર વૃથા ગયો. અને આ બુદ્ધિ, પૈસાના ઉપકારે સુજાડી હોય, તેમ પતંગ તેજની પેઠે જણાયું.

"આમ શું વિચાર કરોછો?" ગંગાએ ધીમેથી કહ્યું.

" કંઇ નહીં. કહુંજે દાગીના મુકયા હોયતો એવડું કારણછે. કે ચોંપ રહે" વાત કઢાવા ફેરવી તોલ્યું.

"ના, રે? પણ કદી એમ હોય, તોપણ અત્યારે શું પુછવાની દરકેવી? તમને ખાત્રી પડેછે, કે પ્રભા દાગીના રાખે?

"ના મનેતો નહીં. પણ—હું જાણુંછું કે કદી મારૂં મન દુખાય તેથી તુ નહીં બોલતી હશે.

"હા. એમ ગણોતો તેમ—"ગંગા એ બેઉ બાજુ કાયમ રાખી. **નવલ** તેથી આનંદમાં આવી હર્ષ ગોદમાં દબાવા આત્માને ઉત્કર્યો, કૃતાર્થ થતો ધર્મ બજાવવામાં સાહ્યભૂત થનાર પત્નિને સુખી કરવા ગયો, એટલામાં તો.

**चक्कवाक वहुए आमन्तेहि सहअरं उवट्ठिआ रअणी,**[1]

"હે ચક્રવાક સાંજ પડવા આવી, હવે તારા પતિને છોડી દે." એમ નેપથ્યે

---

[1] चक्रवाकवधूके आमन्त्रयस्व सहचरम्, उपस्थिता रजनी;



"ઓ ' નખ્ખોદ ગયું !! એતો બળ્યું ભણેલાનાં ભવાડા નતો !" પ્રકરણ ૧૨ મું.

(ચીત્રોતેજક પ્રેસ) (કોલભાટ સ્ટ્રીટ મુંબઈ)

અન્યોક્તિ કરી ગૌતમી શકુન્તલાને દુષ્યંતથી જુદી પાડવા કેમ બોલતી હોય" તેવીજ રીતે પવિત્ર રસબસમાં નિમગ્ન થયેલાં ગંગા અને **નવલશંકર**નાં જોડાને છુટાં પાડવા કુદરતીજ અંવાજથી સવિતાગવરી બોલતાં હોય, તેમ અવાજ થયો, એટલામાં તો ખરેખર ગૌતમી આવી પહોંચે તેમ—

"નવલી? ઓ મડમ સાહેબ? રાત નથી પડી કે શું?"—સવિતાગવરી ઉપર ચડી આવી બોલ્યાં. અને બન્નેને બાઝા બાઝી કરતાં જોઈ, જુના રીવાજના માણસનું મગજ ચસક્યું—

"ઓ નખ્ખોદ ગયું? એતો બલ્યું ભણેલાના ભવાડાજ તો?" જુની આંખે નવો તમાસો જોયો. દમ્પતી છુટાં થઈ ગયાં. ચુંબી અધુરી રહી— અને દુષ્યંતને જેમ પશ્ચાતાપ થયો હતો, તેમ **નવલ**ના મનમાં થયોકે—

> **मुहुरङ्गुली संवृताधरोष्ठं**
> **प्रतिषेधाक्षर विक्लमाभीरामं**
> **मुखमंशविवर्त्ती पक्ष्मलाक्षा**
> **कथमप्युन्नमितन् चुंबितंतु, "शाकुन्तलम्"**

ગંગા લાજ કાઢી એક બાજુ ઉભી રહી. **નવલશંકર** શરમાઈ જઈ ગભરાતો કંપતો આરસના પૂતળાપેઠે એકી નજરે ટટાર થઈ રહ્યો. સવિતા ઠપકો દેતાં હાથ લાંબો કરી બોલ્યાં.

"જરા શરમા ? જા—ઘરમાં જઈ ચુલાનું મોં જો, ઘરડી થવા આવી તોપણ હજુ ધણીની ગોદ છોડતી નથી. અને આ મુવો રાંડીયા જેવો પણ જોને કંઇ લાજેછે ? કયારનો આવી મુવોછે, પણ માતાનું નામ પણ લહેછે. ? કોણ જાણે રાંડે શું એ કમાણી બતલાવી છે કે છાયામાં દબાઈ ગયોછે; હજુ ભવાડાતો હવે જાણશે. જા વહુ ?—"નવલ બિચારી શરમાતે મોઢે અંદર ચાલી ગઈ.

"માજી ! આંજ વળી આટલો બધો ક્રોધ ? ભૂત ભરાયું છે કે શું ?" હસતે વદને નવલ બોલ્યો.

"મનેતો નહીં પણ તને તો ભરાયું છેજ. નહીંતો આવી રીતે છાકટો બને નહીં: જે માતાની રજા વગર ઘુંટડો પાણી પીનારો નહીં, તે રાંડના પડખામાં પલોટાઇજ જાય તે શું વખતનો ફેરફાર નહીં ?

"માજી ? વહુને રાંડ કહી મારૂં શું ઇચ્છવા ધારોછો ?

"હુંતો ધારતી નથીઃ પણ તારી પરેણતર લીલાકુંવરી જોની થઇછે. ને તે મીસ ફેનટેનજ ધારેછે—

"એ એવું ઇચ્છીને પછી બીજું કયું સુખ લહેવાની હતી ?

"તે તારા મનમાં કેમી ! જોની, ઘરમાં ઊંદરથી બીવે, મે બ્હાર સાપના મોઢામાં હાથ ઘાલેઃ દીવસે ઉંબરમાંથી પગ બહાર કાઢતાં ડરે, ને મનનો ખપ પડે દરિયાના દરિયા ઓળંગી જાય. રાંડની તને શી ખબર ? તને કેમ સમજાવે ને મનમાં કેમ હોય, તને કેવી રીતે ઉરાડે ને પોતે કેમ ઉડે, તારો જીવ કયાં ભમાવે ને પોતે કયાં ભમે, એતો બાયડીની વાતો બાઇડીઓનેજ ખબર. જો જાજો વિશ્વાશે રહ્યો કેની; તો જાણુકે બારે બુડા. હુંતો તારા માટે કહુંછું. પછી જોઇએતો માવડી જાણુકે જોઇએ તો દુશ્મન ગણ. હું તને હમણાંતો કડવી ઝેર જેવી લાગતી હઇશ. પણ કડવું ઓસડ માતાજ પાય"

"આટલો ભેદમાં બોલવાનો કંઈ સબબ—

"મ્હારા પેટની હોળી—

"મને લાગેછે કે તમે હમારૂં સુખ જોઇ શકતાં નથી.

"હા. હા. પરણ્યો તો તુંજ છે કેમી? બાયડીતો તારેજછેની? નવસે લાવ્યો તે કંઇ માથે શીંગડાં ને પાછળ પુછડું લટકાવી આવી હશે, કેમ ? નવીતો નવનારંગી નવ દહાડા.

( Aunouveau loutest beau ) ફ્રેન્ચ.

"તમારાં જેવાં જુમાં રીવાજનાં માણસથી સુધરેલા સંસારમાં ખલલ થાય તે ખોટું નથી.

"ઓ સત્યાનાશ ગયો ?—આતો ફટકી ગયો? હાય! હાયરે માં ! આનું તો ભેજું ગસકાવ્યુ છે ને શું ? ઓ તારૂં અદીક થાયરે રોયા, તું કયા બાપનો સુધરેલો સુવો, કહેતો ખરો, આજ સુધી તારો

સુધારો ક્યાં છાનો હતો, કે બળી ગયો હતો, તે આજે ફરી ઉગી નીકળ્યો. મુવા આવી ઉતરેલી રાંડ લાવ્યો, ત્યારે તારે મને આમ બોલવાનો વખત આવ્યોને ? હવે લ્હે બચાજી, તું પણ જો રાંડીયાના ભવાડા ! કાચા હૈયાનો ફુટો હજુ સમજતો નથી. આમજ રાંડ ફાવી દેખાયછે. હાય હાય રાંડને તો પરમેશ્વર પહોંચે, ઘડીમાં કેવો વશ કરી લીધો ? અરેરે ? સોના જેવા છોકરાને કથીરને પાયે મુકી દીધો, હું જો અવું જાણુત તો આવી ઘરમાં ઘાલત ! બાઇરે ? કોઇ જાણોતો ભૂલે ચુકે ભણેલી રાંડને ઘરમાં ઘાલશો નહીં—મુવા દરરોજના ભવાડા હવેતો થવાનાં. આજ દીવસ સુધી ઠેકાણે હતો, હવેતો દીન દુનીયામાંથી ગયો ? હવે ?—

"છે શું ?

"તારીએ નખ્ખોદ વાળ્યું—

પોતાની ભૂલને પારકી અછત જણાય નહીં" નવલ તમારી સાથે લડી, એમકે ? તેમાં કંઈ એકના વાંકથી બોલવું થાય નહીં, કંઈ વહુનો ને કંઈ સાસુનો—તે છતાં નવલ તો બોલે નહીં એ ખાત્રી.

"ત્યારે હુંજ બોલું એમજ કે? મુવા પ્હેલાં ભૂત ને પરણ્યા પહેલાં અઘરણી શાની કરેછે? મેં ક્યાં લડવાની વાત કરી, કે પેલા મુંબાઇના પારસી ગૃહસ્થ મલબારી પેઠે રાંડીયાની તરફેણ કરી ભાષણ ઉપર ભાષણ ચલાવા માંડયો. મારા રોયા, તને બાઈડીની ભેર તણાવતાં શરમ થાયછે? હજુ વાતતો પૂરી સાંભળતો નથી, ત્યાં તુ શાનો તરફેણ કરી ઉભો રહ્યોછે. તેમાંજ તારૂં ધનોત પનોત વળી જવાનુંછે દીકરાજી ? અધીરા ન પડો હમણાંજ હોળી પ્રગટશે, અને ફાગ ગવાશે.

"એટલે ? મનની આશ્ચર્યતાથી પણ ઉપરના ગંભીરપણાંએ ધહેમી **નવલે** વાત વધારી પુછવા માંડી.

"એટલે એટલે ઓટલો ને ઘી ગોળને રોટલો," બાયલા, રાંડનીજ વાત સાંભળ્યા કર. પણ રાંડ તારૂં કાસળ કાઢેછે, તેમાં ધ્યાન ન ધર

"નવલ ? એતો મારૂં વિશ્વાસુ રત્નછે." પોતાનો શક દૂર કરવા એમની પાસેથીજ મુદ્દો લેવા બેઠો.

"તેમાંજ તારો ડાટ વળવાનોછે. નકી જાણ કે એ વિશ્વાશમાંજ તું ચીરાવાનોછે

"મને સંતોષછે. એ સ્ત્રિ બીજી જેવી નથી. તેના માટે મને હુન્નર ગાઉપર ભરૂસો રહેલોછે. કે તે નેકજાત સ્ત્રિછે.

હરિ! હરિ! હરિ! આટલી બધી માથે તેં કયારે ચડાવી? તારૂં શું તેણે દાળીદર ફાડી નાખ્યું. જો આંખ ઉઘાડ. એટલો આંધળો ન થા દીકરા, જરા તપાસ્ય. તારી વ્હાલીને વિશ્વાસુનાં પોગળ હમણાં જણાશે, ને સૌ સારૂંજ થશે. પણ બહુ પુષ્ટિ ન દે. સારી હોય તોપણ રાંડને ન ફુલાવીયે. પગનાં ખાસડા પગમાં સારાં લાગે કંઈ માથે ન મૂકાય, સમજ્યો ઢોર! દશરથે કેકૈના લાડમાં ખાંડ ખાધી તે જોયુકેની?

કયાં રાજા ભોજને કયાં ગાંગોતેલી!"

"ધણીને સુજે ઢાંકણીમાં અને પાડોશીને આરીસામાં પણ ન સૂજે" જોઇએ તેમ કર! પણ વારૂ **નવલ** હું તને પુછુંકે કદી તું નવલનો દોષ અત્યારે માનતો નથી, પણ જો તેનો દાખલો નજરો નજર દેખાય તોપણ કબુલ કરે નહીં, ખરેકે?

"પણ પ્હેલાંતો વાત એજછે કેનીકે નવલ એવું હીચકારૂં કામ કરવા પગલું ભરેજ નહીં. ને તો પછી એ દાખલો તે બતાવેજ કેમ? ને નજરો નજર દેખાય કયાંથી? તથા તો મારાથી મનાયજ કયાંથી વારૂ, માજી?

"ત્યારે તો થઇ રહ્યું ભાઇ! આતો રંડાએ ડાટવાળ્યો, ને સત્યાનાશ ગયું! હાયહાયા જેને સોનું જાણ્યું હતું, તે છતાં આજ સુધી અનુભવથી જાણતી હતીકે આ રત્ન ખોટું નથી. પણ તેમાં હું એકાએક ઠગાઈ ગઈ, અને થોડીવારમાં આખું મંડળ ફરી ગયું, તેનુ કારણ શું હશે?

"માજી એ મંડળ ફર્યું નથી. પણ તમારૂં ભેજું ચકાસીગયું દેખાયછે.

"ચુપરે, મુવા કાલભૈરવ! મારૂં ભેજું તો નથી ચસકયું, પણ તારૂંતો ચસકયું છે. વારૂ, આ પેલા કાળા કરતુંક કરનારને ત્યાં ધા-

મહુમ શાનીછે?

"તે જઇ પુછી આવી એ કેની ?" બીજી વાત પણ જાણવા આડે જવાબ દીધો.

"વારૂ ! રોકડો જવાબ આપતાં અને મર્યાદા છોડી છુટથી બોલતાં તેને તેની દશાએ સુઝાડયું કે કેમ ? હું જાગતી છું કે સુતેલી. સ્થિતીસર છું કે બેભાન. આ ગમજ પડતી નથી. આ મારો નવલકે મ્હોટો ?—

એજ ! તમારો શેવક.

"મારા બાપુ ? તું મારૂં માન્ય, એ બધા ઢોંગ જવાદે, હું સમજુંછું, તારૂં સુખ હું તોડવા ઇચ્છતી નથી પણ "સોનાની કટારી કેડમાં રખાય, કંઇ પેટમાં ન મરાય" સમજ્યો. મારે કંઇ તારાપર કે વહુપર દ્વેષછે? તું નાદાન છે. મેં સાંભળ્યુંછે કે એકતો આપણી લાજ જવા બેઠીછે. તેમાં કાં વધારો કરાવેછે? મારૂં જરા સાંભળી, જા. પછી તારે તપાસ કરવો ઘટે, ઉપાય લ્હેવો ઘટે તો લ્હેજે, નીકર તારી મરજી ! "જોર પરણાવી આપે, કંઇ ઘર ન ચલાવી દેય."

"વારૂ. શુંછે? ત્યારે કહો," **નવલશંકર**ને નક્કીજ કંઇ નવુંજ લાગ્યુ

"જોની, બાપુ. વહુ તારૂં નાક કપાવા બેઠીછે. સારૂંછે કે હજુ વાત બહાર પડી નથી. સોડમાં પેઠીછે. તેજ આગળ રહી માથું કપાવે છે. ને જેને તુ દુસ્મન ધારેછે, તે કિશોરલાલ અંતે ખરો નીકળ્યો છે. પોતાનો તે પોતાનોજ તો."

"એટલે ? મને સમજણ પડતી નથી, એ શું ટાયલું છે ?

"તારૂં ઘર તપાસીજો ! તારી રંડા એ તારા ઘરમાંથી માલ ચોરી જઇ, તેને પીયર રૂપીયા કરી મોકલાવ્યા છે.

"હોયજ નહીં. શું માલ ?

"દાગીના ?

"મને હમણાંજ બતલાવ્યા છે.

"તે જુદા હશે ? હું ખાત્રીથી કહુંછું કે દાગીના લઇ તેની સખી પ્રભાકુંવરને ત્યાં મુકી પાંચસો રૂપીઆ લહી તારી ગેરહાજરીમાં, મારી સંમતિ સિવાય તેમના ભાઇને મોકલ્યા છે. પછી કદી તારી

રકમ લીધી હોય, કે તને કહ્યું હોય, વા હવે પછી કહેવાની હોય, અને તેં કબુલ રાખ્યું હોય કે રાખવાનો હોય, તો મને માફ છે.

"એમ બનવાને કેટલા દિવસ થયા?" પોતાની શંકાને ટેકો મળતાં ખરો મુદ્દો પુછવા માંડ્યો.

"તું ગયા પછી થોડાજ દિવશે.

"ક્યાંથી લીધા?

"તેની સહિયરો ત્યાંથીજ કદી હશે?

"ત્યારે મારૂં કાગળ ખરૂં? મારા માટે મંગાવેલ રૂપીઆઃ ઉપર બાંધેલ શક સાચો? હા"—મનમાં બોલ્યો, વિસ્મય થયો. "આ વાત મારે કાને આવીજ નથી છી, બા? પણ—

"હા, હા, ના કરીશ. ઉઘાડું ન પડતું. ખાનગી તપાસ કરી જો. અને ખરૂં હોય તો લોકોમાં જાહેર ન થાય, તેમ જણાવી દો. એકતો બાહારમાં બેઠો છે. ને વળી બીજા તાકી રહ્યા છે. તેમાં ક્યાં તૂત ઉભું કરીએ. દીકરા આજતો સમજતાં છતાં મૂઠી ખંજવાળી બેસી રહેવાનું છે. હાથેજ તમાચો મારી મોઢું લાલ રાખવાનું છે. ઘરનાં માણસજ ફીટયાં ત્યાં શું કરીશું? પેટ ફાટશું ત્યાં પાટો ક્યાં બાંધીશું? હું પેહેલીજ કહેતી હતી, કે બાપુ એ વહુ આપણે ઘેર નહીં છાજે. ખબર નથી કે અત્યાર રસિક ઉપર કાગળ લખતી. બાળકપણથીજ એ ઉછળી ગયેલી તો છે. તેમાં વળી તેં પૂષ્ટિ આપી, એટલે તો બેહેકી ગયા સિવાય રહે? પણ કંઈ નહીં. વખત વરતી વાત કરવી. હજુ મારા કહેવાપર ભરૂંસો ન રાખ, તો જાતે તપાસ કર. દાગીના મેળવ. કદી મને વાત કરનારે ખોટી પણ કરી હોય, ને હું ભૂલાવો ખાતી હોઉં.

"વારૂ ઠીકછે." ગભરાટમાં પડતા વિચાર ક્રોધને ખેંચી રાખી ઉઠ્યો.

"પણ જો બ્હાર ન સંભળાય!? લોકો કહેશે જો બૂખબરો કરેછે. "દુબળો માટી બહારપર શુરો" થવા જેવું ન બતાવીએ. રાત પાડવા આવીછે. મારા પેટમાં તો હોળી સળગે છે. એવી રાંડને તો નાક ચોટલો કાપી કાઢી મુકવી જોઇએ. પણ શું કરીએ? આપણો દહાડોજ પાધરો નહીં મજે તે? હશે, બાપુ જેવું હોય તેવું ભોગવવું.

"દીકરાનું વાસણછે તે કાઢી નાંખીએ? કપાળે ચોંટયા કાન કાપી નંખાય છે ભાઇ?" જેમ કસરેવજે ઠંડે પેટે પોતાના ભાઈ અફરાસીયાબનાં જમાઇ શાવક્ષને સમજાવી લાભ લેવા માંડયો હતો, અને કારસ્તાની યાગોએ જેમ કાચા કાનના (A.Thelo) ને ભમાવી તેમની પ્રિયા દેશદીમોનાને ગુંગલાવી મારી નંખાવી હતી. અને દુર્યોધનના કાન ભંભેરી દુઃશાશને દ્રોપદીનાં ચીર હરવામાં મોજમાની હતી. તેમજ પોતાનું પૂર્ણ વૈર લ્હેવા **નવલ**ના કાન ભંભેરી સવિતા કહેવા માંડી. "મને ઠીક ખબર આપી. માજી હવે મન બોલવાનું કંઇ નથી. હું એ રાંડને સારી પેઠે જાણવા માંડયો છું, કે હવે તેનું પાનીઊં ફરી ગયું, છે. પણ હું મારી આબરૂમાં તણાતો હોવાથી કંઇ કરી શકતો નહતો. કેટલાક સંજોગો મને જુઠા લાગતા હતા, પણ હવે તમારા કહેવાપરથી ને આગળ મળેલા પુરાવાપરથી સાબીત થાયછે. હવે હું શું કરું? તપાસતો કરીશ. પણ—

"પણ હવે સમજી બેશી રહે. હાલ આ કળાહોળમાં કંઇજ બોલાય નહી."

"આપણું ભુડું થવા બેઠું છે, આ વાત ખરી હશે, તો નક્કી પરિણામ બુરૂં આવશે."

"આપણું દીનમાન ખરાબછે. તેમાં કંઈ કરીશ તો રાંડ જાતને ગળે પડતાં વખત નહીં લાગે, માટે જવા દે. કોણ જોવા ગયુંછે કે રસિકચંદ્રની પ્રિતી કાયમ રાખી નહીં બેઠી હોય, પેહેલાં તેના કાગળો પણ તારા શીરનામાના આવતા, હવે તો તેનેજ નામે આવેછે."

"ખરી વાત છે?"

"મારા સમ ખોટું હોય તો. વહુને તો નહીં પણ શેરીનાં માણસોને પુછ્ય.

ત્યારે તો સત્યાનાશ ગયું. નકી કંઈ કાળું ધોળું. હવે ફીટેલી રાંડના ભરૂંસા શા? ચાલ તપાસતો કરૂં?"

"હા, જા, હું આ ચાલી નીચે. રાત પણ પડી. બજ્યોરે દહાડો?" મોં ચડાવી સવિતાગવરી કેશને છીતી નીચે ચાલી ગયાં. **નવલશંકર**ને એકાએક ઝેર વ્યાપી ગયું. મન સાથે બોલ્યો. "આ ચીઠી લાવી

"તેજ વેળા મને કુદરતી આવેશ આવ્યો, કે કંઇ શક જેવુંછે. નહીં તો"
"વગર જામીનગીરીએ સાધારણ પીછાણમાં ઓરત જાતને અને તે-"
"પણ વળી મારી બુરી અફવા સર્વમાં ઉડેલી છતાં એકાએક આવી મ્હોટી"
"રકમ ક્હાડી આપે, એજ વિચારશીલ છે. મારી પૂર્ણ ખાત્રી થઈ."
"આગળ કાગળ કોઈ મારા ખરા હેતસ્વીએ લખેલુંછે, આજ સુધી મેં રાખેલ"
"દઠ વિશ્વાસમાં હું ઠગાયો છું. મારા લાયક ન છતાં આ સ્ત્રિને લાવ"
"વામાં મારી બુરી દશા આવી છે. સ્ત્રિના વિશ્વાસમાં ભર્તૃહરીએ"
"વિક્રમાદિત્યને દેશપાર કર્યો હતો, તેમ મેં માતાને જે જુદી ક્હાડવા"
"ઘણા વખતપર સાહસીક વિચાર કર્યો હતો, તે જો અમલમાં લા-"
"વ્યો હત, તો નીચેનો ભત્રહરીનો પશ્ચાતાપ મને નકશી થાત. કે

---

માલિની—નથિ નથિ નથિ સ્વપ્ને દુષ્ટ સંકલ્પ કીધો,
નથિ નથિ નિતી ઉપરે પાય દીધો,
વગર સમજ કાઢ્યો ભ્રાતને મે વિદેશે,
ભરથરી ભુપ ભૂલ્યો ભામનીને ભરૂંસે

ભર્ત્રહરી—( મો. ના. મં. )

---

"સુધરેલી સ્ત્રિ અને વધારે શીખેલી નારી આપણુને ન છાજે"
"એ માતાએ કહ્યું હતુ, તથા રસિકમાં રસીલી બનેલી રમા તારૂં ઘર"
"સંભાળશે નહીં. એ મિત્રો એ બતાવ્યું હતુ. અને કજોડુ એ લગ્ન"
"કરતી વખત મારે કાને લોકો તરફથી અવાજ આવ્યા હતા."
"છતાં મેં એરંડાને સ્વિકારી, એ ભૂલનો આ જે પશ્ચાતાપ થાયછે, તે"
"ઓછો નથી. પ્રથમનો પત્ર ખોટો માન્યો, મિત્રોની વાત કાને ન ધરી,"
"માતાના વચન ધિઃકારી કાઢયાં, અને નવલ! અરે ધુર્તનારીનું માન રા-"
"ખ્યું ! અફશોષ ! લોકોની નિંદા માથે ધરી, ખરચમાં પડ્યો, વૃધ્ધપણે"
"અર્થાત હું ન પરણ્યો હોત તો ઈંદુલાલ ઉમર લાયક થયોછે તેની"
"વહુ મારૂં જીવન એટલે બટકું રોટલી કરી મને ખવરાવત. તે છતાં મેં"
"નવલને પ્રિય કરી, તો આવા બારીક વખતે મ્હારો ભવાડો થયો ?"
"હા! એ સર્વ વાતને હું પહોંચત. પણ આવા હદબાર પગલાને શી"

"રીતે પહોંચાય? અહો! સ્ત્રિઓનાં ચરિત્ર કેવાં ભેદીત? આજની ઘડી"
"સુધી અરે એક ઘડીની અગાઉ પણ મને ખરો પ્રેમ બતાવવા"
"કેવી ચોખા દીલની દેખાતી હતી?" વાચક વૈદ્ય! વ્હેમનું ઓસડ"
"હોય તો આવા માણસને પાઈ શાન્તિ દે."

"અરરર; આવા સ્ત્રિઓના પ્રપંચ! વ્યભીચારીણી સ્ત્રિઓ લજ્જા"
"સહિત ભમવા, પણ શોખને માણવા, આવા બહાર ખેલ ખેલતી હશે?"
"ને ધણીને રાજી રાખવા આવા પ્રસંગો બતાવી પોતાનું કામ પાર"
"પાડતી હશે? ડોશી બિચારી રાતના પડી રહેતી હશે, તો આ રાંડ"
"કાં નીકળી નહીં જાતી હોય. નિશ્ચય હવે તો મારે કાંઇપણ વિચાર"
"કરવો જોઇતો નથી. ફક્ત આજ ઉપર જીવન ટકાવ્યું હતું. તે એ-"
"વીજ મતલબે કે નિરાધાર પડેલી માબાપની પણ મારીજ ઓથે"
ટકી રહેલી સ્ત્રિને માથે અપવાદ ચડતાં છતાં, એકાએક ખરા સંયો-"
ગો કાન તળે આવતાં, પણ તપાસ કર્યા સિવાય કે ખરા પુરાવા"
"સિવાય ધિક્કારવી નહીં. ને કંટાળામાં સર્વ તજવું હતુ તે છોડવું નહી"
"પણ હવે તે નિશ્ચય થયુંછે, કે તે મારા કામની સ્ત્રિ નથી. બીજુ"
"શું થાય? તેનું પાપ આપણે શીર લહી આપણેજ ભોગવવા સંસાર"
"પાર થવું. લોકો કહે છે કે **રસિક** પણ તેના પ્રેમાન્ધ દુઃખમાં સં-"
"સાર છોડવવા તૈયાર થયો છે, તો આપણે અપ્રેમી વિયોગ દુઃખ-"
"માં તજવા તૈયાર થવું. એકતો આફતમાં જીવ બચાવવો નહતો,"
"તેમાં આ અધિક કારણ મળ્યું. આ પોતાને શીરે દોષ રાખી આ-"
"ત્મઘાત કરવો પડત. હવે એ પાપ એ રંડા શીર જશે."

"**રસિક** જીવિત સંસારમાં યોગનાવ વચ્ચે તરે, તો આપણે"
"મૃતક નાવમાં ડુબી મરવું. પણ યોગ કરવા પહેલાં એ અધમ પાપ-"
"ણીને તેનેજ હાથે પશ્ચાતાપ કરાવી, શિક્ષા દઈ ચાલી જવું. હવે ચિ-"
"ન્તાં નથી. ઈંદુ પણ ઉમર લાયક છે. દેખવું નહીં ને દાઝવું નહીં."
"મુવાપછી માલ ગોલણ ગાડાં ભરે" મારો ક્રોધ અહીં સમાવવો"
"મને હજુ કેમ ઠગેછે, તે જોવું. મ્હારા વડીલના કુલીનપણામાં જગત"
"ના લોકોને એમ ન જાણવા દેવું કે રાંડીયાના પાપમાં સંસાર છોડયો."

"પણ મારા કરેલ કામો મુર્ખતામાં લેખાય નહીં, અને કરેલાં"

"ગામને કલંક બેસે નહીં, તેમ કરવું."

"આઠ હવે આ ચીઠીમાં કાગળ રજુ કરી દાગીના હાજર કર-"
"વા કહું. યોગ્ય તપાસની અંતે તેને છેલટની પરણેતરની ગાંઠ છોડાવી"
"સોગન માફ કરાવી ગુપ્ત રીતેજ જીવનને દૈવાર્પણ કરૂં. મને કંટાળો"
"આવ્યો છે, હવે નાહક સંસારમાં શું રહેવું? કદી રંડા માટે રહું તો"
"સર્વ પાપ ઉઘાડુ થયા વિના રહે નહીં. ત્યારે દેખતી આંખમાં ધુળ"
"નાંખી કલંક બેસાડું? લેણદારો જેલમાં નંખાવે, ત્યારે પ્રત્યક્ષ જોઈ"
"રહીને નિરૂપાયેજ સહન કરૂં? ના. તે કરતાં ભેદમાંજ કલંક બેસે તે શું"
"ખોટું? આપણે ક્યાં જોવું છે. રાંડે મને આટલી હદ સુધી ઠગ્યો,"
"હું કંઈ ન સમજ્યો ને સ્ત્રિથી પણ હું ઠગાયો? ઓ પ્રભુ! આ કેવો"
"પ્રાદુર્ભાવ. હવે ક્રોધ કેમ હાથ રહે?" આટલું બોલી શંકરે જેમ કામ-દેવને ત્વરિત દગ્ધ કરવા ત્રીજું નેત્ર ઉઘાડ્યું હતુ. તેમ **નવલે** પોતાનો ક્રોધાગ્નિ ઉત્પન્ન કરી કાચાકાનના શસ્ત્રને હાથમાં પકડી એકદમ પોતાના સંસાર સુખને ખલલ કરવા પોતાની પતિ ઉપરજ ધસ્યો. કેમ જાણે નળદમયંતીને છોડી સ્વતંત્ર થવાનું માન ખાટતો હોય તેમ જણાયો. વ્યાળુ બંધ રહ્યાં. સવિતતાગવરીના હૃદયમાં સળગેલો તાપ ખુલાસા રૂપી જળથી શાન્તિ પામ્યો. પોતાનું વૈર લેવાઈ રહ્યું. **નવલનું** ભેજું ચસકી ગયું. કોઈએ સમજણ ન આપી. "માબાપ તેવાં છોકરાં" નીવડ્યાં. રાવણના વિચારમાં હનુમાનની પુછડી સળગાવતાં કપિવરજ બળી જશે, પણ લંકા બળશે તેનો વિચાર ન આવ્યો હતો, તેમ સવિતાગવરીએ પોતાની સળગાવેલી અગ્નિથી પુત્રને ખોડ બેસવા સાથે પોતે પણ રઝળશે તે વિચાર ન આવ્યો. અને ખુશીથી ઠંડા પેટે સૌ ઉદર મારી મીની બાઈ પાટ બેસે તેમ નિશ્ચિંતપણે નીચે જઈ મોડી રાત થતાં સૂતાં અને એજ વિચારમાં નિદ્રાવશ થઈ ગયાં. પેટની શીતળતાએ ભૂખ પણ મરી ગઈ, ઘરનાં કંકાસથી લોકોમાં થનારી નિંદાની વૃદ્ધ ગાત્રિકે બીલકુલ દરકાર ન કરી, તો મૂર્ખ અને કાચા કાનના વહેમાવલા ને નબળી સ્થિતીમાં નિપુણ થએલા **નવલ** માટે તો શું પુછવું?" પોતાની રજા વગર અને તે પણ દાગીના ગીરવી મુકી પૈસા લેવા માટે તેને બદખસલતની ગણી હિંમતવંત પણ વ્યભીચારણી ઠરાવી, વળી દાગીના મુક્યા હશે? અગર પોતાનાં યારને

(LOVER) આપી તેની પાસેથી ફોકટના ધસડી લાવી હશે? તે શંકા થઇ. પ્રાણલાલ જેવા કંજૂસ માણસ પાસેથી એટલી મોટી રકમ કઢાવી લાવવા માટે તેના પર હડહડતાં નીચ કર્મનો આરોપ ચડાવ્યો. તે સાથે પ્રભાકુંવરને કુલીન પણ સોબતથી હલકા ખવાસની ગણી. એમ કરતાં પોતે અત્યારે કેવો બન્યો છે, તેનું ભાન ન આવ્યું. વળી દગલબાજીમાં રમી ધણીને છેતરી પોતાની અધમ ઉમેદ પાર પાડવા માટે એક હીચકારી જાણી, એ સ્ત્રિ કોઇનું ખુન કરતાં વખત ન લગાડે, બીજાની સોબતથી પોતાના ધણીનો અંકુર કાયમ રહે, તો તેને પણ મારીનાંખવા **બર્થાપેઠે** ચુકે નહી. એ નિશ્ચય ઠરાવ્યું. હડધુત કરી કાઢેલાં માતાના વચનો ખરાં અનુભવ્યાં વૃધ માણસની વાતમાં "સાઠે બુદ્ધિ નાઠી" આ કહેવત પર પાણી ફેરવ્યું. **નવલગંગા** હલકી નીકળવાની વૃતિ ખરેખર વજ્રલેપ બની ભણેલી સ્ત્રિઓપર આરોપ ચડાવ્યો. નેકદાર જાણેલી સ્ત્રિથી ઠગાયો માલમ પડયો. વિશ્વાસુ પ્રિયાને ખોટો દમ આપી ભાવલપુર જતાં ફરીને ખરોજ ઠર્યો માન્યો. પોતાની શંકા જારી છતાં પ્રથમ નવલે મદદ કરવા કહેવાથી જે પ્રેમાવેશમાં વાત તજી ગયો હતો, તે પરિતાપ થયો. માતાએ એવાં આચરણ જોયાં ને તેમાં આજ સુધી રાખેલીં ટેકથી તે વિમુખ થએલ લાગ્યો. નિતીવાન ભણેલી સ્ત્રિને રસિક ન મલ્યો, તો બીજો શોધી લીધેલો જણાયો. ઉચ્છૃંખલ માણસ અને હરાયું ઢોર એક ગણ્યું. બીજાની સોબત અને તે સ્ત્રિઓની છતાં હલકી નીકળે તે સિદ્ધ થયું.

દરેક જાતના અંકુરો છતાં સ્ત્રિચરિત્ર વધારે બળવાન માલમ પડયું. પોતાને રાજી રાખવા અને યારની પ્રિતી યાવશ્ચંદ્ર કરવા પૈસા લાવેલી દેખાઇ. ઉછાંછળી, હલકી, સાહસિક વ્યભીચારણી, ખૂની ઇત્યાદી નીચેના શ્લોકનો પૂર્ણ આવિર્ભાવિ જણાયો.

**अनृतं साहसंमाया, मूर्खत्वंमति लोभता ।**
**अशौचत्वंनिर्दयत्व, स्त्रिणादोषास्वभावजा. ॥**

કડવું ઓસડ માયે પાવાથી નિરોગી થવાય, તેવું લાગ્યુ. સ્ત્રિના મોહમાં પડવાથી આ દશા, અને હવે પછી થનારી દુષ્ટ ગતિ, માની. માહારખાતાદિનો કાને સાંભળેલો દાખલો અનુભવ્યો. લોકોમાં પોતે

હલકો અને મોટાંથી કહેવાયા છતાં સ્ત્રિના ગુણ રૂપના અહંકારમાં કુન્મત રહેતો, તે આ વાત બહાર પાડવાથી તદન ગરણુ પાત્ર થાય, તેજ ડર લાગ્યો: નિર્ધનતાપર કંઇ દ્વેષ ન આવ્યો. પોતાની સાહસિકતાપર કંઇ કલંક ન લાગ્યું. માઠી દશામાં નિર્દોષ નારનો વિશ્વાસ તર્કટ જાણ્યો. અને એકદમ ફક્ત પોતાના આવેશમાંજ નિર્પરાધી અબળાપર એકાએક તોહમત ઢોળી પાડવા તૈયાર થયો. ઇશ્વરેજ તેના મનમાં વાત ઉતારી. હરિશ્ચંદ્રની સત્યતા માટે વિશ્વામિત્રને ઉશ્કેર્યા, તેમજ **નવલ**નાં નેત્ર ઉઘડયાં. અને તેના કર્મની દશાએજ સોનીને સોનું તાવી સ્વચ્છ કરવાનો ધંધો સોંપ્યો. અને પુષ્કરને ભાગ્યદેવી રૂપી કળિએ જેમ ભંભેર્યા તે માર્ગે ચાલ્યો. તેથી કાચા કાનની ખ્વારી કરવા **નવલગંગા** પાસે દોડી ગયો.

---

## કરણ ૧૩ મું.

### કાચા કાનની ખરાબી.

The Wise and Prudent Conquer Difficulties
By daring to attempt Them sloth and folly
Shiver and shrink at sight of Toil and danger,
and make the Impossibility They Fear.

Rowe.

"વિવેકી અને દુરદેશી હોયછે. તે કઠિણ કાર્યો કરવાના સાહસથીજ તે કાર્યોને જીતે છે. પણ આલસ્ય અને મૂર્ખતા છે તે શ્રમને અને ભયને દેખીને, ધ્રૂજેછે અને સંકોચાય છે. અને એમ થયે જે અ સાધ્યતા સારૂ તેઓ બીને છે તે પોતેજ ઉત્પન્ન કરેછે.

**અસ્તોદય.**

પુરૂષો જેટલા સ્ત્રિઓની ચાલચલણ માટે વેહેમ ધરાવે છે, તે ફક્ત પોતાનું સંસાર સુખ ખોવા, સ્ત્રિઓને હાથે કરીને કંટાળો આપી આડે માર્ગે ઉતારવા, અને લાજ, પૈસા અને સભ્યતાને ધુળ મેળવવાજ કરેછે. સ્ત્રિઓને ગમે તેટલી દિગ્બંધ કરો, તોપણ તે જાતેજ અધમ હશે તો કદી પણ નીચ માર્ગ પકડ્યા સિવાય રહેશેજ નહીં.

**स्त्रियश्चरित्रं पुरुषस्यभाग्यं । दैवोनजानाति कुतोमनुष्याः ॥**

કદી વહેમ તો નહીં; પણ પુરૂષો કાચા કાનના થઇને પણ પૂર્ણ તપાસ કર્યા સિવાય શક ઉપરજ પોતાની વિચાર માલનો રેન્ટ ફેરવેછે, તો તે જેમ કાચો પારો પેટમાં જતાં નુકશાન કરેછે. કાચા વાલથી જીવને અશાન્તિ ઉત્પન્ન થાય છે. તેમજ કાચા વિચારના માનવીથી નિશ્ચય હાનિકારક પરિણામ આવ્યા સિવાય રેહેતું નથી. અને આવા વ્હેમીલાં માણસોથી લૂચ્ચા, દગલબાજ, બદમાસ, અને અધમ પાપીઓ ફાવી ગયા સિવાય પણ રેહેતા નથી. પોતાની નીચ ઉમેદ પાર પાડવા બીજાને જેમ તેમ સમજાવી સ્ત્રિઓને પણ ભોળવી પોતે વચ્ચે દુષ્ટ લાભ લ્હેછે. અને કદી તેમાંથી નિષ્ફળ જાય તો દમ્પતીઓમાં વિયોગ પડાવીનેજ પોતાના મનને તૃપ્ત કરેછે. નળ દમયંતીનો વિયોગ, દ્રોપદીનાં ચીર, અને ગંગાને વિખુટી પાડવાની યુક્તિમાં, કળિ, દુઃશાશન, અને કિશોરલાલ સર્વે જણે પોતાના મનને સંતોષ, વિયોગ કરાવીને ન આપ્યો? પરંતુ એ કૃત્ય કરનારાને ઉત્તેજન દેનારાજ કર્ત્તા સખ્સો હોય તો પછી બીજાને શું દોષ આપવો? કાચા કાનની ગુલ (ઇસ્ટિલીન) હતી તો પેસી પોમેટમ ઉર્ફે જસીએસ્કીને ફાવી જવાનું મળ્યું. પણ રોગી જ્યારે બહુ રોગથી ઘેરાયછે ત્યારે દરદ જોવા બદલે વૈદ્યનેજ દેખેછે. અને આપિત્તમાં આવી પડેલો માણસ પોતાનું દુઃખ નિવાર્ણ કરવા બદલે આગળ પાછળની આફતોનીજ ખોટી શંકા મોંકને રજુ કરેછે. **नवलशंकर** કાચા કાનનો થઈ ગંગાના શુદ્ધ કર્ત્તવ્યોની શોધ કરવા બદલે જેમ કિશોરે પોતાનું વેર સવિતાગરીને લ્હેવા સોંપ્યું. સવિતાએ પોતાની દાઝ ઉમેરીં **नवल**ને ભંભેર્યો, ને તેમ વ્હેમી અને કાચા કાનના માણસે તપાસ કર્યા વીના ગંગાના નીચ છિદ્રો નજર તળે લાવી, કલ્પના વિચારે ખરા માનીનેજ પોતાનું નખ્ખોદ વાળ્યું. તે અસલ જન્મથી પોચો હીચકારો અને કાચા કાનનો છે. તે વ્યાપારમાં કુશળ પણ વિશ્વાસમાં મુર્ખ. તે નિતીમાન પણ સાહસિક. તે સ્ત્રિ પ્રેમી પણ વ્હેમી છે, તે વ્યભીચારી નથી પણ પુરૂષત્વ હીણ અર્થાત્ નાહિમ્મતદાર છે.

વાચક! સ્ત્રિઓની સદગુણતા પતિવ્રત અને યોગ્યતા તજાવવાને

આ પુરૂષોનાં કર્તવ્યો બસ નથી? જો કે ગંગાના જેવી સાધવી સ્ત્રિઓ કદી વ્રતથી ચળિત થતી નથી, એ એમના પતિવ્રતતાનું તેજ અને સદ્ગુણતાની છાયા બતાવે છે. પરંતુ તેવા સંકટોમાં શું સ્ત્રિઓને દુષ્ટબુદ્ધિના વિચારો આવે તો અવગુણકારક ગણાય? નહીં.........

આ પ્રપંચમાં અને મૂર્ખ પતિમાં ગંગા બિચારી કેવી દુઃખી બની? તેનું ભણતર વૃથા ગયું. અને ઉલટું યશપાત્ર થવા બદલે ખોટું કલંક બેઠું. પતિનું સંસાર સુખ જોવા બદલે દુઃખના ડુંગરો શિરે આવી પડ્યા. મા બાપની ઓથમાં રહેતાં તેણે બાળકપણથીજ તજી દીધાં. કાકાએ તો નખ્ખોદ વાળ્યું, જેનો તાંતણો હજુ સુધી લંબાયો. ઘરની ઉડી વનમાં ગઇ, તો ત્યાં પણ આગ લાગી. રસિક વિસાર્યો. પિયરની દરકાર ન કરી. સાસરાની નિંદાનો ઘુંટડો ગળ્યો. લોકોની અધમતા મન પર ન લાવી. તોપણ જો ધણીમાં સુખી હત, તો બીજાં ગમે તેવાં કષ્ટો આવે તો તે વિસારી દે તેવી હતી. પણ આ દુઃખે તેને ભ્રમિત કરી મુક્યા. તે છતાં શાણી અને વિવેકી સાધવીના મન પર ન વસ્યું. કાગળની વાત પુરાવા પડતી જણાતાં પણ તે મોંઢા પર લાવી નહીં. ઉલટી તેમના ખોટા દમ માટે સાહ્યભૂત થવા લાગી તો તેમાં પણ દુનિયાં પાર ઉખડી જવા બેઠી. પતિને જીવતદાન આપવા જતાં પોતેજ ભુલી પડી. કોઈ દિવસ નહીં અને સખિની લાચારી કરી. તો તેમાં પણ નિષ્ફળ નીવડી. પ્રથમ પતિના દુર્ભાવમાં સાવિત્રીનું વ્રત ઉત્થાપન અપૂર્ણ રહ્યું માન્યું, તેથી અપવાદ લાગ્યો. અને આ વખતે ભાઇને કરેલ મદદમાં પતિના દુઃખમાં વધારો થશે માટે શાન્તિથી કહેલું. એ રોકાણમાં તે આફતમાં ઉતરેલી લાગી. પતિને છેતરવા કરેલી કોશેશની શંકા લીધી. અને પોતાનેજ અવગુણ મોં પર વસ્યો. પણ અજ્ઞાની **નવલ**ને બીલકુલ પોતાનો દોષ આંખ તળે ન દેખાયો. કેવી નિર્દોષ ગંગા? કેવી તેની અચળ દ્રઢતા! પતિ પ્રત્યે કેવી પ્રશંનીય લાગણી? ધણીને મદદ કરવામાં કેવી ઉત્કંઠીત? ઓહો! શું એમનાં સત્વ તાવવાની આવી કોશેશ. હા............એવી સ્ત્રિ ઓપર કડકડતાં અને નિર્દોષ તોહોમતો!—ના. કાચા કાનની ખરાબી.

સાંજ પડી ગઈ. દીવા બતી થઈ ગયાં. થોડુ સરખુ રાંધેલું હતું, તે રાંધી રહી. એમ કરતાં રાત્રિના નવ વાગ્યા. તોપણ **નવલ** અને

સવિતાગવરીની વાત પૂર્ણ ન થઈ એટલે તો ગંગા બહુજ વિચારમાં પડી. પોતે કરેલ સાહસ અને પતિએ પ્રેમમાં અને તે ફક્ત આ વખતે કરેલ ઉપકારના બદલામાં હર્ષ બતાવી કરવા જતી ચુંબી સાસુએ જોઈ તેની શરમ હજુ મોં ઉપર છવાઈ રહી. છાતીમાં અ-વિનયપણાના ધબડકા ઉછળ્યા. મનહર ગુલાબી ગાલ ઉપર યોગ્યતાના શેરડા પડયા. અને ખિન્ન બની ગઈ. પતિના કાર્યમાં પોતાને સંતોષ મલ્યો હતો. તેમાં પતિએ કરેલ અનાદરનું અને પોતે ભાઇને કરેલી મદદમાં નાથને કરેલી ઠગાઈનું શાન્તવન કરવા દીવાનખાના તરફ જતાં અગાસીમાં આવતી હતી, તેવામાં નેત્ર રક્ત કરી હીર્ણાકસ્યપ પ્રેહલાદ પર ક્રોધ કરતો ચડી આવે, તેમ બકરાપર વિફાયલો સિંહ દોડી આવ્યો.

અગાસીમાં મણીસહ ઉભેલી નવલનો હાથ પકડી એકદમ દીવાન-ખાનામાં ધસડી ગયો. મણી રડવા માંડયો. ગંગાને એક લાત મારી નીચે પાડી. ઉપર મણી ને નીચે ગંગા પડ્યાં, પણ ક્રોધીએ ન ગણકાર્યું. ક્રોધમાં જેમ આવ્યું તેમ બકયો.

“અધમ ચંડાળણી? આવી રીતે ઠગાઇ? તારા હલકાપણાની આવી નિશાની? શું તુ એમ જાણતી હતી કે હું આ વાતમાં કંઈ જાણતો નથી? તારાં સ્ત્રિ ચરિત્રની મને ખબર નથી? તારી ચાલ માટે મને શક નથી? નીચ. તું મારૂં કૂળ બોળવવા બેઠી, મારૂં સત્યાનાશ વાળ્યું. તુ આવી મને આત્મઘાત કરાવા બેઠી. અરેરે કૂલટા નારી, તારો આવો વિશ્વાશઘાતી ઉપકાર!

“નાથ! આટલો શો કોપ! ખુલાસો તો કરો? મને પછી મારો, હું તમને યોગ્ય જવાબ દેઊ?” ભોંયપરથી ઉઠી, મારની અસર ન ગણકારી. જુઠા અપવાદપર ધીમેથી ખુલાસો કરવા બોલી—

“જવાબ તેં આપીજ દીધો છે. હવે ફક્ત જવાબ એજ કે મારા દાગીના લાવ, અવિચારી? તારા બાપનો માલ હતો કે યારને દીધો? હું શું કહું? મારી પાછળ તારાં આવાં કર્તવ્ય. “તારૂં મુખ જોવું હરામ છે. દુર થા–” લાત મારી ગગડાવી કાઢતાં હાથ પકડી રાખી બોલી.

“મેં તમારી પાછળે કંઈ તમને ખોટું લાગે તેવું કામ કર્યું નથી.” મણી બાળક વચ્ચે રડતો મોં વિકાસી જોઈ રહ્યો. પ્રાણાધાર! મણીને

તો સંભાળોર હું મરીશ તેની ફિકર નથી. તમને કોઇએ ભંભેર્યા છે. તમારી મતિ ફરી ગઈ છે–મને ન ગણો, મારૂં મોહું ન જુવો, તો મારે બીજું કોણ? કાંહું જાસ્યું ન રહ્યું.

"દુરાચરણી! દુર થા. મારી ગતિ ફરી ગઈ છે તે ખરૂં છે. તેથી નક્કી જાણ કે હવે તારૂં કોઈ નથી. આજસુધી તારાં છિદ્રો તપાસ્યાં. સહન કર્યાં. હવે નથી જોવાતાં. અધમ નારી? મને હજુ પણ રાજી રાખવા સ્રિ ચરિત્રની કોશેસ કરેછે કેમ! અરે હવે હું તો તારો કાળ થઈ આવ્યોછું." ફરી ગયેલા મગજના ભંભેરાયલા નવલે ધમકીથી કહ્યું.

"તો ખુશીથી મારી નાંખો, સ્રિઓની શું ખોટ પડશે? જોકે જુની મરી ગઈ, તો મારા જેવી અધમ પણ મળી કેની!"

"ત્યારે શું મને તેથી ખુની કહેવા ધારેછે, નહીં?" લે ત્યારે! ખૂની! ખૂની! ખૂની!" એમ કહી અબળાપર અતિશય લાત લગાવી ભોંયસરખી કરી.

"બાપા, બાપા, મારી માડીને નહીં મારો. ઓ. બા. બા. બા." મણી બુમ પાડવા માંડ્યો, ગંગાને બાઝવા લાગ્યો, તેણે બેભાનમાં તરછોડ્યો. નીચે ભોંયપર પડી તે પણ રડવા લાગ્યો. સાદ સાંભળી ગંગા તેનું શાન્તવન કરવા લાગી. અન્યોક્તિ કરવા લાગી.

"દીકરા, દુર રહે, નહીંતો. પાડા વઢે તેમાં ઝાડનો ક્ષય થશે. હું મરીશ તો ભલે પણ તુ જીવતો રહે. પછી મારૂં નામજ કાઢી નાખવા તને ગળે ચીપ દે તો ભલે" વિવેકશીલ નારીએ હદ બાહેર ખૂન જોઈ, તામસી નારી પોતાપર હડહડતુ આળ આવતાં ન સહી શકવાથી પોતા ઉપરજ દાઝ કાઢી. પોતે બેડી થઈ. ગણી પડી રહ્યા.

"આ ઉપરથી હજુ તુ મને નીચ કહેવા ધારેછે એમ કે? હા! હા! આજ સુધી વ્રત્ત ને ઢોંગ અને આ પ્રપંચ એ સર્વે મને રાજી રાખી લોકને પતિવ્રતતા દેખાડવાનાં સાધન, એમકે! ચાલ. નીકળી રાંડ, તુ ને તારો દીકરો ગમે તે કરો.

"એમ ચાલી જશે, તેને વારછે, નાથ? હજતો માણસોની વચ્ચે રસિકને રડતો કરી પકડી લાવ્યા છો તે—

"રસિક! તારો ધણી! જા, નીકળી, પુનર્લગ્ન કર. જા, પણ

પેહેલાં મ્હારા દાગીના બતાવ. તે ક્યાં છે?

"દાગીના? તે મ્હારી પાસે છે.

"કાઢી નાખ. બતાવ?

"મ્હારા છે તેમાં તમારે શું?

"હું કહુંછું કે બતાવ?

તમારે કામ શું?

અલબત હું માલેક છું.

તેથી તમારે ભીડ હોય તો કહો. એમ મારીને મુસલમાન કાં કરોછો? હું લઇજવા દેવા ના કહું ત્યારે મારો.

"બસ બીજી વાત નહીં. લાવ દાગીના?

"દાગીનાતો નવલ સખીની તીજોરીમાં પડયાછે

"છુપેલા ઝેરની નાગણ? આમજ તેમને ડંસ કર્યો. પુછેલા સ્વાલના આમજ વિશ્વાસુ જવાબ આપી મને છેતર્યો? ધિક પડજો તારા જન્મદાતાપર, કે તને અવતાર આપ્યો. હીચકારી! કલંકણી! ત્યારે આ રૂપીયાની ચીઠી ક્યાંથી લાવી?

"પ્રભાને ત્યાંથી—

"આઉપરથી એમજ સાબીત થાયછે કે તારા દાગીના આ વખતે નહીં, પણ અગાઉજ મારી ગેરહાજરીમાં વેડશી નાંખેલાંછે. અને હવે તુ પ્રભાકુંવર પાસેથી સમજાવી ચીઠી લઇ આવી છે. મને લાગેછેકે તેપણ એક કપટછે. મને ખાડામાં ઉતારવાની આ બીજી કોશેશછે. આ ચીઠી ન શકારતાં હું માર્ગમાંજ આપઘાત કરૂં એ તેં જાણ્યુ. એટલે તારા યારને સંતોષ આપી તારી ઉમેદમાં પાર પડવાજ આ કોશેશ કીધીછે પણ નક્કી સમજ કે તેમાં તું સદાની નિષ્ફળનીવડેલી છે. ઠીકછે. હાલતો દાગીના લાવ. પછી જોઈ લઉંછું.

"નાથ આમ ન બોલો, જરા વિચાર કરો. નિર્દોષ અબળાપર અઘટીત આળો ઢોળી પાડતાં પેહેલાં ઈશ્વરી ડર રાખો. હું એવી નથી અને એવી હોત તો તમારો સંસાર આટલી હદ સુધી હું ન ચલાવત. રસિક—

"રસિક! રસિક! જા રસિક પાસે. હજુ તેં ન છોડયો. હજુ તારૂં ચિત ત્યાંથી ન ગયું. દુર થા. નથી જોઇતા દાગીના. મરીરે, જા"

બહુજ તમાચા લગાવ્યા.

"હા, હા, ઇશ્વર—સાબથા"—ધીમેથી નીચે પડી જઇ બોલી મુર્છા આવી ગઇ. મણી પડેલે ઠેકાણેજ રડતો નિદ્રાધિન થયો. એશુદ્ધ ચમેલી કોમળ સ્થિથી ન બોલાયું. પ્રચંડ અગ્નિ વેગમાં અંજાઈ ગઈ. ક્રોધના કારી શસ્ત્રમાં જીભ કપાઇ ગઇ. દાનવોની ભૂમિમાં સત્યતાએ લોપ કર્યો, અધમ રાજ્યધિકારીની અનિતીવાન પ્રજા નીવડી. અને બંદ ખુલ્લો કરવા બદલ નશીબના દુર્દૈવે દુષ્ટ માર્ગેજ પ્રવર્તાવી. ગભરાટ થયો. બેભાન બની હતી તે ઉઠી. બીજું બ્હાનું શોધવું પડ્યું. ભાન ભુલી ગઈ. ચિત્ત ચંચલ થયું. બુદ્ધિ ફરી ગઇ. નવલને શરણે ગઇ. પગે પડી બોલી.

"પ્રાણાધાર—આમ જુલમ ન ગુજારો. હું નિર્દોષ નારછું. હું એક અપરાધમાં આવી છે ખરી, પણ જ્યારે તેમ જાણશો ત્યારે ખાત્રીથી માનશો કે એક ખોટાં કાવતરાને ભોગ થયેલી આપની વેરણી નહીં પણ એક જીવન સુખની મદદગારને અધિકારી—

"બસ મારે એકજ બોલસાંભળવો હતો, હવે ખુલાસો જોઇતો નથી. હવે હું તને નહીં છોડીશ. મારી શંકા દુર થઇછે. વધારે સાંભળવું નથી. બસ જ્યાં હોય ત્યાંથી દાગીના લાવ" વચ્ચેથી બોલી ધણોજ દમ માર્યો

"રાત્રી બહુ ગઇ છે. અંધારૂ થયુંછે. સર્વ સુઇ ગયાં છે. હવે ક્યાંથી લાવું? ધીરજ રાખો.મારૂં સાંભળો. હું સવારે લાવી આપીશ. તેમ કરતાં કદી હું મરીજ ગઈ. તો સમજજો કે આ મારો મણીછે તેજ દાગીના છે.

"મરી જતાં પેહેલાં તો તારૂં લોહી પીશ, અને મણી કરતાં તેજ દાગીના, મરવા અગાઉ કઢાવીશ. મરીશ તે કેમ, ચંડાળ ? એમ મરવા દઇશ! મારો જીવ લેવાની કોશેશમાં, દગાઇના અપરાધમાંને સંસારના પકડેલા અવળા માર્ગના ગુન્હામાં મરવા દઇશ ? અરે તને રીબાવીને મારીશ. વાદી હમેશ સાપ પકડેછે પણ દિગ્નીશ સાપ મળતાં વાદીનો પણ કોઈ વખતે પ્રાણ ચાલી જાયછે. તું ઝેરી નાગણ છે તો હું પ્રચંડ ઝેરી નાગછે. મને આગલો પત્ર યાદ આવેછે, કે "તું અમૃતસમ માનેલા ધણીને હું ઝેરથી ભરેલ કહીશ તો તું નહીં માને"

પણ એ મારા લેખકનું લખવું હવેજ મને યાદ આવેછે. હવે તને છોડાય કેમ! ફાંસીએ જઇશ પણ હવે તને એકલી છુટી કરવા દઇ મારા નામને કલંક નહીં બેસાડું. તુ ન જાણ કે હું મરી જતાં તુ મોજ કરે. અરે તને પ્હેલાંજ મારી પછી હું મરૂં.

ત્યારે એને આ ત્રીજું બળીદાન મણી! તેને કાં રાખોછો? તમારાં બે છે તેથી વંશ રહેશે ને?

"હા, પણ તુ નહીં. મને છેતર્યો, નીચ, જૂઠું બોલતાં પતિવ્રત્યતાના ડોળથી ઠગાઈ કરતાં જરા ન ડરી?

"મેં ઠગાઈ કરી નથી. અને કદી થઇ તો મ્હારી આત્મસમંતિથી થઇ નથી. એ દશાપર આધાર રહેલો છે ને તે પાણીગ્રહણ પાણી બન્નેને લાગુ પડેછે. તે છતાં જો વિચાર કરશો તો જણાશે, કે કોઈ માણસનુ નિર્મલુ સૂખ છોડાવવામાં કેવું ફળ મળે છે મગજના વિકારથી સાધ્વી બોલી કાળ અને માઠી દશાએ બોલાવી.

"તેમાંજ આ મ્હોકાણુ વળી છે હું જાણતાંજ અગ્નિમાં પડયો છું. દેખતાજ કાંટાના માર્ગેજ ચાલ્યોછું. રસિકમાં રસિક બનેલી લોકોની દાઢમાં ચવાયલી છતાં ચર્વિત ચર્વણ કર્યું તેનો આ પસ્તાવો છે. ને તે હવે છેલ્લોજ છે. દાગીના લાવ કે પશ્ચાતાપ બૂઝાઈ જાય.

"દાગીના માટેજ આ વાત.

"હા, મને તેં છેતર્યો. રાજમહાલયના લાખો રૂપિઆના ઉડાઉ ખર્ચોમાં ગયલા બસો પાનસો રૂપીઆ નુકશાનમાં જવાની વાત નથી. પણ રાજસૈન્યના અખંડ પેહેરેગીરો ને તે પણ સેંકડો માણસો વચેથી એ રૂપીઆ ચોરી જાય કેમ! એજ પ્રથમ સવાલ છે.

"ના, મેં તમારી પીડ જોઈ.

"તારા યારની પીડ જોઈ કે મને રાજી રાખવા આ કામ કર્યું.

"હશે.

"હશે શું? જો વાંચ્ય આ કાગળ." અસલ કાગળ ફેંકયો.

એકજ ખૂન ખુનની કાવતરાને ભોગ થઇ ગઈ તેનું ચસકયુ. મર્યાદાની દોરી ક્રોધથી હાથમાં ન રહી. બોલી—

"તમારૂં પણ હશે, તમો તો પ્રગટ નીકલ્યો છો. પણ તે હુંજ સહન કરૂં.

"પોતાના માથાપરનો અપરાધ ઓછો કરવાનાં સ્ત્રિ ચરિત્રછે.

"નતાવીશ.

પહેલાં દાગીના. તુ એમ કરવાથી છુટવાની હતી શું? તું એમ સમજેછે, કે હું કંઇ જાણુતો નથી. કેમ! અને જાણુતો હશે તો કંઇ એ વીસરાયુ હશે, પણ યાદ રાખ કે તારાં સઘળાં કર્તવ્યનો હું જાણુનાર છું. ને તે ધીરે રહીને તારા હૃદયમાં હોળી રૂપે પ્રગટ કરનાર છું. પણ દાગીના લાવ.

"તે મ્હારા બાપના છે." પરજનપર દ્રષ્ટી કરીકે વ્રત ચૂકી એ પાતિવ્રત્ય તારૂણીને એકજ શિક્ષા થાયછે એવી રીતે ક્રોધમાં ગંગાથી કહેવાયું. પણ પછી મન પસ્તાયું.

"માલેક હું છું. કહુંછું કે લાવી આપ?

"ઠીક છે, એમ હોય તો ચાલી"—છેવટ ઠગાઈના કાર્યમા પણ નિષ્ફળ નીવડી લાગી. અને છૂટકોજ ન થવાનો જણાયો ત્યારે મધ્ય રાત્રે પણ વિશ્વાસુ સખી પાસે ગુપ્ત રાખેલ દાગીનાની વાત કહેવાને પતીને રાજી રાખવા રજા લ્હેતી ઉઠી.

"લે આ તારી ચીઠી. પણ જો એ ચીઠી દઈ દાગીના લાવવા પહેલાં એટલુંજ નહીં પણ તુ જતાં પહેલાં સંભાળવા કહુંછું કે તારા માંડીને હવે છેલ્લીજ ભેટ કરી આવજે." ખેહન્તરની લાવેલી ચીઠી આપો દીધી.

"આવું બોલી મારૂં કાળજું સેડવવા બેઠાછે. આજ તમને શું થયુછે! તમારા કાન શાથી કાચા થયાછે? હું જાણુંછું કે, આપણું કંઇ ભુંડુ થવા બેઠુંછે, નહીં તો આમ હોયજ નહીં.

ભુંડુ થવામાં બાકી શુ છે? એક મ્હારા ભાઇઓએ નખોદ વાળ્યું; ને બાકી હતુ તેમાં તે ઉમેરો કર્યો, હવે તો હુ ખુન પરજ આવેલોછું. એટલે પૂછવાનું શું?

"ત્યારે તમો એવું બોલી મને આત્મ હત્યાની પાપીણી કરવા ધારો છો.

તું એમ બોલશે તેથી હવે હું બોલવાઈ પડી છેતરાઈ જઈશ? ના. ના, તે વખત તો ગયા. જલદી દાગીના કાઢી લાવ, નહીંતો ખુલ્લે ખુલ્લું કહી દે કે અંદર ઘોટાળોછે. પ્રથમ મારી એ-

કજ વાત છે કે દાગીના લાવ, પછી મારે જેમ કરવું ઘટશે તેમ કરીશ.

"ધમકી આપી કઢાવાં કરતા ધીરજથી માગશો તો હું ના નહીં કહીશ. મારા અહીંછે તેટલા લ્હો દાગીના, અને વેચી, આપો લ્હેણદારને. પછી શું ?

"લ્હેણદાર માટે કયાં વાતછે,? દાગીના વેચવા કે આપવાની કયાં જરૂરછે? મારેતો જોવાની વાતછે.

"તે મારી પાસેતો નથી. જોઇએ તે કરો.

"ત્યારે હજુસુધી પણ તું છેતરવામાં બાકી મૂકતી નથી, ખરૂં? હમણાંજ કહ્યું કે લ્હો દાગીના; તે કયાં છે, વારૂ ? લુચ્ચાઇની ભરેલી ઠગારી નારી ? હજુ તારો પ્રપંચ છોડતી નથી. હવે મારૂં ખુન સમાતું નથી. હવે મારો હાથ કાયમ રહેતો નથી. ને હૃદયમાં ક્રોધ માયો સમાયો જતો નથી.

"ત્યારે દાસી હાજરછે. મારે મણીની દરકાર નથી. જુનીનાં બાળક મેં સાચવ્યાં, મારાં બીજી આવશે, તે સાચવશે. તેમ ન થશે તોપણ આયુષ્ય હશે તો દૈવ રક્ષા કરશે.

"લવારી કરતાં શરમા ! તારા માટે અત્યારે મારે દીવાળું કાઢવાનો વખત આવ્યો. ને મારા કુટુંબમાં હું કલેશ કરી નીકળી પડયો. એટલુંજ નહીં પણ ઘરમાં માતાને પણ કડવો થઈ ગયો, તે સર્વ તારાજ પ્રતાપ કેની? સંસારસૂખ ખોયું, દ્રવ્ય ગુમાયું, લાજ તજી દીધી, આ સર્વ રંડા તારાજ દુર્ગુણે મારા હૃદયમાંવાસ કર્યો, તેથીજ સોબતે અસર થઈકેની ? જો હું તને પરણ્યો ન હત, અરે તને અંકુરમાંજ રાખી હત, તો આમ થાત?

"મને રાખત, પણ તમને કોણ રાખે ? તમેતો ગમે ત્યાં ફરો, હમારૂં સ્ત્રિ જાતનું શું ગજું ? લુગડું ઉચું કરતાં પોતાનીજ જાંગ દેખાય. પણ હવે કહીશ તો ફરીને સાંભળીશ, કે ગુન્હાયત પોતાનો કરેલ ગુન્હો ખોટો કરવા ગમે તે જાતના બચાવ માટે પ્રપંચો શોધી કહાડી બોલેછે, પણ તે પૂરાવા વગર સાબીત થતા નથી. મારી પાસે પૂરાવોછે, તે દાગીના બતાવીને આપીશ; પણ લાચારકે આ વખતે મારાથી કંઈથતું નથી.

"બસ. ગમે તેમ થાય, પણ આવેળાજ દાગીના જોઇએ.

"રાત્રીએ ક્યાં જાઉં ?

"મધ્ય રાત્રિએ તારા આશકને ત્યાં જતાં કેમ ન ડરી ?

"મને વગર હથિયારે કાં મારો ? તમે દેખી ને પકડી તે કહોછો ?

"ત્યારે તો તું ફરીને ઘર માં દેખાડે ખરી ?

"ને એ પણ જોશો ત્યારેજતો,

"એમ કહેવામાં ફાવી જવાની નથી. એમ કરવાથી ઉગરી જવાની નથી. તારાં ફૂડાં કામ માટે તો તારી નજરો નજર હેક્ટર પેઠે રીબાવીને મારીશ. પતિથી વિમુખ થએલી રંડાનો ઇશ્વરે પણ સત્કાર કરતો નથી.

"ને તેનાપર હડહડતું આળ ઢોળી પાડવામાં કાચા કાનના થનાર પતિને પણ પરમેશ્વર કોઈ દિવસ સુખનો દિવસ દેખાડતો નથી. હુંતો જાણુંછું. પણ પરિણામ સારૂં નથી." હૈયું હાથ ન રહ્યું વિનયની દોરી છૂટી. પતિવ્રતા યુવતીને દઈવેજ બોલાવી. ગિરીયાને એવી મતિ થઇ હતી, તો ગંગાનું શું ગજું ?

"ત્યારે હું નક્કી જાણીશ કે દાગીના તું તારા યાર પાસે ત્યાંજ મુકી આવીછે.

"ના. મારૂં કહેવું એમ નથી, કે હું ફરી આવવાની નથી. દાગીના બતાવી, તમને સ્વાધીન કરી, મણીને સોંપી, પછી તમારેજ હાથે અને તમને વગર ગુન્હાયત કરીનેજ મરીશ.

"હું તારાં ચરિત્રો હવે કંઇ ધ્યાનમાં લેવાનોજ નથી. બહુ ઠગાનારને કોણ ઠગે ! હવે હદ આવીછે. તારી સદાચરણી ચાલની ખાત્રી થઈ ગઈછે. વધારે બોલવાથી શું ફાયદો ? જલદી લઈને આવ, અને પછી તું કહેજે. "દાગીના લ્યો અને લેણદારને આપો" ધિક્કારછે, તારી નીચલચારીને ? વિનયતાની પૂછડી, સત્યતાનો તારો, તે આવાજ પ્રકાશમાં છવાઇ રહેછે, નહીં ? જૂઠું બોલી ધણીને છેતરવો એજ-ઉત્તમતા, કેમ ? શરમછે. લ્યાનતછે તારા જીવતરપર. ઉપરથી આછી ને ભીતરથી રામ જાને, એવી સ્ત્રિને તો મેં આજેજ જોઇ. શું તર્ક ! શું પ્રપંચ ! શું કાવા દાવા ? અહો ! આવી સ્ત્રિ જાત ! દુષ્ટ માર્ગે

પ્રવર્તવા આવાં ચરિત્રો ? આ નવોજ અનુભવ ! હો, મન ! તું ખાલી સંસારની માયામાં ફર્યોછે. હવેતો છેવટ દાગીનાં જોઈ સંતોષ રાખજે. માણસો પોતાનાં ઉમર લાયક ફરજદો છતાં સંસાર સુખની તૃપ્તિ નહીં ગણી જે વધારે ઉમેદનો ફાંકડો ભરવા જાયછે તે આવી રીતે હાડમાર થઈ છેવટ દેહનો અપરાધી બની સંસાર સુખ ખોઇ આત્મઘાતનો પાપિષ્ટ બનેછે. અને પોતાનાં બાળકોની હાય લઈ નર્ક પ્રાપ્ત કરેછે. અને જે પુરૂષો સ્ત્રિઓપર એકાએક મોહાંધ થઈ અંકુરની લગામ એકદમ છુંટી મૂકી, પૂર વિશ્વાશમાં દોરાયછે, તે લજ્જાહીણુ બની ઠગારાનો એકભોગ થઈ અને જન્મ સૂખ ખોવા સાથે દ્રવ્યહાની કરવામાં એક ખરો ગધેડો બનેછે. પણ ઠીકછે. ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો. જા હાલતો દાગીના લઈ આવ.

"આવીજ હઠછે, અને ખોટીજ શંકામાં ભૂત ભરાયુંછે, તો આ નીકળી ! ઈશ્વર મ્હારો સાહ્ય થશે. મણીને સંભાળજે.

"જો કદી ત્હારો પ્રેમાલ જન ન હોય, અને કદી હોવા છતાં ન આપે, તોપણ મોહું ન બતલાવવા ત્યાં રહીશ નહીં. અને કદી આપે, તોપણ પ્રેમના આવેશમાં બેસી રહીશ નહીં. દાગીના બતાવ્યા પછી તે વાતની તને છુટ મળનારછે. આ સંતોષ તેને જાહેર કરી દાગીના લઇને વેલી વળજે —જા— મેં પ્રથમ તને ના કહી છે. પણ હવે તને છૂટ આપુંછું." આડું બોલી ત્રાસીત શબ્દ કહેવાથી પાછી ક્રોધની મારી જલદી આવશે એમ ધારી મૂર્ખ બની બોલ્યો.

"બોલો નાથ, હું અપરાધી છું." એટલું બોલી મનને કહ્યું "ગમે તેમ કહીશ તોપણ હવે માનવાના છે. ઠીક, ચાલજીવ!"

નવલગંગા રડતી, પડતાં આંસુડાંએ અંધારી રાત્રે વિમાસણ કરતી ચાલી. **નવલ**ના એક એક શબ્દે તેને ઘેરી લીધી, પોતાના પર આવું તરકટ રચેલું જાણી તેને સાચું કરાવવા ઘણી આતુર બની, પણ ભાઇને કરેલી છાની મદદ માટે એકદમ ખુલાસો કરતાં ડરી. મદદની, પતિને છેતરવાની પહેલી કોશેશ. પછી દાગીના **નવલ** માટે મુક્યા, તે બીજી કોશેશ. અને ફરી દાગીના લઇને બતાવવાની ત્રીજી કોશેશ, ને છેવટનો ખુલાસો કરવો એ ચોથી કો-

શોકમાં નિરાશાથી દરવાની ઉત્કંઠામાં નિર્ભય થઇ ચાલી. પોતાનો અપરાધ પોતાને નડયો જાણી રડી. પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં વિમુખ થયેલી હોવાથી એકાએક આફત આવી માની. પતિના તજવાના આરોપમાં પણ ખરી નેક જાળવવા વનેવન ભટકી છેવટ દમયંતી કળિના પાપનું ચોરીનું પાત્ર થઇ, પણ જેમ અસલ દુઃખ સહન કરતાં નડરી. પણ ખુલાસો કરતાં ડરી. અને તેપણ પતિના સુખનો સમય શોધતાંજ. આ વેળા તો સર્વ વિસારી પોતાના સત્યપણાનો ભોગ આપવા દમયંતી દારૂણ વગડામાં એકનિર્ભયપણે ઘેલછામાં જાય, તેમ ગંગા પણ ભાન ભૂલી અંધારી રાતે સત્યતાનું બળીદાન દેવા ચાલી, ત્યાં પણ વિપતી નડી.

---

# પ્રકરણ. ૧૪ મું

## અંધારી રાત્રિ–પોલીસ ગેટમાં ગંગા

રાત્રિના નવ વાગી ગયાછે. સર્વ લોકો નિદ્રાગાં તૃપ્ત થઇ ગયાંછે. ફક્ત તમરાં, દેડકાં આદીના સ્વર, પતંગીયાનું તેજ, ને રીગામાં કુતરાં શિયાળવાંના ભોંકાર સિવાય કંઇજ સંભળાતું નથી. નક્ષત્ર સ્તીર્ણથી ભરપુર છતાં કાળી અઘોરરાત્રિ ભયંકર લાગેછે. ચોરફાનસ લઇ ફરતા કાળા ડગલા વાળા સિપાઇઓ પણ મુનિવ્રત લઇ પોતાની બહાદુરી બતલાવવા ફક્ત પેહેલા પોહોરમાંથીજ ખૂણે ખોચરે છુપાતા, લાગ ફાવે તો હાથ મારવામાં પણ સામેલ થતાં ફરતાં' માલમ પડેછે.

નીચકિશોર "હવે શું થાય છે" તે વાટ જોતો બેઠો હતો. ઊંઘ વિચાર તરંગમાં આવી નહોતી, તે આ ગંગાને બ્હાર નીકળેલી જોઇ પાછળ પડયો. અતે રાત્રે કયાં જાયછે, તે જોવા ચાલ્યો, લાગ આવે દગાબાજી બીડવા, અને ગભરાયલી ઓરતને શરણ કરવા. પણ દાવ સાધ્યો. વાળીને કામ શુદ્ધિ હોય તો વડાભાઇ સુગ્રીવનીજ સ્ત્રિ પર કાં મોહાય? ગંગા ચાલી. પૂઠે ખૂની કિશોર ચાલ્યો. ગંગા નવલ સખીના માહમાં પેઠી. દરવાને રોકતા ગંગા જાણી જવા દીધી. ખૂની પાછળની પછીતે જઇ સર્વ સાંભળવા ઉભો

આવા સમયેનિર્દોષ ગંગા આફતની મારી પોતાનીસહીયરને ત્યાં ગઇ. પ્રભાકુંવર એકલીજ હતી, તેથી અંધારી ને મોડી રાત્રે પ્રથમ બારણાં ઉઘાડતાં તો ડરી, પણ ગંગાનો સ્વર અને આવે કટાણે સંભળાતો જોઇ વિસ્મયતાયે ઉઘાડયાં. અને ગંગાને અંદર લઇ કમાડ વાસી દીધું. ગંગાની આંખ રડતીજરહી...

"ગંગા! આવી મોડી રાત્રે અંધારામાં એકલી તું અહીં કેમ આવી?" વિસ્મયતામાં પ્રભા બોલી

"બ્હેન હું તને છેલ્લીજ ભેટ કરવા આવીછું." કહી, ગંગાએ ચાલુ આંસું છોડી દીધાં,

"પણ આટલું શું ગંગા?

"મ્હારા નસીબની ગીરદૈસી."

"જાણવામાં તો આવશે?"

"મ્હારા ધણીને કોણ જાણે કોઇએ ભંભેર્યા છે. ને તેમાં મ્હારી એક ચુક થઇ છે તેથી હવે મ્હારા સરદાર મ્હારો ગુન્હો તપાસી શિક્ષા કરવા બેઠા છે, પણ તે શિક્ષા કરવા પ્હેલાં મુદ્દો માગે છે, ને તે રજુ કરવા આ ટાણે ઘર બહાર કાઢી છે"

" એટલે! ગુન્હો શું! મુદ્દો શું! શિક્ષા શું? આ શું લવે છે, ગંગા?',

"બ્હેન, તું જેવી મારીલજ્જા વધારનાર થઇ, તેવી બચાવનાર થઈ જા, હુ ધણીમાં ઠગાણી છું. મ્હારા કાકાએ મારૂં જીવન ધૂળ મેળવ્યું છે. હું અધમ પાપીણી નારી દુનિયામાં હલકામાં ખપીશ, નિર્દોષ નાર મારી જઇશ, મારૂં કોઈ બેલી નથી, મને કોઈ ખમા કરનાર નથી. ઊંચે આભ ને નીચે ધરતી છે. હવે મ્હારો બચાવ ફ-કત ત્હારાજ હાથમાં છે. તારાથી મરવું ને ઉગરવું બન્ને છે. વધારે શું કહું? જો તારા હ્રદયમાં ઈશ્વિર વસે તો સાહ્યકર, નહીં તો છેલ્લી ઘડીના પ્રણામ. હું આશા રાખુંછું કે તું મારી માગણી ના કબુલ ક-રીશ નહીં.

"વારૂ, ગંગા બોલતો ખરી કે શું!

"ત્હારી પાસે નાં બોલું તો બીજે ક્યાં? જો પોપટને પોલીટી-

કલ ખાતામાં નોકરી મેળવવા મેં એમનાથી છાના દાગીના મુકી પાંચસો રૂપીઆ મોકલ્યા છે,

"ક્યાં દાગીના મુકયા?— આશ્ચર્યતાથી પ્રભાયે કહ્યુ.

"ત્હારે ત્યાં.

"મ્હારે ત્યાં? આ શું બોલે છે? કયારે? કોની પાસે! એ શું ગાંડા જેવું કર્યું છે, હેં! ગંગા?

"મ્હારા ભાગ્યે મને અવળી મત સુઝાડી છે. વીગત હું શું જણાવું? હમણાં મને કામ પાર પાડવાદે?

"ત્યારે તું શું કહેવા ઇચ્છે છે?

"ત્હારે ત્યાં મ્હારા દાગીના મ્હારા પિત્રાઈ મામાના છોકરાના નામે મ્હારા જેઠ કિશોરલાલની જામીનગીરીથી મારાં નામે ગુપ્ત ગીરવી છે. આ કાવતરૂં એ જેઠનુંજ છે. એ મને હમણાં ખબર પડીછે. પણ ભોળી અબળા? વિશ્વાસમાં છેતરાઈ. ઝેર જાણીનેજ પીધું. અસમંજમાંજ દુઃખ વોર્યું. અને હવે પશ્ચાતાપ શું કામનો? એ દાગીનાની વાત મ્હારા ધણીની પીડમાં તેને ન થઈ, અંતે આ વખતે તને પણ વાત કર્યા સિવાય હું ચીઠી લઇ ગઈ. તે પછી મ્હારી સાસુએ એમના કાન ભંભેર્યા, એટલે દાગીના માગ્યા. મેં આચીઠીને પેટે માગીના મુક્યા છે, એમ કહ્યું. તેણે લાવી રજુ કરવા ક્રોધ સાથે માગણી કરી. હવે કેમ કરવું?

"તેતો બહાર ગામ છે. ત્હારા દાગીના પરભારા માણસની જામીનગીરીમાં છે. અને તે તને જોઇયેછે. મારાથી તારૂં દુઃખ જોઇ શકાતું નથી. દાગીના ન મળે તો તું આપઘાત કરવા તૈયાર થાય છે, હવે હું પણ મુંઝાણીછું. મ્હારા પતિનો તો મને ભરૂંસો છે કે મારૂં કરેલું ઉત્થાપન નહીં કરશે, તોપણ વિચાર કરૂં તો તે દાગીના મારાથી અપાય નહીં, વળી એક તરફ નજર કરતાં, ને તારી દયા ખાતાં જા બ્હેન એ દાગીના તને આપીશ અને તે કદી મૂકનાર ધણી તૂત ઉભું કરશે, તોપણ ફિકર નહી, પણ દાગીના તું ઓળખસે?

"હા ઓળખીશ!" ફકત મોહનમાળાને ચંદનહાર બે વસ્તુજ છે.

"ઠીક છે, ચાલ અંદર—

બન્ને અંદર ગયાં. આ વાત છુપા ઉભેલા ખૂની કિશોરલાલે બહાર સાંભળી. અને વૈર લેવાના દરેક હથિયારો હાથમાં આવી ગયા લાગ્યા.ને હવે શું થાયછે, તે સાંભળવા ત્યાંજ ઉભો. પણ એટલામાં વિચાર આવ્યો ને તે વિચાર ત્યાંજ સફળ થયો. "સારૂં કરતાં વખત પણ ભુંડું કરતાં કદીજ નહીં"

પ્રભાએ તીજોરીમાંથી બંને દાગીના કાઢયા, ગંગાએ ઓળખ્યાં, પણ આપવા કહેવાયુ નહીં.

"ગંગા તારા ભાઈ ખાતર તેં તારા ધણીને ઠગ્યા, તેમ તારા ખાતર, હું મ્હારા ધણીને ઠગવાની કોશેસ કરૂં છું. પણ ફિકર નહીં. હું સમજાવીશ. તું લઇ જા, ત્હારા ધણીને સમજાવ. અને ત્હારી ભૂલ જાહેર કરી તે ગુન્હાનો એકરાર કરી પાપનો પશ્ચાતાપ કર્ય અને સર્વ સમજણ ઉતારી શાન્ત થા—

"હા મ્હારી ભૂલ થઈ છે, બ્હેન. મને ત્હારો ભરૂંસો હતો. ને તેમાં પણ મારી કરણી પ્રમાણે ઈશ્વિર મને સહાય થાત નહીં, પણ કોણ જાણે કયું પુન્ય આડું આવ્યુ હશે કે ત્હારા હૃદયમાં વાત ઉતરી. હવે થાય તે ખરૂં. હું પતીને સમજાવીશ, પગે પડીશ, ગુન્હાની માફી માગીશ, ભૂલનો પશ્ચાતાપ કરીશ પણ આવી ત્હારી અનહદ પ્રેમીત લાગણી, અમુલ્ય ઉપકાર, અનેક વેળાએ કરેલી મદદનો બદલો હું લાચાર, નિરાધાર અબળા કયારે વાળીશ? મને તેં મોતથી બચાવી છે. લાજથી ઉગારી છે. અને સંસારથી તારી છે. હું ત્હારે પગે પડું છું." રડતે કળકળતે વદને ગંગા નમી.

"બસ કર, હવે મ્હારાથી નથી જોવાતું ગંગા?" પ્રભાને દયાની લાગણી છુટી, અને આંખમાં પ્રેમનાં આંસુ આવ્યાં. ઉપકારના આવેશમાં નમ્ર થઈ ગઈ.

"બ્હેન હવે હું જાઊં? એ મ્હારી વાટજ જોઈ રહ્યા હશે. ત્હારી ચીઠી માટે ત્હારા પતિને સમજાવજે. તેને ખોટું લાગશે. પણ અસરગીના શા ભરૂંસા?

ફિકર નહી. જા અંધારી રાત્રિ છે. સંભાળજે, માણસ સાથે આપું? જોખમ છે.

"રામરાજ છે. મને અડચણ નથી. છાની રીતે જવાદે. ત્હારો પ્રેમ ઓછો નથી." "ગંગાના ભાગ્યાસ્તે તેણે માણસ લ્હેવા પણ ના પાડી.

"જેમ તારી મરજી. ફિકર ન કરીશ. સાહસીક ન થઇશ. ગંભીર થજે. સહનતા રાખજે. અને પડતો બોલ ઉંચકી લ્હેજે. ધણીને કચવાડીશ ના? સમજુને શું કહું?"

"વારૂ બાપુ? લે જઇશ. જો જીવતી હોઇશ તો મળીશ, નહીંતો મણીને સંભાળજે તેને ઓછાપો આવવા દઇશ નહીં. માતા તરીકે નો હોદ્દો તુંજ સંભાળજે, તેકદી મ્હારા માટે રડશે, તો તેનું શાન્તવન કરજે. ઇશ્વર તે અનાથ બાળકની સાર વાર કરતાં તને સંતાનનું ફળ દેશે. મ્હારી ખોટ તારાથી સરશે, એટલે મણીની હરકત નહીં. પતિને બીજી મળશે. અને સાસુને તો ટાઢે પાણીએ ખસ જશે, તને નહીં ગમશે તો મણીછે તેજ મને જાણજે. તારો બોધ મારૂં મન કબુલ કરેછે પણ આમા અનાદર કરતો જણાયછે તોપણ—"કાળેજ ખોલાવી ટપકતે આંસુડે. ને ફાટતી છાતીએ પ્રભાની ઉપર બેભાન થઈ પડી ગઈ. તેને પકડી લઈ પ્રભા વચ્ચે બોલી.

"ગંગા? ગાંડી થઇ? હોય. માણસ છે- થનારૂં થયા કરેછે. બનવાનું બન્યા કરેછે. સુખદુઃખ સર્વને આવેજછે. તું સમજુછે. વિદ્વાન છે. તુ ડાહી છે. તેં વાંચ્યું નથી કે કાળની ગતિ વિચિત્ર છે?

## ઉપજાતિ વૃત્ત.

શશી ઉગે ને રવિ આથમે છે,
બીડાયછે એક બીજું ખિલે છે;
હસે રડે જન્મ ધરે મરે છે,
પરંપરા એમ થયા કરે છે. (અંજની)

જા, બા, રડનાં. રાત્રિ ગઇછે. ઘેર જા. તું ગભરાયેલી છે. બેભાન છે. માણુસને લંઇજા? મારૂં માન્ય?

ના, કંઇ નહીં, હવેતો—

"જો ગાંડી ન થઇશ હો? સાહસીકતા તને સાતે ભવ નડશે,

ત્હારા વડીલનું કુટંબ તપાસજે. ત્હારાં ભાંડુને જોજે, ત્હારી કિર્તી સંભાળજે, ને પછી ગાંડાઈ કરજે.

"વારૂ બ્હેન. અત્યારે હું કંઇ કહી શકતી નથી. માફ કરજે. હું જઉંછું.

જા.—

ગંગા બ્હાર નીકળી. પ્રભાકુંવરે દુર જતાં સુધી દીવો રાખ્યો, ન દેખાઈ ત્યારે કમાડ વાસી અંદર ગઈ. ગંગાનાં -હૃદયભેદક વાક્યોએ અનિવાર્ય પ્રેમને ઉશ્કેર્યો. છાતી ભરાઈ આવી. દયાની લાગણીમાં બાળપણની સખીની સાહસીકતાએ દુઃખ ઉત્પન્ન કર્યું. તોપણ સહીયરપણાના ખરા પ્રેમમાં ઉછળતી મદમાતી પલંગપર પોઢી ઉપકારના અંધકારમાં અવનવા શિતળતાના શેરડા પડયા. અને બ્હેનપણીનો લાભ મેળવી મનને સંતોષ આપતી નિંદ્રાધીન થઈ.

વાંચનારબાનુ? નિર્દોષ ગંગાના સંકટમાં સાહ્ય થનારી પ્રભાકુવર જેવી સખી કોણ સુભાગીને ગમે નહીં? હેતસ્વી, નિતીમાન, ખરા દીલની. અને શરમાળ પુતળી કોને પ્રિયન લાગે. પ્રભા જેવી બ્હેનપણી તો કોઇકજ, અને હોય તો **બ્હેનપણી તે એજ.**

ગંગા બિચારી એકલી ચાલી. પણ અંતે અહીં એ ફસી. જેવી નસીબની અંધારી રાત્રી હતી તેવી આફતમાં પણ અંધારી રાત્ર—

નગ્રમાં દીવા બત્તીનો તો બંદોબસ્ત નહીં પણ પેહેરગીરો પણ લાંચીયા અને મગરૂર. તેથી કોઇ વખત બહુ જાતની ગડબડ થતી. ને તેને લીધે ખટપટ ઉઠતી હતી. તેમાં વળી જરા એસ્કી અને કામાંધી પછી તો પુછવુંજ નહીં. "ઘરમાં વાંસ ફરેતો હાંલ્લુ જડે નહીં" પણ બ્હાર બડેખાં. વાતો સંગ્રામો જીતી જવાની કરે, ને સામા લડવાની વાત આવે ત્યાં ખુણો શોધે, પગાર પાંચ કોરી ને ખરચ પચાસ કોરી. કેમ નીભે? નક્કીજ કંઈ ઉથલપાથલ કરવીજ જોઇએ. તેથી લાલચમાં ફસાઈ અવળે માર્ગે ઉતરે અને અજાણ્યા થઈ પોતાનો સ્વાર્થ સાધે. ને ઘણું કરી રાત્રિનાજ સારૂં ભક્ષ મેળવે.

ગંગા બિચારી દાગીના લઈ જેવી માર્ગમાં પળી તેવીજ ખુનીએ જોઈ. અને જો "દાગીના લઈ જશે તો પોતે રચેલી બાજી રદ જશે"

એમ સમજી તુરત પોતાનું વેર લ્હેવા એક યુક્તિ શોધી કહાડી.

જેમ દમયંતીના દુર્ભાગ્યે કળી જે ફસાવવાનાં કામ કરતો હતો, તેમાં સફળ થતો. તેમ આ ખૂની ગંગાને જે ફસાવવાનાં કાવતરા રચતો તેમ સત્વર તૈયારજ થએલાં દેખાતાં હતાં. એટલું છતાં એક મંડાણના કામમાંજ પછાત પડયો હતો. પણ આવી રીતે ફત્હેમંદ થતાં તે બદલો વળેલો સમજતો હતો. કાગળ લખવાની પણ અસર થઈ દેખાઇ, દાગીના મુકી **નવલ**ને તેમની દુરાચારી સ્ત્રિની વર્ત્તણુક ખરી બતાવવામાં ફાવ્યો, અને આ દાગીના લઈ નિર્દોષ ગંગા જતી હતી તેમાં પણ ફળીભૂત થયો—અને અભાગી ગંગા અહીં પણ ફસી.

પોલીસની રોન ફરતી હતી. પોતે એવાંજ કામ કરતો હતો. ને હાથનો છુટો હોવાથી લાલચુ સિપાઇઓને ખટાવ્યા કરતો. તેથી તેમની પણ મુઠી હાથમાં હતી. એટલે તે લોકો માર્ગમાં મળતાં તુરતજ ગંગાને પકડવાની પ્રેરણા કરી દીધી. નહીં વડીલની શરમ રાખી, નહીં ભ્રાત સ્ત્રિની મર્યાદાની બીક ધરી, નહીં લોકાપવાદ માટે ડરી, નહીં અબળાને અકાળ તહોમત ચડાવવા ડરી, મદનમાં મદોન્મત થએલો ફ્રીમાંથી પોતાની એબ ઉઘાડી કરવા પોતાનાંજ માણસને તરકડા ને હાથ સોપવા નીચ અધમી પુરૂષે જરાએ ગમ ન ખાધી."

સિપાઈઓના કાન ભંભેર્યા. પણ નાયક નિષ્પક્ષાપતી, નિસ્પૃહી ને દયાળુ હોવાથી અને અનિતીનો દુશ્મન, ને લાલચુ લોકોનો કાળ હોવાથી તે સિપાઈઓને ગુન્હો ખરો કરાવા માટે બહુ ચોપ રાખવી પડી. વળી એ ખૂનીએ ગંગાને મુદ્દાસહ બતાવી દીધી, તેથી તો બમણું જોસ આવ્યું, અને ગંગાને પકડી. "વાંદરાનેવળી દારૂ પાયો" જાતે તરકડા, ગંગા ખુદના આસ્કી, અને તે હાથમાં આવી તેને કેમ છોડે? ભાવતું હતુ ને વૈદે કહ્યું. વળી આવેળા તો "મામાનું ઘર ને માં પરીસણે" એવું દેશી કહેવત મુજબ તે લોકોને થયું. ગંગાને બતાવી નિરાંત કરી અજાણ્યો થઈ જ્યાં **નવલશંકર**નો વડીલ ભાગીયો પોતાને ત્યાં સૂતો હતો, ત્યાં આવી છાનો માનો

સુઇ ગયો. પણ ગંગાના વિચારમાં તેને ઊંઘ ન આવી. "અને હવે શું થાયછે" તે ચિન્તવનમાં ધરાયો. દેખતાં ઊંઘેલો લાગવા માંડયો. પણ ગુપ્ત જાગૃત જણાયો. પણ તેતો પોતાની ઉમેદમાં છેવટ સુધી હાથ ઘસતોજ રહ્યો અને ગંગાનેતો પ્રભુ સાહ્ય થવાથી સ્વેચ્છાએ પળી. ગંગાને સિપાઇઓએ એકદમ પકડી. ધમકી આપી. ગંગા દબાઇ ગઈ કાળીરાત્રીએ પુરૂષો અને તેપણ તરકડાના હાથમાં આવવાથી બકરૂં વાઘના મોઢામાં પેસવાની સ્થિતી થઈ ગઈ. બોલી શકી નહીં,

તુંમેરી પાસ કયા હય? તુંમ કોંનહય"? સિપાંઇએ સામે આવી દમ માર્યો.

કંઈ ન........અટકી ગઈ, બોલી ન શકી. થંભીજ રહી.

"તુમ કોન હય? બોલો નહીતો કેદ કરેગા. "હું એક સ્ત્રિ— ફક્ત છેવટ એટલુ પણ કંપતાં બોલી બંધ થઈ ગઈ.

"રાત કા બખ્ત મેં ઓરત જાત કહાંસે!" **ચોર પ્રાનસ** ગંગાના મુખ પર ધર્યું. મનોહર મુખકમલ જરા પાંખડીથી કરમાયલુ છતાં નેત્ર રૂપી પાંખડીઓ એવી ચળકાટ મારતી જણાઈ કે જોતાંજ કામાંધીઓ છળી ગયા. તો પછી તેને છોડે કેમ! આવેશમાંજ વધારે ધમકી આપી ગભરાવીજ દીધી "પકડવા માંડી અંધારી રાત્રે કોણ બેલી?

"મને ન બાધો. હું બૂમ મારીશ," દુર ખસી વિક્રાળ બની, ભ્રમર ગંભીરપણેજ ગંગા બોલી.

ચુપ? ચોરીકા કામ કર કે ડરાતી હય કયા? વાહરે તુ—ચલ કાઢ તેરી પાસ કયા હય?" કાંડુ પકડવા ગયો.

"દુર રહે તરકડા; ખબરદાર? તું હજી શિયાળીયાંના દરમાં ગયો છે, પણ સિંહસ્થાનમાં આવ્યો નથી, તેં હજુ ઊંદરના દરમાં હાથ નાખ્યા છે, પણ નાગ રહેઠાણ જોયાં નથી. તું એમ સમજે છે કે નિરાધાર અબળા પર ફાવી જઈશ, પણ ખબરદાર. આડી આંગળી બતાવી તો તારી વાત તેં જાણી. જ્યાં સુધી હું બોલતી નથી, ત્યાં સુધી છુટનો લાભલેછે? કેમ? આબરૂમાં રહે. નહીં તો વગર મોતે મરશો, એક રાત્રિના વખતમાં અબળાને ફસાવવાની જે કોશેશ કરી તમારી

અઘટીત ઉમેદ પાર પાડવા ધારો છો, પણ યાદ રાખો કે તેમાં તમે સદાના નિષ્ફલ થવાના છો એટલુંજ નહીં પણ શિક્ષાપાત્ર, અને બહુ હદ બહાર જશો તો પ્રાણ બચવાની આશા રાખવી ફોકટ જશે.

"ક્યા ગાય કે ડરાનેસે સાવજ ડર કર ઝાડી મેં ઘુસ જાયગા ક્યા? યેહ?

"જાઓ ગડબડ ન કરવી, મને તું ઓળખતો નથી. જો મારી કંઈ છેડ કરી તો નક્કી જાણજે કે તારો પ્રાણ અહીંજ જશે.

"અબે ચલચલ તેરે જયસી બહોત રંડીઓ આતી હયે રાત્રીકા બખતમેં કોઈ યાર કે વહાં જાકે હમકો ડરાતી હય ક્યું? હમેરેકું ક્યા કરના હય. વાલીશાન આલીકા હુકમ સેં તુમકો ગેટમેં લે જાયગે ગડબડ કરોગે તો બાંધ લેયગે. તુમ શાહુકાર હોયા, ચોર હો, નેકદાર હે યા છીનાળ હો, હમકો પરવા નહીં. અગર હમારા કામ હમ બજાયગા. ક્યુ છોડ કે નહીં જાયગા. એક જમાદારે વચ્ચે પડી ગંભીરતાથી કહ્યું.

"અરે દેખો ઓ છુપાતી ક્યા હય? ગંગાનો હાથ ખેચ્યો.

"ખબરદાર ઓ નીચ? ચંડાળ જાતનો પુરૂપ થઇ સ્ત્રિના અંગ પર ધસી આવતાં શરમ થતી નથી? કદી તને તારા સરકારનો હુકમ હોય, અને હું ગુન્હાયત હોય, તો હમે જાણેજ આલીએ બાકી તમે લોકોને જરા પણ પાસે આવવાનો અધિકાર નથી. દુરથી વાત ન કરો.

"તેરે અબી હમેરી માગણી કે તાબે હોના પડેગા

"ત્હારી હેવાનીયત માગણીને તાબે થવા અગાઉ જરૂર હશે તો હું મારે કીરતારને તાબે થઇશ પણ તમે અધમ પાપીઓને તો કદી હાથ નહીં મળીશ.

"યેહ! ક્યા બાત હેય? તીર કે દાનેકી માફક કરશે તડોતડ બોલ કે બાણ છુટતે હય? યાર અયસી નાજની કો તો ઊડાનાં ચાહીયે.

" ચુપ રહે વધારે લવારી કરી તારી પાપી જીભને નર્ક કુંડમાં ન નાંખ્ય. તારૂં કંઈ વળવાનું નથી. ચાલ રસ્તો આપ, જવા દે મને—" રોબમાંજ ચાલવા માંડી.

અને જેમ દાનવોનો ધ્વંશ કરવાને આપોઆપ ભવાનીનુ પ્રચંડ રૂપ ધરી ટટાર થઈ હોય, તેમ દેખાતી દુખિયારી છતાં મહાસત્વ તેજના આવેશે મગરૂર બની દૂર ચાલવા માંડી.

ઓ? ચલી હય કહાં? અબતલક શર્મ રખી, અભી લ્હે; ક્યા કરેગી? "ઓ ક્યા હય?

દાગીનાતું પોટલું પડી જતાં બીજાએ ઉંચક્યું. અને પૂરાવો હાથ આવ્યો. ગંગાપર હવેતો નક્કી ફાવ્યા જણાયા. ખૂનીએ કહેલ હતું પણ ગંગાના રોબ ને તેજમાં દબાઈગયા હતા, તેથી બોલાયું નહોતુ. પણ હવેતો આ દાગીનાથી ચોરીનો અપવાદ ઢોલી પાડવા ગગાને પકડી.

"એ દાગીના કીસકા હય? સિપાઇઓ? યેહી ઔરતકો કબ્જ કરો?

"મારા છે. મને ન પકડો. દુરથી વાત કરો.

"તુ ચોર હય? અભી હમ નહીં છોડેગા" કોમળ હાથનું કાંડું પકડી તરકડા હરખાવા લાગ્યા.

"હું ચોરછે તે સાબીતી કરાવી આપવી પડશે. અને તે આપવા પહેલાં હું ઓરત જાતની આબરૂનો જવાબ દેવો પડશે તે જુદો. મને છોડો. ખરો ગુન્હો પકડાયા સિવાય શકદાર માણસ છતાં પણ આબરૂદાર અને તેપણ ઓરત જાતને અંધારી રાત્રે પકડી અંગપર ધસવાનો તમારો અધિકાર નથી. હું બૂમ પાડીશ.

ચોર હોકે બૂમ પાડેગી, તો ગુન્હા સાબિત હોનેકા ઓર કારન હય. શાહુકાર હે, વોજ દીખલા દેતા હય કે રાતકી બખત ઔરત જાત બહાર રઝળતી ક્યસીં હય. ગેટમેં નાયકસી બાત કરના. ચલો. રાતકા બખત હય, તેરા અહીં કોન હય?

"મ્હારો પરમેશ્વર છે. ને તે પ્હેલાં મ્હારો સત્યવ્રત આત્મા સાક્ષી છે. કોઈ નથી એમ જાણી તમે શું કરવા માગોછો?— કહો ત્યાં આવવા તૈયાર છું. પછી શું? "સત્યતા જાળવવા ઝનુન ચડાવી બોલી.

"અચ્છા, હમકો મત બોલના, ચલો." ગંગાના જોરસેતો નહીંજ. પણ તેમનાં ઉપરી નાયકના દમથીજ વગર છેડવે અંધારી રાત્રે ગ-

ગાને લઈ પોલીસ ગેટમાં તરકડા ગયા. નિર્દોષ ગંગા રોષમાં બોલી પણ અંતે કંઈ ન ચાલ્યું. તીરંદાઝ તરકડા બોલી દરાજ ગૈરીથી જરા પણ ન ડર્યા, અને પોતાની નીચ ઉમેદ પાર પાડવા નિરાધાર અબળાને કાળી રાત્રે બાર વાગે આબરૂદાર સ્ત્રિની દરકાર કર્યા સિવાય ચોકીમાં બેસાડી દીધી. નવલ બીજા કામમાં ગુંથાયો. અને તેમાં તો ગંગાને પણ વીસારી દીધી, તે પણ કંટાળેલો હતો, અને વળી તેને તો ગંગાની દરકાર હતીજ નહીં. ઉલટો એતો ગંગાની ગેરહાજરીનો લાભ શોધતો હતો. અને વળી તેમાં વધારે પુષ્ટિ મળવાનો દાવ હાથ આવ્યો. એથીતો એકાએક ઝેર ભળી આખા અંગમાં પ્રકાશી રહેતાં છેવટે ગંગાને યાદ કરી તેપણ તેમની હાણી માટે. ગંગા બિચારી પોલીસગેટમાં પડી રહી પણ કોઇએ ભાળ ન કહાડી. પરમેશ્વરે પણ નિતીમાન નારીની સાર ન લીધી!! ક્યાં રસિકનો પ્રેમાલય ને ક્યાં પોલીસગેટમાં ગંગા?..............

ક્યાં જીવન રક્ષક કાન્ત અને ક્યા પિયરની પ્રભા, ક્યાં પોતાની પતિવ્રતતા, અને શી નશીબની ગીરદેશી, ગંગાની આફતનો એક તરફ ગેટમાં આભ તૂટયો તો બીજી તરફ પરમેશ્વરે તેમના પતિ નવલશંકર-ને વ્હેમમાં વ્હેમ નંખાવી દુર્ભાગી દુનિયાના અવળા માર્ગ પર ચડાવ્યો. ગંગા બિચારી અહીં લાજ મર્યાદામાં ઝુરવા લાગી, તો પતિના હૃદ-યમાં એક રીતે કુછંદી થવા લાગી. અને એક તેમની કમનસીબીનો લેખ પતિના હાથમાં આવતાં, હતી તેથી બમણી દુઃખને પાત્ર થઈ અને તદન ભાગ્ય ચંદ્રનો ગ્રહણ યોગ થયો—

આફતમાં આફત ભળે, દુઃખાવસરમાં દુઃખ;
એક ઉપર બીજી વધે, ભૂખાવસરમાં ભૂખ.

---

## પ્રકરણ ૧૬ મું.

### ભેદીત લેખ.

### ભુલમાં ભુલ, કાંટામાં ફૂલ.

સંસાર સુખની સમાપ્તિ પછી વૈરાગ્ય માર્ગ મલી શકેછે. પણ

સમાપ્તિ કેવા પ્રકારે થાયછે? ભર્તૃહરીને વૈરાગ્ય તેજ સંસારનો સંપુર્ણ અંક છે. ને તેમજ આપણા **નવલશંકરે** વિચાર્યું છે. હ્હેમનાં વાદળે ભાગ્યભાનુને ઢાંકી દીધો, અને ક્ષણિક જગતના મોહને ફક્ત સ્ત્રિના કૂટીલપણામાંજ ત્યાગ કરવા ધાર્યો. જાતે અલ્પજ્ઞાની છે. ખરૂં કારણ જાણ્યું નથી. પણ તેનાં પ્રારબ્ધેજ એ માર્ગ બતલાવ્યો છે, એટલે જ્ઞાનની પણ જરૂર નથી. આલસ્યથી ઉદ્યમ કરવા ન ગમે તો ભેખ ધારણ કરેછે. સંસારમાં રહેતાં જ્ઞાતિના ભારી કરથી સ્ત્રિ નમળે તો યોગી થાયછે. બહુ જાતનાં કષ્ટો અને આફતો આવે છે, તો કંટાળી વૈરાગ્ય ઉત્પન્ન કરેછે. અને કાંતો સ્ત્રિના કુચ્છંદો કાન તળે આવેછે, તો સંન્યસ્ત પદ પ્રાપ્ત કરે છે.

ન્હાસી જવું એ નિશ્ચય હતુ. કેમકે પ્રભાત થતાં લ્હેણદારોની ધમાલ પડવાની હતી. અને એકે ઉપાય મલ્યો નહતો. કેમકે અમૃતલાલની આશા હતી તેમાં છેલ્લે નિષ્ફળ નીવડયો હતો. પણ જ્યારે ગંગાએ આશ્રય આપ્યો, ત્યારે જીવન દોરી ટકાવી સંસારને સાધ્ય કરવા ઇચ્છા ધરી હતી, પણ એટલામાં તો સવિતાગવરીએ ભંભેરી આકાશ જેટલો ઉન્નત કર્યો, અને ગોપીચંદની માતા મેનાવતીએ નિતી બોધ આપ્યો હતો તો આ માતાએ અલ્પજ્ઞાનનો માર્ગ દેખાડી ભ્રમિત પુરૂષને ભમાવ્યો. તે પછીના વિચારે એકદમ ઘરબાર છોડી ચાલી જવા ધાર્યું હતું. પણ લાગ ન મળતાં સ્ત્રિ પર મૂકેલાં તહોમત ખરાં કરી, ગંગાને કંઇજ તદબીરે દેશપાર કહાડાવી અગર સંસારથી પણ જો બને તો ટાળવી હતી. એકલી ઓરત જાતને ભયંકર કાળરાત્રિએ બ્હાર મોકલી તેમાં અવશ્ય અંદરનું કારણ તો હોવું જોઇએજ. એ વાચક? તું નહીં કબુલ કરશે? અને જો કરશે તો ગંગાની ગેરહાજરીનીજ તક લ્હેવી એતો ખરૂં? તથા જો એ ખરૂં હોયતો પોતાને ચાલી જવા માટે અને તે પ્હેલાં પોતાની ખાત્રી સારૂ ગંગાનાં ગુપ્ત કામો માટે આ સમય શોધેલો નહીં કહેવાય?

ગંગાના જવા પછી પોતે પોતાની દરેક મિલકત નિશ્ચિંતપણે લખાવા બેઠો કેમકે હવે તે નિર્ભય બન્યો હતો. ગંગા ફરી જલદી આવે

એ તેને ખાત્રિ હતીજ નહીં. પોતે જે દમ માર્યો હતો, તે "મેં ધણીની ફર્જ બજાવીછે" એમ માનતો હતો. અને એમ કહી તેમનાં કર્તવ્યનો પશ્ચાતાપ તેના હાથેજ આત્માઘાતથી કરાવવા ઇચ્છતો હતો. અને તેથીજ એજ પ્રમાણે બન્યું માનતો હતો. દુકાનો તથા ઘર વીગેરેની નોધ કરી. લ્હેવા, દેવાનો ફાળો ઉતાર્યો, અને ગંગાને માટે પોતાના અભિપ્રાય, તેનાં કર્તવ્યની પોતાથી થાય તેટલી શિક્ષા, જેમ હેકટરે ખૂદ બર્થાને તેના કર્તવ્યનો લાભ આપ્યો હતો તેમજ માની મજકુરને લાભ આપવા લખ્યું. અને છેવટે ગંગાની પેટીમાં શું શું દાગીના છે, તે જોવા ઇચ્છા કરી. કપડાં તપાસ્યાં, દાગીનાનો દાબડો જોયો તો કંઇ ન મળે. ફકત એક ચીઠી મળી અઅને તે વાંચી. જે ચીઠી યોગ માર્ગે લ્હેવામાં ગંગાનું ખૂન કરવું, નાબુદ થયું હતુ. તે આ ભેદીત લેખથી એકદમ ઉત્પન થયું. અને એકાએક મગજ ચડી આવ્યું.

The Wise and prudent Conquer difficulties
By dårieg to attempt Them, sloth and Folly
shiver and shrink at shight of Toil and danger,
and make the impossibility They Fear—Rowe

"વિવેકી અને દુરદર્શી હોય છે, તે કઠીણ કાર્યો કરવાના સાહસથી તે કાર્યોને જીતે છે. પણ આલસ્ય અને મૂર્ખતા છે. તે શ્રમને અને ભયને દેખીને, ધ્રુંજે છે અને સંકોચાય છે; અને એમ થયે જે અસાધ્યતા સારૂ તેઓ બીવે છે તે પોતેજ ઉત્પન કરેછે."

અસ્તો. ન. દ.

આ ભેદીતલેખ એક પત્ર[1] હતો, જેમાં ગંગાએ ભૂલથાપ ખાધી તેમાં આ વખતે **નવલશંકરે** ભૂલમાં ભૂલ કરી. પત્ર વાંચ્યો. અને અનુમાન કર્યું કે "આ રંડાએ પોતાના યાર ઉપર પત્ર લખ્યોછે

૧ પાંચમાં પ્રકરણમાં વિદ્યાકુંવરીએ મુંઝાઇથી ભૂલ કરી પોતાના પતિનો પત્ર ગંગાઉપર બીડયો હતો. અને ગંગાને જે **નવલશંકર**માટે વ્હેમનું વાદળ ચડી આવ્યું હતુ તે પત્ર હતો. જેમાં નામ નિશાન ન હોવાથી દરેક જણને ઘોટાળો થતો હતો.

અને તે ચાલી જવાનીજ છે.” પત્રમાં પણ તેવુંજ વિજ્યાકુમારીએ લખ્યું હતું. પણ તપાસ કોણ કરે? એવા સંયોગો મળી આવ્યા કે એકજ પત્રે દમ્પતી વચ્ચે અનહદ વ્હેમનું ખેંચાણ થઈ ગયું. **નવલ** ખૂની બન્યો. સર્વ વ્યવસ્થા કરવી છોડી દઈ ગંગાને હાથ કરવી. અને તેને ઠાર કરી પોતાને પણ ત્યાંજ મરવું, નિશ્ચય કર્યું. પોતે આ-ગળ એક પત્ર લખ્યો. હતો, જેમાં કેટલીક હકીકત જાહેર કરી તે પત્રને ચો-કસ વખતે બ્હાર કાઢવા જણાવ્યું. અને દાબડામાં મૂકી એકદમ ગં-ગાની પાછળ પડયો. રાત્રિ બહુ ગઇ હતી. ત્યાં મણી બાળક સુતો હતો. નીચે જોતં ગવરી માતા પણ પાછળના ખંડમાં ઘોરતાં હતાં. તેને ન પૂછતાં–કે જાણ થવા ન દેતાં એ તકનો લાભ લઇ ગંગાએ અડકા-વી મૂકેલાં બારણાં ધીમેથી ઉઘાડી ચાલી ગયો.

માતાની વાતપર લક્ષ ખેંચ્યું, તેમાં આ પત્રે વધારો કર્યો; સાહસીક માલેકે વગર પુરાવે ને વગર ખુલાસે સ્ત્રિનું ખૂન કરવાનું જોમ ચડાવ્યું. રાત્રિએ વાળુ બંધ રહ્યાં. ગંગાની ભાગ્યદશા ફરી. ર-સિકચંદ્ર પાસે ન્હાસી જવાનું તોહમત મુક્યું. પણ તે માર્ગે પળતાં પ્હેલાં બંનેને ઉમેદમાં રહેવા દેવાજ **નવલે** પુંઠ પકડી પોતાનાં વ્યા-પાર કાર્યોમાં ચિત્ત ન ઘાલ્યુ. સવિતાગવરીને જાણ ન કરી. ઈંદુ-લાલને ભાવલપુર પૈસા લ્હેવા મોકલ્યો છે તે યાદ ન આણ્યો. અને નિર્દોષ બાળક મણી માટે તો વિવિધ જાતની કલ્પના પેદાકરી. “ગંગા બગડેલી તેનાં સંતાન કેવાં હશે, કે પ્રેમ કરવો” એમ આત્મ વિચાર થયો. ઘરની, કુટંબની, કે દેશની વા સરકાર, દરબારની અને છેવટે સ્ત્રિ-હત્યાના અને પોતાના આત્મઘાતના પાપની પણ દરકાર ન કરી, રાત્રિના બારવાગે ભિખારીના વેશમાં હાથમાં છત્રીમાં ગુપ્ત રહેતી કટારી લહીને બહાર નીકળી ગયો. કોઇને ખબરનપડી. ચોતરફ કાળને દેખવા લાગ્યો. અને મારવું ને મરવું એજ નક્કી કર્યું. ગંગાનો ક્યાં અને શી રીતે પત્તો મળે; તે મેળવવા ચાલ્યો. લ્હેવા દેવાની વ્યાધીએ પ્રથમ ઉશ્કેર્યો, ગંગા વ્યભિચારણી થઇ ન્હાસી જાય, તે બીજું કલંક ચડશે ધાર્યું. અને જીવતાં સવાર સુધી નગ્રમાં કે પ્રદેશ રહિશ તો લ્હેણદારો જેલમાં નંખાવશે તે અધિક સંકષ્ટો ભળ્યાં, સન્યસ્ત

થવાનું ગાંઠી વાળી છેલ્લો માર્ગ નિશ્ચય કર્યો. રસ્તામાં સિપાઇઓ પકડશે, કદી ગંગાને મારી પોતે મરતા પ્હેલાં સપડાશે, તો રીબાઈ ફાંસીએ લટકવું પડશે, તે ભાન ન રહ્યું. અને કુલીન કુટુંબનો આબરૂદાર નબીરો વગર કારણોએ આવું સાહસ કરવા બેઠો. કોઇએ ન વાર્યો. ફક્ત આત્મા અંદરથી દુઃખાયો. પણ એટલું ખૂનનું પ્રબળ વધ્યું કે તેમાં આત્માથી કંઇ વારી રખાયો નહીં. અન્તે ઘર બહાર નીકળી ગયો. માર્ગમાં પણ નીચેના વિચારો આવ્યા.

"ઇંદુલાલ ઉમર લાયક છે અને ડોશી હૈયાતછે એટલે મ્હારી" "ગેરહાજરીમાં તે ચલાવશે. મને સુવેલો કે ગુમ થયેલો જાણશે એટલે" "થોડો વખત આંસુ પાડી બેસી રહેશે. કદી હમારી મરેલી લાસ જા-" "હેર થશે, એટલે વધારે શક જશે પણ "ચાર દહાડાનું ચાંદરણું" "પેઠે થોડાજ વખતમાં તે સર્વ કળાહોળ બંધ પડી જશે. આપણે" "હવે દેશની દરકાર નથી. સંસારની પરવા નથી. લ્હેણદારો તેની મેજે" "ગમે તેમ કરશે. વ્યાપાર કારભાર ઇંદુ ગમે તે માર્ગે ઉતારશે. આ-" "પણે નિર્ભય થઇ સુખી થશું" એ ઉત્કૃષ્ટ ગણી "ખૂન ખૂન ને ખૂન" એજ શબ્દને વધાવી લેવા બસ આત્મદ્રોહી ખૂની **નવલ** કાંટામાં એક પડેલાં ફૂલને ચુંટી ચોળી નાંખવા ભૂલમાં ભૂલ કરી. ગંગાની તેમની ભૂલ બતલાવવા ભેદીત લેખ પોતાની પાસે રાખ્યો. પોતે જે કર્તવ્ય કરે છે તેનું પાપ આ પત્રથી ગંગાને શીરે ચડશે એમ માન્યું. શુક્લ કુટુંબનું સત્યાનાશ વાળવા બેઠો. જેના વ્યવહાર ને કીર્તિનો ચંદ્ર એટલો તેજ મારતો કે જોનાર વર્ગ અંજાઇ જતાં તેના સપુત્રોથી આજે અસ્ત થએલો જોવાને તેના શત્રુઓ ભાગ્યવંત થયા. એક સ્ત્રિ પર અપવાદ મૂકયો. અને તેનાજ માટે મર્ણ થયું એવો મનસ્વી લેખ સિદ્ધ કર્યો. પણ ખરૂં કારણ લ્હેણદારોનું છે એ કદી પણ હૃદયમાં ન વસ્યું. તો લોકો શું વધુ શક લહે?

આખું નગ્ર નિદ્રામાં ઘેરાઈ ગયું હતું. રાત્રિ અંધારી ઘોર કે માર્ગ પણ ન સુજે, તો સામું યા આસપાસ માણસ હોય તેતો ક્યાંથી જણાયજ, તેવે વખતે છુપાવેશમાં **નવલશંકર** પ્રથમ તો પ્રભાકુંવરના ઘર બાજુીજ શોધ કરવા જઈ ચડયો. આ વખતે નિ-

હોય બિચારી ગંગા પોલીસ, ગેટમાં રડવડતી પડી હતી. **નવલ** ગંગાને ભેટવાની તજવીજમાં પડ્યો, તો ગંગા **નવલને** મોઢું ન દેખાડવાની તદબીર કરવામાં ગુચવાણી. અંતે તે સફળ થઇ પણ **નવલ** તો ભટકતોજ રહ્યો. આ વખતે બરાબર રાત્રિના બે વાગ્યાની આલબેલ પોલીસગેટમાં થઈ હતી. અને ગંગા તે વખતે પોલીસ ગેટમાંથી નીકળી એકદમ ગામની બહાર નીકળી જવા નાસતી દોડતી હતી. વાચક? તે ગેટમાંથી કેમ નીકળવા પામી હતી? ભાગ્યના અસ્તોદયે.

---

## પ્રકરણ ૧૫ મું.

(અસ્તોદય.)

**નવલ ગંગા.**

**રાગ જંગલો.**

ભાગ્ય ભ્રમણમાં થાતું તત્પર, ઉદય અસ્તમાં અચલિત તુંરે
એ નિત ચલિવા ખાતુંરે, ભાગ્ય ભ્રમણમાં થાતું તત્પર,
દેખિ ભાગ્યોદય ઉન્મત ના થા, વિઘ્ન ભમે ન કલાતુંરે.
એ નિશ્ચય માની તું મનમાં, સમ રહી હરિ ગુણ ગાતુંરે.
ભાગ્યભ્રમણમાં.

**અસ્તોદય ન. ૬.**

**सुखं वा यदि वा दुखं, प्रियं वा यदि वाऽप्रियं**
**प्राप्तं प्राप्त मनुभवेत् हृदये ना पराजितः ॥**

Though Forturis malide my state,
My mion Exceeds the Compass of her Wheel.
Shakashpeare.

પોલીસ ગેટમાં આલસુ અને અધમ તરકડા જાતનાકેટલાક સિપાઈઓ, ધવાયલ', કાયર, ને બાયલા પુરૂષ પેઠે ઘોરતા પડ્યા છે. અને નાયક અફીણની લ્હેરમાં હુકકો ગગડાવતો અહીંથી તહીં ડોલતો ઝોકા ખાતો બેઠો છે. એટલામાં મહાસતી દ્રોપદીને લઇ દુઃશાશન જેમ દુર્યોધન કને દાખલ થાય તેમ આશક થયેલા નીચ તરકડા પોતાની

ઉમેદ નિષ્ફળ નીવડતાં દુખથીજ જોવા અંતે રાજી થતા ઉમદા ખવાસની નારીને બાંધી અંદર લાવ્યા. નાયકે ખડખડાટના અવાજથી બુમ મારી તેવોજ મોઢેથી શોર કરતા સિપાઇઓ ઉપર આવી માધવની સ્ત્રિ રૂપસુંદરીને રાજા કરણની આજ્ઞાથીજ કેમ જાણે સોંપતા હોયની? તેમ રજુ કરી, નાયકને વૃતાંત જણાવ્યું. એટલે તે સ્ત્રિને ગેટની એક ઓરડીમાં બેસાડી તે લોકોને ચાલી જવાનો હુકમ આપ્યો.

નાયક નીચ ખસલતનો હતો. પણ તેનો રોબ એવો હતો કે ગેટમાં કોઇથી તેના સન્મુખ ચડી લવારી કરી શકાય તેમ નહતુ. તે આવાં નીચ કામો માટે બહુ તત્પર રે'તો હતો જોકે આ વખતે અફીણની લ્હેરમાં એકદમ જુસ્સો આવવાથી સિપાઇઓને ચાલી જવા હુકમ આપ્યો હતો. પણ સિપાઇઓના મનમાં નાયકને એકલેજ સ્ત્રિને હલકે માર્ગે ઉતારવાની મરજી હોવાનું આવ્યું હતુ. એથી ખાવું નહીં તો ઢોળી નાખવું, એમ ધારી હુકમનેત બે થઈ બ્હાર જતાં ગેટની ઓરડીનું બારણું બંધ રાખવા બદલે ઉઘાડું મૂકી, દરવાજાનું બારણું પણ ખુલ્લુ કરી ગયા. અને તે ટોળીમાંહેના એક બે સિપાઇ નીચે રહી આજુ બાજુ ફરવા લાગ્યા. તે એવી મતલબથી કે નીકળી જવાનો લાભ પેલી સુંદરી લહે, તો તે બ્હાર નીકળતાં સપડાવી તેની લજ્જા લુટી શકાય. પણ તેતો પોતાની ઉમેદમાં સદાના ઉમંગીજ રહ્યા.

સિપાઇઓ નીચે ગયા અને ગંગા. તુરંગની કોટડીમાં બેસી મોહોટા વિચારમાં ગરકાવ થઈ, નીચ તરકડાના હાથમાં સપડાતાં પોતાની આબરૂ કેમ રહેશે એ ચિન્તા પેઠી. પોતાના દાગીના સ્વામીને બતાવી ખુલાસો કરી ત્હોમતથી નિર્દોપ થવાનું મુલતવી રહ્યું. ને તે બદલે તો લોકોમાં વગર અપરાધે ફજેતીના વાવટામાં ઉડવાનું જાહેરમાં આવ્યું. આ કરતાં મરવું ઉતમ લાગ્યું. પણ એમ મરતાં ધણીને તો તેના મૃત દેહ ઉપર પણ કલંકની નજરથી જોવાનું રહે તેમ ભાષ્યું. તોપણ અહીંથી છુટયા પછી વિચારપર મુલતવી રાખ્યો. પરંતુ "નીકળવું શી રીતે?" એ ઉપાય શોધવા બેઠી. અફીણી નાયક ગંગાની વાત કેફમાં વિસરી ગયો. ને ગંગાના ભાગના ઉદયે તો નહીં, પણ અસ્તેજ ત્યાં નિદ્રાવશ થઇ લટી ગયો.

તેથી હવે તો સ્વતંત્ર દેહ કરી મનેચ્છિ કરવા ધાર્યું,

ચોતરફ જોયું. તો ગળે પાસ નાખવાનો ઉપાય ન મળ્યો. બ્હાર આવી તો ઢોલીઓ પડયો હતો પણ પાટી કેમ કહાડી શકાય? કોઇને ખબર કર્યા વિના આત્મઘાત શી રીતે બને? તે ગુચવારામાં પડી. સર્વને નિદ્રાધીન જોયા. આસપાસ તપાસતાં નીચેના દરવાજાનું બારણું ઉઘાડુ દેખાયું, તુરત ધીમે રહી નીચે ઉતરી ગઇ ને અંધારામાં કોઇએ ન દેખી. એકતો દુઃખમાં અંધબની હતી,તેમાં બીજાને તો શું દેખેજ. પણ પોતાનો માર્ગ પણ ભૂલી દોડતી એકદમ ચાલી નીકળી. ગેટમાં- થીજ છાયલનો કાછડો વાળેલો હતો. બાલ છુટા હતા. અને ક્રોધમાં ઘેરાયલી હતી વિકાળ ચ્હેરામાં ઘેરાયલી ગંગા દોડતી પણ પગલાં ધીમાં પાડતી જતી હતી. તેવામાં એક સિપાઇએ દેખી અને સીટી મારી, તેવો બીજો સિપાઈ પાસે આવ્યો. ગંગા દોડી જાય છે એવી ખબર આપી, કે બન્ને જણે સાથેજ તેની પુઠ પકડી. ગંગા એ સીટી સાંભળી તેવી એકદમ મુઠી વાળી દોડી. આગળ સિપાઇઓ ને પાછળ ગંગા. નાસવા માંડયાં. તે આડે માર્ગે ઉતરી ગયાં

વાંચક? નિર્દોષ બિચારી **નવલગંગા** કેવી દશામાં. કેવા કુલીન કુટુંબની પુત્રી? તે એક હડહડતા અપવાદમાં, અને તે વળી તરકડોઆના સપાટામાં, અંધારિ રાત્રે આવા ભયંકર વેશમાં કોમળ જાતની નારી, ઉત્તમ કુટુંબની પતિવ્રતા, તેને ન્હાસવાનો વખત આવ્યો ! અફશોષ!! ક્યાં માબાપોની સાહેબી. કેવી દરબારનાંમહારાણીઓની માયાળુ ! કેવી રસિકની પ્રિયત્તમા પૂતળી, અને અહીં કેવી દશામાં સપડાયેલી! નિ- ર્દોષ બાળક મણીને તજી દેશને દુર કરવા બેઠેલી ગંગા અંતે પોતાના આત્માનો પોતાનેજ હાથે પોતાનો અપરાધ કબુલ કરી અને તે પણ પતિની ભૂલમાંજ. ભોગ આપવા બેઠી છ. અફશોષ ! ગંગા? ત્હારા ગુણનું શું વર્ણન કરૂં? તારી ટેક અને તારી સભ્યતા તારો શોખ અને તારી વિદ્યા. તારી મમતા, અને તારી પતિપ્રત્યે લાગણી તારો નગ્ર કુટુંબની સ્ત્રિમાં સિક્કો, અને તારી પવિત્રતા! કોણ કહી શકશે, કે તુ કૂલટા છે? અને તારા પતિએ મુકેલાં ત્હોમત ખરાં છે?

અરે વાચક તો ત્હારે માટે અને તારી નિર્દોષતા માટે અધિક પૂરાવો આપી તારા પતિના કાચા કાન માટે તેને ઠપકો આપશે. વાચક? ત્યારે નવલગંગાનો અસ્તોદય કેમ થયો? એ તને જાણવાની આવશ્યક્તા હોવાથી તેનું પૂર્વ વૃતાંત આપી વાર્ત્તાના આખા ઘોટાળાનો અન્ત આણુંછું. ગંગા, રસિકચંદ્ર **नवलशंकर**, એ કોણ હતાં! ગંગા જે નિંદાનું પાત્ર થઈ પડી હતી, તેનું કારણ શું હતું! ગંગા ઠગાઈ હતી, તેની મતલબ શી હતી! ગંગાની નિર્દોષતા એ એક તેમના ગુણોની હિમાયતી હતી, તેમની નિંદા એ અજ્ઞાની લોકોમાં સીખેલી વિદ્યાનું કલંક હતું, અને આ સ્થિતી એ માબાપોની ગેરહાજરીનો લાભ, કુટુંબની કંઠગી રીત અને કન્યા વિક્રયની મ્હોકાણ હતી. નાગરી નાતનો એક પ્રશંસનીય દાખલો, અને તે સુધરતા વખતમાં કેવો ફાયદાકારક નીવડ્યો, તેનો આબેહુબ ચિતાર હતો. એ ચિતાર દ્રષ્ટી કને જોવાને, અને અજાણ વાચકોને જાણવાને તથા જાણેલાને ચાનક આપી અશુદ્ધી ઉઘાડવા પૂર્વ વાર્ત્તાનો પ્રથમ અંક ઉઘડવો બસ થશે. પછી વળી પરિણામ આગળ જણાશે.

---

## પૂર્વ વૃતાંત્ત.

**सदा प्र-हृष्टया भाव्यं गृहकार्येच दक्षया ।**
**सु संस्कृतोपस्करया व्यये चा मुक्त हस्तया ॥**

**"सुभाषितरत्नभांडागारम्"**

પતિવ્રતાઓ નિજ કંથને ભજે, અનન્ય ભાવે વળિ શિલ ના તજે;
સતિ સ્ત્રિઓએ પતિદેવ માનવા, **વસંતકેઆ** કથિયું વિચારવા.

**કથાસરિત્સાગર.**

A good Wife is heaven's Last best gift to man
"Geromy Taylor."

આજ સુધી દેવલપુરની પ્રજામાં પતિપરાયણી નવલગંગા શુક્લ કૂળનું એક જો નવલ રત્ન થઇ પડી હતી, તો તેનું મુખ્ય કારણ આવડત હતી, એ **આવડતને** રોગાન દેનાર તેનાં લક્ષણ હતાં, એ

લક્ષણને મૂળ શોભા આપનાર તેના ગુણ હતા, એ ગુણને ખ્યાતી આપનાર તેની કૂલીનતા હતી, એ કૂલીનતાને ટેકો આપનાર સ્ત્રિ-જાતીને અનુસરતી કેલવણી હતી. એ કેલવણીને સંતોષ આપનાર ફકત તેની મર્યાદા હતી. અને મર્યાદાને પુષ્ટિ આપનારઆપણી નવલ નાયિકા ગંગા હતી.

પતિ સેવા, તેની મનોવૃત્તિને પસંદ થઈ પડે તેવાં આચરણ, કુટુમ્બને પ્રિય થઇ પડે તેવી ચાલ ચલણ, લોકોમાં ખ્યાતી વધે તેવી રીતભાત, પોતાના ગરીબ કુટુમ્બને છાજે તેવો દેખાવ, કેલવણીને માન અપાય તેવી યોગ્યતા, સંસારી ઘટનાને દેદીપ્યમાન થઈ પડે તેવી કરકસર, પરાયાને ખબર ન થાય તેવી ઘર ચલાવવાની યુક્તિ, સાસુને સારૂં લાગે તેવું શરણાચરણ, પિયરને શોભા આપેતેવી પ્રકૃતિ, અને સર્વમાં ઉતમ થઈ પડાય તેવી મોઢાની મધુરતા ને મનની મર્યાદા રાખવામાં આ નવલગંગાદે વલપુર નાગરિક હિંદુ સંસારના સ્ત્રિ જાતિના નમુનામાં એકજ રત્ન કહીએ તો હતું. આટલા ગુણો છતાં તેનામાં તામસી સ્વભાવનો મ્હોટો અવગુણ હતો, **નવલશંકર**નામાં જેમ બીજાની લાચારી કરવા જવાને લોકાચાર મુજબ બુરો ખવાસ હતો, તેમ તેને બાજુ કરે તેવો ગંગાનો પણ અકંગ સ્વભાવ હતો. એટલે ઇશ્વરે પણ બન્નેને એકજ રૂપે ઘડયાં, તેવાં જોડયાં હતાં. નઠારા ને સારા, વિદ્વાનને મુર્ખ, અધમ ને દયાવંત, નિર્ધન ને ધનવાન, નિરાધાર અને આરૂદાર, રાજકીય અને વ્યાપારી, પુરૂષ અને સ્ત્રિ, સર્વની સાથે કેમ વર્તવું જોઇએ, તેનો તેની લીધેલી કેળવણીએ પુરતો દાખલો બેસાડી આપ્યો હતો.

કેટલીએક થોડું ભણી બહુ ડોળ દેખાડનાર આ ગંગા નહતી. થોડે પૈસે મ્હોટાઇનું અતુલ્ય ગુમાન ધરાવનાર આ તરૂણી નહતી, થોડા અભ્યાસે બહુ વિદ્વતા બતાવનાર આ યુવતિ ન હતી, ઉપરથી હેત અને અંદરથી કપટ રાખનાર આ રમા[1] નહતી, મોઢે સામાના ખરા ગુણ દોષ બોલવાથી ખોટું લાગશે, એવું

1 સ્ત્રિ.

જાણી મધુર વચન બોલવા કરતાં અનીતિ કરનારને ખોટું લાગે તો લાગવા દઇ મોઢે ખુશામત ને પાછળ નિર્લજ નિંદા કરતી નહતી. એવું હોવાથી સ્વાર્થી સંસારમાં તેના ખરા ગુણો પડદા તળે ઢંકાઈ લોકાચારમાં એક બીનવાકેફગારી ઝવેરી બજારમાં અકિમતી નંગ તરીકે ગણાવા લાગી હતી. તોપણ પ્રભા જેવી સખીઓના સહવાસમાં તેને ખરા તરીકે પીછાણ ન થવા દીધી, તેમ નહતું. કુલટા સ્ત્રિઓની પેઠે અઘટિત ઠઠા, મનમાનતી અસભ્ય વાતો, નિર્લજ દેખાવ રૂપી પડદામાં ભરાઈ દુરાચરણને ઉતેજન આપવું તેને કલંક ભરેલું લાગતું. બહુ બોલવું, બહુ હસવું, અને બહુ છકવું તેનામાં હતુંજ નહીં અર્થાત્ સ્મિતહાસ્ય, મિતાહાર, અને નમ્ર સ્વભાવ તેનામાં મુખ્ય ગુણ ધર કરી રહ્યા હતા. થોડુ બોલનાર માણસ પેટનું મેલું હોય છે, એમ અજ્ઞાની લોકો કહે છે. એ ગંગા માટે ભૂલ ભરેલું કહીએ તો હતું, કેમકે કહેનાર વર્ગમાં એના પરિક્ષકના ઊતમ ગુણ પ્રવેશ થવા કયાંથી પામ્યા હોય? ગંગા થોડું બોલતી પણ વિચાર કરીને કહેતી હતી.

જોકે દુઃખમાં વિસરાલ થતાં તેનાથી કેલવણીનું ઓછુ જ્ઞાન રખાયુ હતુ, પરંતુ તેના બોહોળા અનુભવે અનુપમ રૂપ દેખાડી દીધું હતુ, તે ગરીબ પણ કૂલીન કુટુંબની પુત્રિ હતી. ને તેથી તેના સદ્પરાક્રમે તે એક ધનાઢ્ય સ્ત્રિ કરતાં અત્યુત્તમ દેદિપ્યમાન જણાતી હતી, તે એક સાધારણ શીખેલ પુરૂષની પત્નિ હતી, છતાં તેણે એક વિદ્વાન નરની નારી તરીકે લોકોમાં પોછાણ કરાવી હતી, એટલુંજ નહીં પણ એક વખત મન માનતા વર સાથે વરી, પ્રેમથી બંધાયલી છતાં અને પોતાના ભવિષ્યનો ચંદ્રોદય, જીવન દોરીનું અનુપમ સુખ તૂટતાં ગરીબાઇમાં આવેલી હોવાથી પણ વિદ્યાના પ્રભાવે પતિપર પવિત્ર પ્રેમનો એવો તો મજબુત કાબુ રાખ્યો હતો, કે પોતાના પતિવ્રતથીજ લોકોની દાઢમાં ચવાયલા **નવલશંકર**ના આકસ્મિક આવી પડેલા વિઘ્નોને દૂર કરી શકતી હતી. તે બેઠેલા બાંધાની, થોડા અને સાધારણ રૂપની છતાં તેની સુશીલતાના મહા તેજે એવી કદાવર અને સુંદર દેખાતી હતી કે નળોપાખ્યાનમાં આવેલા દમયંતીના વર્ણન ને અનુસરતી કહીએ તો ખોટું ન

કહેવાય? તેનું પહેરવું એક કાઠિયાવાડી નાગરિક્ છટાનું સંપૂર્ણ હતું, પણ અસલ ગુર્જરવાસીના કાંઈક આકારમાં ઘરની રીત ભાત અને મુંબઈના થોડા સહવાસે પણ બોહોળા અનુભવે અને વળી એરકી ટચાક સુરતણોની સોબતે એવું શોભતું કે હલકામાં હલકું જીર્ણ વસ્ત્ર તેની કાન્તિ પ્રભાને લપેટી સામે જોનારની આંખને છક કરી મૂકતું હતું. તેનો ચેહેરો કુદરતી આકૃતી ને રૂપમાં સમાયલો હતો "નાગરથી ગોરો કોઢીયો" એ સાધારણ કહેવતમાં નાગરાણીના રૂપ વિષે વધારે પ્રશંસા ન કરવા કરતાં વાચકજ પોતાની મેળે તુલના કરી લેશે. પહેરેવેશ કરતાં ચાલમાં ચડતી, ચાલ કરતાં રૂપમાં ચડતી, ને રૂપ કરતાં ગુણમાં તો અનહદ ચડેલી જોવામાં આવતી. જોકે એવાજ સદગુણ રૂપે કૂલટા વૃંદમાં હલકી પડી હતી તોપણ પતિ પ્યારનું પ્રથમ તો તેણે એવું ખેંચાણ કર્યું હતું, કે, કદી તેના કોટી દોષો **નવલ**ના કાન તળે આવે તો પણ તે ખરા માની કાચા કાનનો થઈ શકે નહીં, પછી કદી બીજા લોકોનું તે ગમ તેવું નીંદિત પાત્ર થાય તોપણ શું થયું; તે એક આવી પીડામાં પીડિત હતી, તોપણ પતિ પ્રેમમાં આંનંદીત રહેતી, તેણે જોકે **નવલ**નું એક ખરી માહોરેદારના ખરા પ્રેમ તરીકેનું પરમ સુખતો હાલ ન લીધું હતું, અર્થાત પતિની વ્યાધીમાં બહુ શોખ થોડોજ વખત કરેલ હતો, તોપણ તેનો નીતિ યુકત પ્રેમ સંપાદન કર્યાનું ભોળી લલના માનતી હતી, એજ પોતાના સ્ત્રિ ધર્મ પ્રમાણે ખરૂં સુખ તેણે માની લીધું હતું.

વાચક ? આવી નેક ખસલતે દેવલપુરની આખી નાગરી નાતમાં ચકડોલે ચડી હતી. અને એકી અવાજે તેને મડમ સાહેબ, સુધારેલી સાહેબજાદી અને એ સિવાય કેટલાંક નામો પાડયાં હતાં. તોપણ નિરૂપાયે તેણે શીર પર ચડાવ્યાં હતાં. તે તામસી મગજની હતી, પણ સંકટોના પડેલા બોજામાં દબાયલી હોવાથી કેળવાયલી કામિનિએ સહનતા રૂપી અંકુર હૃદયમાં આગેવાન કર્યો હતો. અને તે છતાં પણ સવિતાગવરીના વચન સહન કરતી તે જુદાં. કેવી નિર્દોષનાર ગંગા ?

ગંગા એક અહમદનગરના મનોહરલાલ ત્રિવેદી નામના નાગર બ્રાહ્મણની કન્યા હતી. મનોહરલાલના વડીલો શુકલ વર્ગના હતા. પણ

કાળાન્તરના પડી ભાગવાથી કેટલાક વર્ષ ઉપર એ વૃત્તિ પર પાણી ફરતાં તેમની ઉતરતી આવતી પેઢીના વારસો સરકારી અમલદાર તરીકેની નોકરી કરવામાં પ્રવર્ત્યા હતા. તેથી આ ગૃહસ્થે પણ એજ માર્ગ ઉત્તમ ગણ્યો હતો. અગ્રેજી નોકરી તેમાં કારકુનની જગ્યામાં તેમનું કુટુંબ પૈસાદાર થયું નહતુ. પણ આબરૂ સહીત સંસાર ચલાવતું હતું. મનોહરલાલનો બાપ સુંદરલાલ એક નેટીવ સ્ટેટનો વકીલ હતો, અને તેમાં જોકે તેણે નાણાંનો સારો જમાવ કર્યો હતો. પણ એક તેમનો વાણીગો મિત્ર વિશ્વાશઘાતથી તેમનું નાણું ઉચાપત કરી ખાઈ ગયો હતો ને તેથી "બાઈનાં ફુલબાઇને ખમાં મારા ભાઇને" એ ગામડીયા કહેવત મુજબ થયું હતું. ઉમર વૃદ્ધ થતાં આંખના અંધાપાએ અંતે ધંધો છોડી ઘેર બેસવું પડયું હતુ. અને તેમાં તેમનો એક ન્હાનો યુવાન પુત્ર પ્રભાશંકર ગુજરી ગયો, તેમનો કારી ઘા વાગતાં દુનિયાં પરથી તેમનો જીવ ઉડી ગયો હતો: પણ મનોહરલાલ શાણો એને નમ્ર હોવાથી તેમને વૃદ્ધાવસ્થા જણાવા દીધી નહતી. જોકે તેમનો વચલો ભાઇ વેણીલાલ પરણીને તુરતજ જુદો થઈ ગયો હતો, તોપણ પોતાનો ખર્ચ જાતે ઉપાડી તેનું પોષણ કરતો હતો. આવા બનાવોથી તે વેળાની રીતભાતે ગરીબનું કુટુંબ કહેવાતું હતું. પણ હોદ્દેદાર તથા આબરૂદાર હોવાથી મનોહરલાલ સારે ઠેકાણે વરાયાપછી તેમની સ્થિતી ચડતી આવી હતી. મનોહરલાલ ભાવલપુરના વિજયાશંકર નામનાગૃહસ્થ નાગર બ્રાહ્મણની મણીકુવર નામની બાળા સાથે પરણ્યા હતા. અને છેવટ સુધી તેમની સાથેજ લગ્ન[1] થયું હતું. મણીકુવરના બાપ વિન્ધ્યશંકર શુક્લે યજમાન વૃતિમાં પુષ્કળ દ્રવ્ય મેળવ્યું હતુ ને તે ખાનાર ફકત તેમને પેટે સંતાનમાં બે પુત્રિઓ હતી. એક મ્હોટી જયાકુંવર ભાવલપુરમાંજ આપી હતી, તે જરા મિજાજની કડક અને ઉછાંછળી હતી. પણ બીજી મણીકુંવર

૧ નાગરી કુટુંબમાં વાગ્દાન સંસ્કાર (વેશવાળ) નક્કી થયા છતાં, પણ લગ્ન નક્કી થયું ગણાતું નથી. જે પ્રસંગ વાચક પહેલેથીજ ચાલતા આવતા પ્રકરણોમાં વાંચતા આવે છે. રસિકચંદ્રની આજારી અવસ્થા, ને ગંગાની દુ:ખદ સ્થિતીનું મુખ્ય કારણજ એ હતુ.

જે મનોહરલાલને આપી હતી, તે તેમનાં માતા ઉત્તમગવરીના જેવી ઠંડી, ગંભીર, ને નમ્ર સ્વભાવની હતી. તેથી તેમના ઉપર તેમનાં માબાપનો ચાહ સારો હતો. અને ઉત્તમગવરી તો તેનું મનોહર મુખડું જોઇ વારે ઘડીયે બચીયો. ભર્યા કરતાં જે ગુણો મણીકુંવર ધરાવતી હતી. તેથી અધિક ગુણ આપણી નાયિકા ગંગામાં આવ્યા હતા.

મનોહરલાલનાં લગ્ન મણીકુંવરની સાથે થયાપછી કેટલેક વર્ષે વિજયશંકર થોડા રોજની માંદગી ભોગવી એકાએક ગુજરી ગયા. તે વખતમાં મનોહરલાલનો બાપ સુંદરલાલ પણ આજારી હોવાથી બંને વહેવાઇઓએ એકજ દીવસે સ્વર્ગવાસ કર્યો. ફકત અંતર એટલોકે વિજયશંકર ભાવલપુર, અને સુંદરલાલ અમદાવાદમાં ગુજર્યા. આવા બનાવથી મણી કુંવરને પિયરમાં તેમની માતા પાસે પીતાની ક્રિયામાં પહોંચાયું નહીં, આ વખત મણીકુંવરને કંઇ સંતાન ન હતું પરણવાને પાંચ વરસ વીતી ગયાં હતાં,

વિજયશંકરની ક્રિયામાં મણીકુંવરની ગેરહાજરીથી વિજયાકુંવરે એ તકનો ઉત્તમ લાભ લીધો. અને તેમનાં માતા રડપીટમાં રહેતાં તેમણે પીતાના દરબારમાંથી મન માનતુ કરી લીધું. આ ક્રિયા ઉકલ્યા પછી ઉત્તમગવરીએ તપાસ કરી તો જયાકુંવરે કંઈ હાથ મારેલો ને તે પણ વિશ્વાસઘાત કરીને ઉચાપત કરેલ જણાયો, તેથી જયાકુંવર ઉપરથી તેમના સ્વભાવના બુરા ખવાસ માટેનું એવડું મન ખાટું થઇ ગયું. અને તે દિવસથી ઉત્તમગવરીએ તેમનો ભરૂસો છોડી દીધો. એટલુંજ નહીં પણ વિજયશંકર દરેક પુત્રિઓના નામના બે બે હજાર રૂપીયા કરી ગયા સિવાય જયાકુંવરને તેથી અધિક પાઈ કોઈ દિવસ ન દેવાનો ઉત્તમગવરીએ ઠરાવ કર્યો. અને ફ્કત આવજાવમાં તન હોવાથી ઉપરનીજ લાગણી બતાવતી રહી; દગલબાજી, ચોરી, અને જુઠાં બોલવા ઉપર ઉતમગવરીને બહુ કંટાળો હતો. તેથીજ આ કંટાળો પેદા થયો હતો.

લગભગ બે માસ વીતી ગયા પછી મણીકુંવર પોતાના પિતા માટે માતાને દીલાસો દેવા આવી. સસરાની અકાળ મરણની વ્યાધીમાં અને પોતે મ્હોટેરી વહુવારૂ હોવાથી, તથા લોકોને મોઢે ર-

હેવાનું તેમનુંજ કામ હોવાથી પિતાને ઘેર જઈ શકી ન હતી. આવા કારણથી તેમની માતા તેમને માટે દીલગીર પણ થયાં ન હતાં. જો થયાં હતાં તો જયાકુંવરની આડી ચાલે, અને "મણી હતે તો એમ ઘોંટાળો ન થાત" એજ વિમાસણે થયાં હતાં. મણીકુંવર ભાવલપુર આવ્યા પછી નિવૃત્તીના વખતમાં ઉત્તમગવરીએ સઘળી વાત કરી દીધી. અને જયાકુંવર માટે ધિઃકાર બતાવી તેમની ચાલ ચલણની શિક્ષામાં પોતાની મિલકત મણીકુંવરને પોતાનીજ હૈયાતીમાં આપી દેવા જણાવ્યું, પણ જયાકુંવર ને ફક્ત નામને ખાતરજ નામની રકમ આપવાનું ચોક્સ કર્યું. મણીકુંવર માતાના સાહસ સાટે ઠપકો આપવા માંડી. પણ તેતો એકનાં બે થયાંજ નહીં. અને મણીકુંવર ના ઠપકાની અસરમાં એટલું બ્હાનું કઢાયું કે" અહીં ગરાસ અને પૈસા મીલકત-સંભાળે કોણ?" આથી મણી કુંવરે માતાની ઈચ્છાનુસાર તેમના પતિ પર વીગતવાર પત્ર લખ્યો. પણ "પોતાના પતિ ભોળા, પ્રેમી, કલાગરા, ને વિવેકી છતાં અંગ્રેજી રિવાજના હોવાથી કદી અહીં આવવું સ્વિકારશે કે નહીં" તે પ્રથમ ગુચવાડા ભરેલું લાગ્યું. પણ "અમદાવાદનું પાણી મણીકુંવર ને પસંદ ન આવતાં હમેશ આજારી રહેવું પડે છે. ને તેથી સંતાન થતાં નથી" એવી મિષે વીગત વાર પત્ર લખ્યો કે જેના જવાબ માટે સારી આશા બંધાઈ—

વિજયશંકરના કુટંબમાં ખરા વારસ તરીકે કોઈ ન હતું. એક પિત્રાઇ ઘણે દુર હતો. તેમણે તે મૃત ક્રિયા કરી હતી. અને તે બદલ તેમને અમુક રકમ આપી હતી.જે યદુરાય કે જે ગંગાના દાગીના મુકવામાં સામેલ થયો તે હતો." એટલે તેમની કંઈ પણ મીલકતમાં તેમનો હક્ક હતો નહીં. મરતી વખત વિજયશંકર ચોક્સ કરી ગયા હતા. તેથી મરણ બાદ ઉત્તમગવરીએ સઘળી મીલ્કત પોતાના નામ ઉપર ચડાવી કબજે, લઈ લીધો હતો. જેથી ગમે તેમ કરવા પોતે મુખત્યાર હતી.

આ સમયે મનોહરલાલ ડીટેકટીવ ખાતામાં સાધારણ પગારના દર માયાથી નોકરી હતા. પણ સુંદરલાલના મરણ પછી ભાઇઓ જુદા થએલ હોવાથી એ જણના ખરચ માટે ઠીક ચાલતુ હતુ. તે છતાં પોતે શાન્ત ગંભીર, ને મળતાવડા હોવાથી અને અંગ્રેજીનું

સારૂં જ્ઞાન ( નોલેજ ) હોવાથી પોતાના ઉપરીની પ્રિતીનું ઉત્તમ ખે-ચાણ કર્યું હતું અને એટલે હદ સુધી ચોકસ થયું હતું કે ઓફીસમાં જે હેડ કલાર્કની જગા ખાલી થવાની છે, એ જગાએ મનોહરલાલને દાખલ કરવા. એવો ખાનગી ઠરાવ ઉપરીના મોઢામાંથી નીકળી ગયો હતો. પણ તેમના કમનસીબે એ વાતને થોડી મુદતતો વીતી નહીં એટલામાં એકાએક સાહેબને નવી બદલી ઉપર જવું પડ્યું. એટલે મનોહરલાલે પિતાના ઋણમાંથી મુક્ત થવાની બાંધેલી આશા વૃથા ગઇ.જોકે સાહેબની પુર્ણ મેહેરબાનીની રાહે મનોહરલાલ જેવા ઓ-ફીસના સાધારણ કલાર્ક છતાં તેમના ઉત્તમ ખવાસ માટે સર્ટિફિકેટ આપતાં જણાવ્યું કે. ( I will see ) હું તમારા માટે જોઇશ. પણ પછી તો "ચણા ખેતમેં, બચા પેટમેં." મનોહરલાલ તો એ ફિકરમાં પડ્યો. પેહેલાં તો "મણીકુંવરનું રોકાણ ભાવલપુર શા મા-ટે થયુ હશે ?" એ ફિકરમાં આબ્જરી થવાનો ભય પેઠો. એટલામાં ઘણા દિવસને અંતે કાંગળ આવ્યો અને ચિન્તા ઉડીગઇ. સાહેબ તરફથી થએલી નિષ્ફળતાનો અહીં અવેજ વળી ગયો. ન્હાનો ભા-ઇ જે હાથ પરખોડી ઉભો થતાં પિતાના કાર્યનો ખરચ માથે આ-વી પડ્યો હતો, તે ઋણથી મુક્ત થયો. ને આનંદ આનંદમાં આ પત્રતો નાખી દીધો. અને એ પત્રને એક વીલના "કોલમ" તરીકે દીર્ઘ વિચાર કરી દગાની બીકે, વખતની ઘટનાએ, અને ડોશીના ઘ-ડીભરના વિચારે પોતાની પેટીમાં સંગ્રહી રાખ્યો. પણ તેતો મ્હે-નતજ વૃથા ગઈ. અને તેમના પ્રારબ્ધમાં સસરાનું દ્રવ્ય લખાઇ ચુક્યું.

પ્રથમતો મનોહરલાલને પ્રશ્ન ઉઠ્યો કે—

श्वसुर गृहनिवासं स्वर्ग तुल्यो नराणं
दधि, घ्रति, मधुभोज्यं मासएकंवदंति
यदिभवति विवेकं पंच या षट् दिनानि
सभवतिखर तूल्यो मानवो मानहिनः ॥

આવા અપમાનના ખાડામાં ઉતરવા બદલ પોતાની જાત મ-હેનતની કમાયેલ રોટલી ખાઇ સ્વતંત્ર રહેવું ઠીક લાગ્યું પણ વિચાર

કરતાં એક અંગ્રેજી કહેવત યાદ આવી "ઓલ સ્ત્રેટે જમ્સઆર ફેર ઇન લવ એન્ડ વોર" ઘરજમાઇ રહેવાનો લોકાપવાદ વિસરાઈ ગયો. પરતંત્રથી થોડા પગારમાં નોકરી કરી "ઘાણીના બેલ" ની પેઠે રઝળવા કરતાં આયતા પૈસામાં મોજમાણી મનના પરતંત્ર રહેવું પસંદ આવ્યું. "મફતનું ખાવું ને મસીદે સુવું" ગમ્યું. અને સ્ત્રિની તબીયતમાં સુધારો થવા માટે આવેલી તકને માન આપ્યું, ને સ્ત્રિની બીકે તો નહીં, પરંતુ અનાયાસે મળેલી મિલ્કતના મોહથી નીચું જોઇ "મીયાની ચાંદે ચાંદ" કરી સ્ત્રિને મન ગમતો ને સાસુને પસંદ પડતો જવાબ વાળ્યો.

"કોણ જાણે ઊંટડો કઈ મેર બેશે છે"—માર તોપ કોણ પુછે છે. રૂપીયા બે હજાર મંગાવી એક વખત ઋણ મુક્ત તો થઇશું! કોણે કાલ જોઈ છે" એવા વિચારનો પત્ર લખી મોકલી જવાબ આવતાં સુધી મુલ્તવી રહ્યો. અને પત્નિને પ્રેમ લગાડવા ને સાસુંને પ્રિય થવા પણ સ્વાર્થ સાધ્યકરવા તુરત પ્રસ્થાનું મૂક્યું.

ચકોરી સૂર્યોદયની વાટ જુંવે તેમ મણીકુંવર પત્રના જવાબની રાહા જોતી હતી. તેવામાંજ પત્ર મલ્યો. અને વાંચતાં ધણીએ રાખેલું માન ખાનગી પત્ર તરીકે લેખાતાં છતાં માતાને બતાવવા અધીરી થઈ ગઈ. અને તુરત માતા પાસે આવીને પત્ર વંચાવ્યો.

"પોતાની પુત્રીના કેહેણમાં પતિ છે એથી પોતાનું વચન માન્ય કરે છે" એ વાતના તેજમાં મનોહરલાલનો સ્વાર્થ ઢંકાઈ ગયો. અને જયાકુંવરે જરા કરેલી બદદાનત ઉપર આવી ને તેપણ તિરસ્કાર નજરથી જોયું. મણીકુંવરના બે હજાર રૂપીયા મનોહરલાલને ઋણથી છોડાવવા હુંડીથી મોકલવાનો વિચાર કર્યો. પણ તેટલામાં મણીએ દીર્ઘદ્રષ્ટી વાપરી લોકોની કહેણીમાં નિંદાની આંખમાં, ને સ્વાર્થના અપવાદમાં ન અવાય તેમ કર્યું. અને ઉત્તમગવરીને સમજાવી થોડા વખતની મુદત નીમી પોતેજ જાતે જવાને મણીએ ધાર્યું. ઉત્તમગવરીને યોગ્ય લાગ્યું. અને બીજે દિવશેજ રાત્રિની ટ્રેનમાં તેમના માણસ સાથે રૂપીયા લઈ અમહદનગર ઉપડી ગયાં.

મનોહરલાલ તો "કાગડા ડોળે" પત્રની વાટ જોઈ રહ્યો. અને પૈ-

સાની લાલચમાં સિંહ જેમ નદી કિનારા પર પાણી પીવા આવનાર ભક્ષની રાહ જુવે તેમ બેઠો હતો. તેવામાં તો મણીને આવેલીના ખબર મળ્યા. પ્રથમતો ચમકયો. ને બાજી બગડેલી જાણી. પણ મણીકુંવરે વાત કરતાં તેમના ડાહાપણ ઉપર આફરીન થઈ ગયો. અને સ્ત્રિને નહીં, પણ પૈસારૂપી પ્રેમદાને માનઆપવા નિવૃતથવા લાગ્યો. રાજીનામું આપી દીધું. સાહેબે આપવા ધારેલ જગો માટે દરકાર ન કરી. નિંદાખોર કુટુંબીયો અને અદેખા ભાઇઓ પર ધ્યાન ન મુક્યું. પોતાનું ઘર ભાડે આપી દીધું. અને લેણ દેણ ઉકેલી થોડા રોજમાં ઉપડી જવા ધાર્યું. આથી પૈસાદાર થવાનું લોકોમાં માન વધ્યુ. અને અંતરની દાઝે પણ આંખની શરમે લોકો તેને વાહવા કરવા લાગ્યા. સર્વ સમાધાન થઈ રહ્યું. મિત્રો મંડળને તથા સગાઓને પિતાની **વરસી** ઉપર ભોજન કરાવ્યાં, અને મણીકુંવર સાથે દમ્પતી ભાવલપુર ઉપડી ગયાં. જયાકુંવરને લાગી આવ્યું. પણ તે વૃથા ગયું. લાલચુ, ખાઈ જનારા ઉત્તમગવરીના માણસો "ડોશીની અક્કલ ખશી ગઈ, સાઠે બુદ્ધિ નાઠી, વિનાશ કાળે વિપરીત બુદ્ધિ." એવા અપવાદો આપવા લાગ્યા. અને તેમના સાહસ કર્મે પણ પોતાના ઉઠેલા રોટલાએ તેમને બહુ બકાવ્યા. થોડા દહાડા બોલાયું કે ચેંચુ ને ચપ થઈ ગયું. વખત પણ વીતી ગયો અને નવા જુનાં પણ થઈ ગયાં. મનોહરલાલે એ મીલ્કત પોતાના કબજામાં લઈ લીધી. અને નામ ઉપર ચડાવવાનું ડોશી મરતાં સુધી મુલ્તવી રાખ્યું પણ નિર્ભય પણે ભાવલપુરવાસી થઈ વ્યવહાર કારભારમાં પડી ગયા અને સુખી સંસાર ચાલવા માંડયા. જન્મભૂમીના પરમ પરાક્રમે, અદેખી આંખના દુશ્મનોની દાઝે અને સસરાની મીલ્કતના વેરાઇ જતા અપવાદે મણીકુંવરને ગર્ભ રહ્યો. અને પ્રસવમાં પુત્રી અવતરી. પણ સંતાન વગરની મણીને ઘણે વખતે પડેલી ખોટમાં પૂરતી થએલી હોવાથી તે પુત્ર સમ ગણાઇ. તેનું ભવિષ્ય જોવરાવ્યું તો સુખના મળેલા લાભને તોડી નાખનાર રાહુની ચંદ્ર પર દષ્ટી પડવાથી દુર્ભાગી ઠરી. મનોહરલાલ એવા વહેમનો નહતો. પણ મણીકુંવર અને ઉત્તમગવરીએ એ ઓછાપાનાં બાળકને માટે ગ્રહ શાન્તિ કરાવી. ગંગા ચાર છ માસની થઇ

તેટલાં તો દેખડાવી. અને શરીરે પણ એવી પુષ્ટ થઇ કે જોનારની આંખમાં રમણ કરવા લાગી. અને વળી તેની મૃગલા જેવી આંખ અને મણીકુંવરના બાળક સંભાળવાના સ્વચ્છપણામાં ગાલપર પડતા ખાડાએ એટલી પ્રિય થઇ પડી કે લોકો તેને હર્ષથી તેડી ફેરવવા લાગ્યા. એથી દરેક જનોના હાથમાં રમેલી ગંગા દિવસે દિવસે ચાતુર્યતા પકડતી ગઇ ને "પુત્રના પગ પારણામાંથી પરખાય" તેમ દુરનું ભવિષ્ય આજેજ બતાવવા લાગી.

ગંગા મ્હોટી થવા લાગી તેમ તેમ લોકોનાં ખેંચાણ કરવા લાગી. પોતે શાળામાં ભણવા જતાં શિક્ષકની કૃપા મેળવી લખવા, ભરવામાં અને ગાવામાં પહેલે નંબરેજ રહી. આમ કરતાં ગંગા લગભગ દસ વર્ષની લગ્ન યોગ થઈ. એટલામાં ગુજરાતી છઠું ધોરણ પેહેલે નંબરે પસાર કર્યું. ભાવલપુરમાં આ પ્રસંગ પ્રથમ બનવાથી ઠાકોરસાહેબે સારૂ ઈનામ આપ્યું. અને જનાનામાં વાત થતા મહારાણીએ તેનાં યોગ્ય વખાણ કર્યા. અને પોતે પણ ખાનગી ઈનામ આપ્યું અને દરરોજ દરબારમાં આવવાની ભલામણ કરી. તે ગંગાએ સ્વિકારી.

આ પછી ગંગા સ્કુલ છોડી ઘરસંસારનું શિક્ષણ લ્હેવા માંડી. મનોહરલાલને અંગ્રેજી ભણાવાનો શોખ થયો પણ મણીકુંવર આગળ કંઈ ન ચાલ્યું. છેવટે સંસ્કૃત શીખવવાપર વાત આવી. જેથી લાંના એક શાસ્ત્રિ પાસે વ્યાકરણ શીખવા માંડી. અને સાધારણ શ્લોકોની ટીકા કરવા શીખી. દરમ્યાન શાસ્ત્રિ સ્વર્ગવાસ પામ્યાને શિક્ષણ અપૂર્ણ રહ્યું.

દરબારમાં ગંગા પોતાના મધુર સ્વરથી રામાયણ અને બીજાં પુસ્તકો વાંચી પોતાના પ્રેમમાં સ્ત્રિ વર્ગોને એટલા બધાં ઉશ્કેરી દીધાં કે ગંગાવિના જરાપણ પાટલો ખસ્યો નહીં. આ વખતે ગંગાને એક ભાઈ ઉપર બ્હેન અવતરી. ભાઇનું નામ પોપટ હતું તો ન્હાની બ્હેનનું નામ આગ્રહ કરી ગંગાએ કૃષ્ણા કુમારી રખાવ્યું.

ગંગા કેળવણી શિક્ષણનું જ્ઞાન પિતાની અંગ્રેજી રીવાજની લાગણીથી શીખી, તો ઘરનું સંસાર શિક્ષણ માતા મણીકુંવરની ઉત્તમ લાગણીથી શીખી હતી તેમાં વળી દરબારોની વગસગથી એક ન્હાની ઉમરની ગંગા છતાં વિશાળ બુદ્ધિની બાળા તરીકે ગવાઇ. પણ

એટલામાં લગભગ બાર વર્ષની જુવાન ઉમર છતાં પરણવાની ઉમેદ-માંજ રહી. તેથી લોકો પાછળ નિંદા કરવા લાગ્યા. ગંગા વિધાપવાદમાં બાળકપણથીજ માણસની આંખે ચઢી. પણ તેમનાં માબાપે કાઠીયા વાડી જેવા અજ્ઞાની વર્ગપર લક્ષ ન આપ્યું. "ધણીને સુજે ઢાંકણીમાં" દરબારનાં જનાનામાં સર્વે સમાન જોડાઓને ગંગા સાથ સ્નેહ દોરી બંધાયલી હોવાથી તેમને ભરત શીખાડવા કે ગીત ગવરાવવા બહાને દરરોજ રાણીઓ તેડાવ્યા કરતાં, તેથી ગંગાના માન વધ્યા હતાં. ને "કોણ પ્રારબ્ધવાનના હાથમાં આ રત્ન જશે," એમ દરબારમાં તથા નગ્રમાં એકી અવાજે એ વાત થવા માંડી હતી, એવું કથતાં ગંગા લગભગ ઉમરે પહોંચવા આવી.

કેટલાક દિવસ ગયા પછી મણીકુંવરને એકાન્ત મળતાં મનો-હરલાલને ખુબ ટુચકા લગાવા માંડી.

"ગંગા હવે લાયક ઉમરની થઈ, તેથી તેને વરાવવી જો"
"ઇએ. બલ્યું લોકોતો માથુ હવે ફોલી ખાઈ જાયછે, બારબાર વરસની"
"દીકરી થઈ તે શરમ છે? નાતજાતમાં જોતા નથી? મને તમે કેવડી"
"પરણ્યા હતા ! તમને પુરૂષો ને કંઈ નહીં, પણ સ્ત્રિઓને તો રાંડો"
"કાગડીઓ બેસવાએ દેતી નથી. શું ભણતાં હશે તે એવડાં મોટાં"
"થતાં હશે કે ? નવ વર્ષે પરણાવી દેવી જોઇએ, અને આ છોડી"
"જુવાન ઉમરની થવા આવી તોએ ઠેકાણું નહીં; શાસ્ત્રો તો જુઓ?"
"અંગ્રેજી ભણ્યા તે આવા વિચારના શું હશે ?" મણીકુંવરે રોપ ચડાવી કહ્યું.

"બાર વર્ષ પછી લગ્ન કરવા માટે સંમતિવયનો કાયદો ની-કળવાની વાત થવા માંડીછે, એ તને ખબર નથી?" મનોહરલાલે જરા સ્ત્રિઓના વિચાર જાણવા ટકોર કીધી.

"બલ્યું તે અંગ્રેજને એ છાજે ? કોણ એવો હિંદુ નીકળશે કે એમાં હા પાડે ?"

"અરે વળી એમ બોલાયછે કે રૂતુ પ્રાપ્ત થયા પછી સાસરે મોકલવી તેમ પણ કહેછે ગુજરાતી વર્તમાનપત્ર વાંચ્યુ તો ખરૂં કેની ?"

"બેસો બેસો છાપાવાળાને પણ બીજો ધંધો નથી. તે એવું

એવું ગાંડુ બકયા કરેછે. જુવોને એક વખતમાં આવ્યું કે પેલો છવી-શ મણની શાંકળ ડોકમાં ઘાલેલો બાવો મરી ગયો, ને ફરીતો સુરત-માં જીવતો નીકળ્યો. એજ છાપાં. કાલ તો કહેશે નાત મુકીને પર-નાતમાં વરો ! જો વાત લાવ્યા તે !"

"હા, વળી મુંબાઇમાં કેટલાક પારસી અંગ્રેજ મડમો પરણ્યા કેની ! ને એક મરાઠી. છોકરી એકપારસીની સાથે પરણવા માગેછે."

"એવા ગામગપાટા સાંભળી તમે પણ તમારી દીકરીનું એવું કરાવવા બેઠાછો કેમ ? વાહરે વાહ ! વિદ્યા ભણ્યા તે આવાં સારાં કામ કરવા કે ! બળ્યું લોકો કહેછે કે અંગ્રેજી ભણવુંજ નહીં, આ-જથી તમો આવો મત બાંધોછો, તો ઘરમાં યુવાન છોકરીઓને પછી કેવી હાલતે જોવા માગોછો ! પારસીઓને અગ્રેજોના જુવો વખા-ણ છાપાવાળા કરેછે તે ! એ ન જોઇએ. હા પછી તમો જાણો. એક હજુ રવડેછે ને બીજી પણ મોટી થવા આવીછે. તેનું કોણે શું થશે! જ્યાં છાજે ત્યા છાજે, સોનાની કટારી ભેટમાં[1] બંધાય, કંઇ પેટમાં ન મરાય.

"વારૂ ઠીકછે મારી ધ્યાનમાં એકછે."

"હા, જલદી કરી દો.

તુરત વેળાતો ધીરત દઇ સમાધાન કીધું. અને નિર્ધન પણ લાયક શોખવા. વરની તપાસમાં મનોહરલાલ પડયો.

અંગ્રેજી રીવાજના મનોહરલાલે આટલી ઉમર સુધી પુત્રીને કુ-વારી રાખવાનું મુખ્ય કારણ કોઈ ગરીબ પણ શીખેલાને હોંશીયાર વર સાથે લગ્ન કરવાનું હતુ. ને તે અંગ્રેજી વિદ્યાનો પ્રભાવ હતો. પણ માણસ ધારે શું ? ને પાછળ બને શું ?

आप इच्छा समोनास्ति, दैवेच्छा परवरतीतं
राजकन्या पतिद्वारे, ब्राह्मणो भल्लूभक्षणः ॥
"प्रस्ताविक साहित्य"

---

૧ રજપૂત લોકો, દરબારી નોકરો કેડે સેલું વીટછે તેને ભેટ કહેછે.

ગંગા દરબારમાં હવે તો સ્નેહ થવાથી દરરોજ જવા લાગી. ત્યાં નવુંજ કૌતુક બન્યું. અને કેળવણીનો પ્રભાવ જણાયો. દરબારમાં એક વખત મી. ઝવેરીલાલ યાજ્ઞિક નામના પ્રખ્યાત નાગર ગૃહસ્થનું બનાવેલું "શકુન્તલા" વાંચવામાં આવ્યું. ને ત્યાંથી પ્રેમની અસર ગંગાના હૃદયમાં પેઠી. એ અસરમાં સરખે સરખામાં હાસ્ય થવા માંડ્યું.

"ગંગાબાઈ! તમે કોને પસંદ કરી પ્રેમ આપશો! શકુન્તલાના રૂપ ઉપર દુષ્યંત મોહીત થયાં, તો તમારી વિદ્યા ઉપર કોઈ નહી મોહી પડશે? તમારી જોડ કોઈ છે?" દરબારનાં કુંવરી બોલ્યાં—

"આપણા કુંવરના માસ્તર રસિકચંદ્ર એમની જોડી છે? દાશીએ યાદ આપી?"

"હા, તેતો મુંબાઈની એલફીન્સ્ટૉન કોલેજ છોડી હમણાં આવ્યાછે. અને હવે તો ડાકટરનો અભ્યાશ કરેછે. એમ કુંવર કહેતા હતા. થોડા વખતમાંજ ફરીને મુંબાઇ પરિક્ષા દેવા જનાર છે.

"અનાથ જેવા ગરીબને ગંગાબાઇ પસંદ કરે કે?" દાસી એ ડાઢમાંથી કહ્યું.

"પૈસાદારના પુત્રો હમેશ મુર્ખ હોય છે. કેમકે જેનાપર વિપત્તિનાં વાદળો ફર્યા નથી. તેને દુનિયાંનો અનુભવ હોતો નથી. એ માણસો દુઃખ વેળા બહુ ગભરાયછે પણ રસિક જેવા માર્ગ શોધી લેછે.

"નસીબ હશે ત્યાં થશે." શરમાએલે ચેહેરે ગંગા બોલી.

એ વાત વીસારે પડી. વાંચવું પુરૂં થયું, અને ગંગા ઘેર ગઇ, પણ "દાશીએ કરેલી વાતનું કેમ નક્કી થાય" એ વિચારમાં રાત્રે ઊંઘ ન આવી. રસિકપર પ્રિતી લાગતી હતી તેમાં વધી. રાત્રિએ વાત મહેલમાં થવા માંડી. "ગંગાને રસીકનું જોડું ઠીક થાય" એવો શબ્દ કુંવરના કાનમાં ગયો, ને બીજે દિવસે રસિક માસ્તરને તે વાત કરી, રસિકે આગ્રહ બતાવ્યો, કુંમારે રાત્રે તે વાત માજીને કહી. માજીએ ઠાકોરને કહી, ઠાકોરે ધ્યાનમાં વાત રાખી પ્રસંગ આવતાં મનોહરલાલને કાને નાંખી. "રસિક નિરાધાર છતાં વિદ્વાન છે, અને તેને યોગ્ય જોડું ગંગા ગણાયછે. તો તેને ગોઠવી આપતાં બન્નેનો સંસાર સુધરે અને રસિક નાંતતનમાં વગવાળો થાય." આવી ઠાકોરસાહેબની

ઇચ્છા અને રસિકપર કૃપા હતી. ઘણા દિવસને અંતરે દરબારમાં રસીક કુંમારને શિક્ષણ આપતાં બપોરના ત્રણ વાગ્યા, એટલે કુમાર ચા પીવા ઉઠયા ને રસિક એકલો પોતાના શિક્ષણખાનામાં બેઠો. તેવામાં એકાએક ત્યાંથીજ જનાનખાનામાં જવા ગંગા નીકળી. એટલે બન્નેની અન્યોન્ય દ્રષ્ટી થઇ, નેત્ર ફરકયાં, પ્રેમ ઉભરાયો, "અને બન્ને વચ્ચે એમ થયું કે "કયારે લગ્ન નકી થાય" ગંગા દરબારમાં ગઈ ત્યારથી ઉધરતાં બાળકોનો અનુપમ પ્રેમ કુદરતી દ્રઢ થવા લાગ્યો. અને સદ્‌ભાગ્યે મનોહરલાલે દરબારની ઇતેંજારીથી લગ્ન કબુલ કર્યું. બન્નેની ઉમેદ પાર પડી. ને રસિક ગંગાનાં વેવીશાળ ગોઠવાઇ ગયાં. લગભગ એ વાતને ઘણો વખત વીતી ગયો.

એક દિવસ જન્માષ્ટમીનો તહેવાર હોવાથી ગંગાને તેમની નણંદને બોલાવવા આવી દર્શનની ઉતાવળ હોવાથી ગંગા હર્ષભેર ઘરમાં આવતાં નણંદ તો બહાર ગયાં હતાં પણ એ કુદરતે બન્ને જોડાંને એકાંન્તમાં વાત કરવાનો વખત મળ્યો. જેવી ગંગાએ પ્રવેશ કર્યો કે અકસ્માત રસિક સામો ભેટી ગયો. ગંગા શરમાઈ, લાજ કહાડી દુર ઉભી રહી, રસિક કંપ્યો, ગંગા ગભરાણી. બન્ને નીચાં જોઇ રહ્યાં. ઘણો વખત આરસપહાણના પૂતળા પેઠે ઉભાં થઈ રહ્યાં. ઉભયથી ન બોલાયું. અંતે કંઇ કારણ કાઢી રસિક લાજનો છેડો પકડી બોલ્યો—

"દરબારમાં રાજમાતાને બહુ પ્રિય થઈ પડ્યાં છે?"

લાજ છોડી નહીં.

"એકાંન્તમાં શરમ નહીં જોઇએ. તમારો ગુર્જર[1] રીવાજ રાખો. કાઠીઆવાડ અજ્ઞાન દેશછે. શું કદી સ્વદેશ છોડયો તો સુધરતો પ્રસંગ પણ છોડી દેવો જોઇએ? ગંગાથી મર્યાદા મુકી ન બોલાયું.

રસીકે પાલવ ખેંચ્યો.

ગંગા હસી પડી.

રસિકે છેડો મુંકી દીધો.

---

૧ ગુજરાતમાં નાગર સ્ત્રી વર્ગને લાજ કહાડવાનો રીવાજ નથી, પણ કાઠીઆવાડમા સઘળે ઠેકાણે પરંપરાથી કાયમ ચાલે છે,

"મને જવાદો, હું જઇશ." પાંજરામાં સપડાયેલી મેનાનો મધુર પણ તીવ્ર ને ગંભીર સ્વર બહાર આવી જેમ કાને અથડાય, તેમ ગંગાનો અવાજ સંભળાયો.

ગંગા ચાલવા માંડી.

રસિકે આગળી પકડી.

"કોઇ આવી જશે."

"નિર્ભય રહેવું, કોઇ નથી."

"મ્હોટાં બહેનને મળવુંછે." હિમ્મતથી ફરીવાર અનિવાર્ય પ્રેમની ભરેલી પણ મર્યાદાથી દિગ્બંધ થએલી ગંગા બોલી.

રસિકે સજ્જડ આંગળી દબાવી. છુટી શકવા ન દીધી.

"જો; જો, બહેન આવેછે, હો !" આખરે નવી યુક્તિ કરી.

રસિકે ભયમાં આંગળી મુકી દીધી. ગંગા હસતી ચાલી ગઈ, મશ્કરીમાં પતિને ઠગ્યા, એ મુગ્ધ બાળાના મનમાં કંઈ ન વસ્યું.

રસિક તેમની તર્ક શકિત પર આફરીન થયો, થોડી વાર બહાર જતાં સુધી સન્મુખ જોઈ રહ્યો. હૃદયમાં મેઘનાં હર્ષ બિંદુ પડયાં, ભાગ્યનો ઉદય થયો માન્યો. ને પોતાને આવું અમુલ્ય રત્ન સાંપડવા માટે ઈશ્વરનો ઉપકાર માનવા લાગ્યો.

ગંગાને બહાર નીકળતાં નણંદ મળી. તે વાટ જોતાં તૈયાર હતાં. ને તેજ માટે બ્હાર ફરતાં હતાં, તેથી બન્ને સાથે ચાલી ગયાં. રસિકે આજથી નવો રસ પીવો શરૂ કીધો. અને વખત બે વખત ખાંનગી ભેટ લેવાને પણ ન ચુકયો. નાની વય છતાં સમજુ ને વિદ્યાવાન જોડાંને પ્રેમે એવાં દિગબંધ કરી દીધાં, કે છુટાં પડવાની વખતે બહુ લાગી આવ્યા શિવાય રહે નહીં. "ગુર્જર કુટુબમાં નહાનપણુથી આવું કૌતક જાહેરમાં આવવાથી નિંદાપાત્ર થવાશે," તેની કૌશલ્ય જોડાંએ બહુ સંભાળ રાખી હતી.

પ્રથમ તો રસિકસુંદરીને ભયંકર લાગ્યું, પણ પછી વખત વીતી ગયો, ને મર્યાદા મૂકાઇ ગઇ, ત્યારે ભય જતો રહ્યો. અને આ જોડાના પ્રેમનો અંક અહીંથીજ શરૂ થતાં પત્ર લેખન પણ થવા માંડયાં. બન્નેના અન્યોન્ય પ્રેમે ખાનગી પત્રથી એટલી હદ આણી

સુધી કે "ક્યારે લગ્ન થાય?" રસિક પોતાના પત્રમાં પ્રેમના અગણીત અંગ્રેજી દાખલા આપી સ્નેહને ઉશ્કેરતો, તો મુગ્ધ બાળા શાસ્ત્રો માંહેલાં દ્રષ્ટાંત આપી, તેમના પ્રેમને વારતી. એમ થોડા દિવસ ચાલ્યું, એટલામાં રસિકચંદ્રને મુંબાઈ જવું પડયું. પણ અનિવાર્ય પ્રેમની મારેલી તરૂણ સુંદરીનો એથી અપરંપાર તણમણાટ વધ્યો. અને ત્યાંથી પણ બીજા મારફત પત્ર વ્યવહાર ચાલુ કર્યો. યૌવન મદમાં મદાંધ થયેલી બાળા માટે નાગરી નાતે એકી અવાજે ચર્ચા ઉઠાવી. પણ તે ઉપર ગંગાના ભાગ્યારતે મનોહરલાલ જેવા સુધરેલા વિચારશીલ બાપે કંઈ પણ લક્ષ ન આપ્યું.

એવા સ્વપ્નમાં કેટલાક દિવસ વીતી ગયા. અને એટલામાં પરિક્ષા થવા માંડી, અને પોતે સફળ થયો. એ પણ ગંગાને પત્રદ્વારા આનંદમાં વધારો થયો.

મનોહરલાલ ભાવલપુરમાં આવી સુખી થયો. અને દરબારમાં લાગવગ સારી થવાથી પોતાના ભાઇ વેણીલાલને તેડાવી સરકારી નોકરીમાં દાખલ કરી દીધો. પણ એટલામાં તો મણીગવરીને એકાએક કોલેરો થઈ આવવાથી થોડાજ અરસામાં તેમને ભોગ થઈ, અને સુખમાં સળો આવી પેઠો. પણ ગંગાએ એ અવસર પિતાને જણાવા ન દીધો, ન્હાનાં ભાંડુંઓને સંભાળવાનું કામ તથા ઘરનું સર્વ કામ પોતે ઉપાડી લીધું. તોપણ કેટલીએક વ્યાધીએ મનોહરલાલના અંગમાં ઘર કીધું. ને વારોવાર એક માસને અન્તરે તેમણે પણ દેહ છોડયો. આથી ગંગા તથા તેમનાં ભાંડુ સર્વ નિરાધાર થઇ પડયાં. ગંગા બહુ વ્યાધીગ્રસ્ત થઈ ગઈ. કોઇ ઉપાય ન રહ્યો. બાળકપણમાંથી આવાં કષ્ટો પડવા માંડયાં. અને અંતે પુર્ણ દુઃખે કાકાને શરણ થવું પડયું. કાકી બહુ કલાંઠ હતી, તોપણ માતાને તુલ્યે તેને ગણવી પડી. ને "બીલાડી ઊંટ લે ગઇ ? હાંજી હાં." તેમ તેની મરજી મુજબ ભણવું પડયું.

લાડમાં ઉછરેલાં છોકરાં પરાધીન પડયાં. વેણીલાલ સઘળા દ્રવ્યનો માલેક થઈ ગયો. પોપટ હજુ અણુસમજુ હતો, મનોહરલાલ ને મણીકુંવરનાં મરણ એવાં આકસ્મિક થયાં કે બાળકોને પૈસા ટકા

તથા બીજી ભલામણો આપવાનો વખત આવ્યોજ નહીં. આથી વેણીલાલ ને ફર કર્કશા ફાવી. અને તેમનાં માબાપો સાથે ચાલેલી ખટપટનું વેર આ બાળકો ઉપર લેવા મંડ્યાં.

"કાળીયા સાથે ધોળીઓ બાંધે, તો વાન નહીં પણ સાન આવે" એ મુજબ કર્કશાની અસર વેણીલાલને થઈ. ને તેથી બાળકોને સતાવવા માંડયાં. સંતાન વગરની પોતે હોવાથી સ્ત્રિ કહેવત મુજબ "બીજાનાં સંતાનને સંતાપે તો પોતાને થાય" એમ જાણી આ બાળકો ઉપર કાકી જુલમ વરતાવવા માંડી. ને કંઈ કંઈ બ્હાને વેણીલાલના કાન ભંભેરી તેને મોઢે પણ કડવાં વેણ કેહેરાવા માંડી. ને તે પણ લાડમાં ઉછેરેલાં બાળકો નીરૂપાયે સહન કરવા માંડયાં.

**ગંગાના રસિક** સાથ થએલા વિયામાં[1] વેણીલાલની સમન્તી ન પૂછાઇ, તેની દાઝ કાઢવા, જોકે ફકત પોતાને દુઃખી હાલતમાંથી બચાવી સુખી કરી આટલે હોદ્દે ચડાવ્યો, એટલુંજ નહીં પણ મનોહરલાલની સર્વ મીલકતનો પોતે ધણી થયો, છતાં તેનો ઉપકાર માનવા બદલે મરેલા જીવન ઉપર અદેખાઈની આંખે જોઇ, નિર્દોષ બીચારી બાળકીની પણ દયા ન ખાઈ, પૈસાના લોભે, નિર્ધનાવસ્થા નીહાળેલી તેના પ્રભાવે, અને કર્કશા નારીના દુષ્ટ બોધથી નીચ પગલું ભરી ગંગાનાં રસિક સાથના લગ્ન તોડાવી, તેને વેચી દુઃખના ખાડામાં નાખવા તત્પર થયો.

**રસિકને** ગંગાના માબાપના આકસ્મિત મરણની અને તેમની ખરાબ સ્થિતિની ખબર પડતા, **ગંગા** પર ખાનગી ને વેણીલાલ પર પ્રગટ દીલાસા પત્ર લખ્યો. પછી પરિક્ષાના કામમાં પડતાં તેમનાથી ગંગાની ખબર ન લેવાઇ, એટલે કેટલાક દિવસ પછી ગંગાએ દબકાનો છેલો પત્ર[2] લખ્યો. અને કુદરતી પ્રેમપાસનો તે છેલોજ પત્ર લખાયો. રસિકે જ્યાં તેનો મુંબાઈથી જવાબ લખ્યો, તે અગાઉ તો **ગંગાના** લગ્ન બીજે ઠેકાણે ગોઠવાઈ ગયાં.

**ગંગા** તથા **રસિકના** કમનશીબે દરબાર પણ તાવની બીમારીથી

૧ ગુર્જર નાગરોમાં વીવાહ બદલે વિયા બોલાય છે. ૨ પેહેલા પ્રકરણમાં **રસિકને** થયેલ સ્વપ્નઅંકનો ખુલાસો અહીંથી થાય છે.

દેવલોક થયા. તેથી રસિકને વિલાયત જઈ એમ. ડી. ની ડીગરી મેળવવાની આશામાં તો નિષ્ફળ થયો, પણ ગંગાના સુખમાં પણ નિષ્ફળ નીવડયો. એ દરબારની દિલગીરીનો લાભ વેણીલાલ લઈ **રસિકચંદ્રની** બીન ખબરે **ગંગાને** બીજે સ્થળે ગોઠવી દીધી. નહીં દાદ કે નહીં ફરિયાદ.

દેવળપુરમાં પ્રાણલાલ નામના શુકલ ખાનદાનના વડા પુત્ર કિશોરલાલને સંતાન ન્હોવાથી પૈસાના મદમાં એક ઉપર બીજી આણવાનો શોખ થયો. આ કિશોર લુચ્ચો, દગલબાજ, હીચકારો ને ખૂની જેવો હતો. પણ જાતે શોખીન ને હાથનો છુટો હોવાથી લોકો ફાવતા. આ કિશોરે ઉડતી વાત સાંભળતાં **ગંગાની** માગણી કરી. જોકે નાગરી નાતમાં એક મળવીજ દુર્લભ છે, તે છતાં નવલ દમ્પતીના દુર્દૈવેજ તેને સુચવ્યું. ને વેર બંધાયું. **ગંગાની** કેટલીક તારીફથી નિર્લજ કિશોર ભાવલપુર ગયો. ત્યાં પણ કપટબાજી રચી. ગંગાને બીજા મારફતે તેના સગાને ત્યાં તેડાવી. પોતાથી તો ન પુછાયું, પણ જાતે છુપો જોઈ રહી એક સ્ત્રિને મોઢે કહેવરાવ્યું.

"એક સુંદર અલબેલો વર આવ્યો છે."

"તે શું? તમારી છોકરીને વરાવો છો, એમકે!" નિર્દોષ ગંગા તો અસમજમાં બોલી. પણ પૂછનારને વાત ગંભીર લાગી.

"ના, ના. ત્હારા માટે હુંતો—

"બસ કરો. મ્હારા માટે શું? હું તો થુંકું તેમ પણ નથી. ખબરદાર એવી વાત કહી તો. હીચકારો લજવાતો નહીં હશે, કે એ વરાયલી છે તેને કેમ પુછાય? અને તમે શરમાતાં નથી, કે વરેલી છોડીને માટે આવું કેમ બોલું. ? એક ચોકસ થવા બેસેલ પ્રમદાને તેમના ધારેલ પતિ માટે જે કંઈ અયોગ્ય બોલ બોલવો, તે માણસ ખરેખર પોતાનો તોલ ઓછો કરવા સાથે હેવાનીયતનું કામ કરે છે. આમ હતું, તો મને બોલાવવી નહીં હતી. જાઓ? જાઓ?" **ગંગા** રસિકના પ્રેમાકર્ષથી કટાક્ષ વચને બોલી.

"પણ તારા કાકાની મરજી હશે, તો તેમાં તારૂં કશું ડાહાપણુ ચાલશે કે?"

"મ્હારી મરજી ન હશે તો પછી તેનું પણ ચાલશે કે?

"ઠીકછે, ત્યારે ચાખજે સ્વાદ."

"એમ કહેવાથી હું હા પાડવાની હતી કે? ખાંડ ખાઓ, ખાંડ. મનમાં મોતીના ચોક પુરો તેજ. મારૂં તો ખાસડું પણ ન ચાખે."

રીસ ચડાવી **ગંગા** ચાલી ગઈ, કિશોરને ક્રોધ આવ્યો. તોપણ તેમના મનહર મુખડામાંથી તીરના ભાલા જેવા તડાતડ તીવ્ર પણ મિઠાશ ભરેલા બોલો પડવાથી તે વધારે આશક થયો.

"એમનો કાકો વેણિલાલ જે પૈસાનો ઘણો લોભીછે. અને **રસિક** સાથે **ગંગાને** પરણાવવામાં તેનો વીરૂધ મતછે. તેથી પૈસાદીકની લાલચ આપશું તો આપણું કામ સફળ થયા વિના રહેશે નહી." એમ વિચારી ઘેર જઇને પણ તજવીજ કરી **ગંગાને** પરણવી. એમ વિચાર ધાર્યો. અને પોતે દેવળપુર ઉપડી ગયો.

તજવીજ દરમ્યાન તેમના ન્હાનાભાઈ **નવલશંકર**ની વહુનું એકાએક મરણ થયું. અને તે જગા ખાલી પડતાં કિશોરલાલ બદલે **નવલશંકર**ની માગણી થઈ. બે બાળકોની હૈયાતી છતાં પૈસાથી તો નહીં, પણ આબરૂમાં પૈસાદાર કહેવાતો હોવાથી અને લોકોની ઉશ્કેરણીએ બીજી નવલ સ્ત્રિ પરણવાનો **નવલ**ને શોખ થયો. એટલુંજ નહીં, પણ હજુ ન્હાનાં બાળકોને સંભાળવાં, અને વૃદ્ધ ગાત્રિકની વૃદ્ધાવસ્થા સાચવવી, તથા વ્યાપાર કામનો એકલાપર આવી પડેલો બોજો ઉઠાવવો, એ કામમાં ઘરસંસારના કામ સારૂ અવશ્ય ખપ લાગ્યો. તેથીલગ્નની ઇચ્છા કરી. અને એ ઇચ્છા **નવલ**તથા**ગંગાના** અસ્તોદયેજ પાર પડી. લાલચુ વેણીશંકરે કુટુંબની મ્હોટાઇ તો જોઈ, પણ સાથે પૈસાનો પણ માર માર્યો. **નવલશંકરે** પણ યોગ્ય ઉમરની કન્યા મળતી જોઈ, કંઈ દરકાર ન કરી, પૂરતા પૈસા આપ્યા. એ ખર્ચ બહોળા વ્યાપાર કારભારમાં ન જણાયો. પણ પાછળ લાગ્યો: "**નવલ**માં સઘળી કુનેહો છે." તેથી ઉત્તમ ગણ્યો. પણ પૈસાની સ્વાર્થી આંખે જોનાર વેણીશંકરને **નિર્દોષ ગંગાને** લાયક વર નથી," એ ન તપાસ્યું. જેનું ઊંધું પરિણામ આવવા બેઠું. અને અનાથ બાળાની પરેચ્છાએ **રસિકને** રડતો કરી, **ગંગાને** વિયોગ દુખમાં નાંખી અસહ્ય મા ઉતારી. કોઇએ

સંભાળ ન લીધી. મરી ગએલ માબાપ, સાથે દરબારની ઓથ તૂટી જતાં બન્નેનાં ભાગ્ય ફુટયાં. અને ભવિષ્યમાં થએલ જોડાં જૂદાં પડ્યાં. લગ્નની પણ તૈયારી થઈ ગઈ. વેણીલાલે કરેલ છાની ગોઠવણની ગંગાને છેવટેજ ખબર પડી. તેણે **રસિકચંદ્ર** પર પત્ર લખ્યો, ત્યાંથી પણ મદદ ન મળી. રાજ્ય દરબારમાં મહારાજાના મરણની દીલગીરીમાં કોઇએ ન સાંભળ્યું. અન્તે આત્મઘાત કરવા નાજુક કોમળ અને મુગ્ધ બાળાએ કોશેશ કરી, તેમાં પણ નિષ્ફળ નીવડી.

પરેચ્છા થકી રૂકમણીને વરાવા; કરી રૂકમયે યુક્તિ ભારી ફસાવા.
શિશુપાળ ભગ્ની પતી નક્કિ થાપ્યો; છતાં કૃષ્ન આવી વરી હાથ થાપ્યો.
હતી કૃષ્નની સાહ્ય જો કે સતીને; પડી પાર ઉમેદ સારી ગતીએ.
બની બાળ લાચાર ગંગા બિચારી, કરી આખરે એજ કોશશકારી:

દેશોમાં જાહેર વાત થઈ ગઇ, થોડા દિવસની મુદતમાં બન્નેનાં લગ્ન થઈ ગયાં. અને ભાંડુઓને રડતાં કરી, સ્વદેશ ભૂમિને છેલ્લાં પ્રણામ કરી, માબાપગૃહનો છેલ્લો પ્રેમ અશ્રુથી છોડી, નિર્દોષ બાળા **ગંગા** ચાલી. અને એક મનોહર સ્થળની મેના દારૂણ વનના વૃક્ષરૂપી પીંજરામાં પુરાઈ ગઇ.

ગંગા હજુ સાસરવાસમાં ગઇ તો ન હતી, બલકે તેનો લગ્ન સંયોગ નક્કી થવાનો વખત સ્વપ્નમાં પણ ન હતો, તે દરમ્યાન તો તેના લિપે, અર્થાત્ **नवलशंकर**ની નવી આવનાર સ્ત્રિ વિષે અનેક લોકાપવાદ ચાલી રહ્યા હતા.

"દીકરાંનું વાસણ વાપરતાં સારૂં નીવડે ત્યારે ખરૂં" એમ કહેનાર દેશી લોકોમાં સાવિત્રી ગુજરી ગયાં, અને "બાળકોને નવીના હાથમાં રહેવું પડશે" કહેવાયું. એટલે તો તરેહવાર જાતનું બોલાવા માંડ્યું કોઇએ કંઈ, તો કોઇએ કંઈ, એમ અનેક જાતની લોક કહેણી ચાલી. અને બાળકો પણ પોતાની સાવકી માતાનાં સંકટ માટે લોકોની ઉશ્કેરીણીથી લગ્ન અગાઉજ બીહવા લાગ્યાં. અને મુંબાઇમાં કમાતા ધણીઓની કમાઇથી ઘેર બેસી મફતના મળીદા ખાનાર રંડાઓ પેલી કહેવત મુજબ "નવરાં બેઠાં નખ્ખોદ વાળે (An idle Person in the devil play Fellow "**કહેવતમાળા**" તેમ બાળકો વધારે વધારે ઉશ્કેરાવા લાગ્યાં. અને તેથી બન્ને

બાળકો એકાન્તમાં મુઝાવા લાગ્યાં. "બાપા આપણને મારશે, ને સાવકી માનાં સંકટ નહીંજ ખમાય" આવી દીલગીરી વિચારી એક મતનાં સમજણાં ભાંડુઓ એક દિવસ તો એકાન્તમાં રમતાં રમતાં એક બીજા વાત કરવા મંડ્યાં.

"ભાઈ? બાપા નવી વહુ લાવશે, ત્યારે બધાં કહેછે, તેમ હમણાં છે, તેવી પ્રિતી આપણને બતાવશે?" મંકુ ઓસીયાળી થતી બોલી.

"હા, બ્હેન. કાં નહીં બોલાવે?" સમજુ ને શાણો ઇંદુ બ્હેનને ધીરજ દેતો બોલ્યો.

"પરાઇ જણી શું બતાવે? જોતો નથી આપણાં મામાના લઘુની દશા?" લોકોના કહેણથી કંટાળેલી બાળાએ મોં મલકાવી કહ્યું.

"તું શું ગાંડીછે, મંકુ? તે પરાઈ છે, પણ બાપા તો પરાયા નથી કેની?"

"ત્યારે લઘુભાઇને પિત્રાઈ મામા પરાયા છે, નહીં? પગમાં બળે છે ને લંકાં ક્યાં બોલવે છે. પિત્રાઈ પ્રભાશંકર કાકાનું પણ જોની?"

"તે કાચા કાનના છે એટલુંજ ઓછું.

"ને બાપા?"

"તે તેવા નથી,"

"નવી આવી કે મંડળ ફર્યું. મરી ગએલી આપણી માતાને મારી હતી, તે તને યાદ નથી? વગર કારણે કજીઆ કાકીએ ભંભેર્યા, ને વચ્ચે મારૂં પણ કાંઇં ખેડવી નાંખ્યું હતુ. તે જો જીવતાંજ એમ કરતા હતા, તો હવે આપણું કોણ? નવી અદેખાઇ કરી ભંભેરે તો આપણે નહીં મારે શું?"

"હું સમજાવીશ."

"નવલમાતાનું સમજાવ્યું જેટલું માને, તેટલું મારૂં ને તારૂં ખરૂં કે? ગઈ કાલે તું રાસમાળામાંથી જગદેવ પરમારની વાત વાંચતો હતો, તેમાં ઉદાદિત્યે વાઘેલીનું માન્યું, તેટલું જગદેવનું ખરૂં?"

"ઘેલી થશે ઘેલી, મોટી મા છે કે નહીં?"

"તે જીવી જીવીને કેટલું જીવશે? છે ત્યાં સુધી પછી?"

"તું સાસરે, ને હું પ્રદેશ."

"તું પરદેશ જઈ સઘળું વીસારીશ. ને મારાં સાસરાં કફોરા[1]

---

૧ નઠારાં.

નીકળ્યાં, તો પછી હું કોના આધારે રહીશ? હમણાં તો તું હશે ત્યાં સુધી તારા આધારે એ દુઃખ વિસારીશ. પણ પછી મારૂં કોણ?" નીમાણી થતી મંકુ કહેવા લાગી.

"ગાંડી રે ગાંડી, તારો ઈશ્વિર બેલી નથી? શું? હું પ્રદેશ જઈશ તે તારી સંભાળ નહીં લઉં? માબાપ એવાં થશે, એમ તું ધારેછે? ને ધારે તો પણ તેમને લોક લાજ વહાલી નહીં હોય? ને તેમ ન હશે તો હું નીકળી ગયો છું કે તારી ખબર લેવાને વીસરાળ થઉં?"

"ત્યારે બાપા છાના મારશે તો?"

"તો તેની ફજેતી કરશું. જો કંઈ ઉપાય નાહીં રહે, અને તને તારાં સાસરાં તરફનું દુઃખજ થશે, તોપછી તારા વરને હું પ્રદેશ જઈ કંઇ બ્હાને ત્યાંજ તેડાવી લઇશ, એટલે તું પણ મારી પાસેજ રહેજે. બસ? હવેતો ઠીક!

"પણ ભાઇ?એ બધું બોલવામાંજ રહેશે. આંગળીથી નખ વેગળા તેટલા વેગળા. મોટાં માજી એની વાર્તા કહેછે, તે સાંભળી છે? મનેતો સાંભળી બહુજ રડવું આવેછે. અરેરે! મા વગરનાં બાળકોની આવી દશા! તું કહેછે કે મોટી મા હોયતો કોઈ નાહીં કહે, પણ બાપા નવીમાં આંધળા થયા હોયતો કંઇ ન ચાલે, ચાલ. માજી પાસે પેલા **કંડુક ને કેશરી**[૧] ની રસીલી વાર્તા કરાવું, મારી નીશાળનો કવિતો એનું નાટક પણ છપાવનાર છે, એમ છોકરાંઓ વાત કરતાં હતાં.

[૧] કંડુક–કેશરી—વિજયપુરના કર્ણસિંહ રાજાને વસંતસેના નામની રૂપવંતીને સદ્ગુણી સ્ત્રિ તથા કંડુક ને કેશરી જેવાં કુમાર, કુમારી છતાં નવી રાણીના મોહથી એક કુવરીને પરણ્યો, પણ તે એવી સરતે કે "નવીના કુમારને ગાદી આપવી અને જુની રાણીને તથા કુમારોને જુદાં કરી વર્ષાશન દેવું." રાજાએ મોહાવેશમાં કબુલ કર્યું. અને વડીલોપાર્જીત મિલકતછે. તેનું કશું ભાન રાખ્યું નહીં. થોડા વરસે નવીને કુમાર અવતર્યો. અને ઉમર લાયકથયો, ત્યારે નવીએ રાજ્યાભિષેકની માગણી કરી, ત્યારે અસલ દસ્તાવેજ યાદ આવ્યા. તોપણ રેસીડેન્ટને લાલચ આપી નવીના કુમારને ગાદી આપવા હિમ્મત કરી. પણ તેના પ્રધાને એ દસ્તાવેજો જુની રાણી વસંતસેનાના કબજામાં આપેલા જણાયા, એથી મનમાંજ સમજી પ્રધાને

"હા, ચાલ, જોઉં!" એમ મંકુને બીજી રીતે ધ્યાન ચુકાવવા માટે ડોશી પાસે લઈ પોતે પણ પાસે બેસી વાર્તા કરાવતો. ને શાન્તિ દેતો.

"સવિતાશવરી વાર્તા પુરી કરી કહેતાંકે" છોકરાં ? આપ્રમાણે જો નવી વહુ કરશે, તો પણ મ્હારાં ઈંદુ અને મંકુ આવાં વિજયી થસે?" એથી બન્ને ભાઉઓ હતાં પણ એવું હસવું તો થોડો વખતજ રહ્યું. અને તેઓને ખરેખરૂં કુદરતી પ્રેમજનક હાસ્ય એવું પેદા થયું કે મરેલી મા પણ વિસારે પડી ગઈ.

---

ને કંઈ બ્હાને બ્હારગામ વસુલાત અને પ્રજા તપાસવા મોકલી જુની રાણીને સમજાવી દસ્તાવેજ કઢાવી લીધા. દરમ્યાન પ્રધાન રજવાડામાં વાંધો પડવાથી નગ્રમાં આવી ચડયો, અને એ વાતની ખબર પડી. તેથી રાજાને ઠપકો આપ્યો. રાજાએ ધીરજ દીધી. અને એ વાત ત્યાંજ મુલ્તવી રહી. નવલરાણી કલહપ્રિયાને રાજાએ લાચારી બતાવી. ત્યારે કલહે ખાનગી જુનીરાણી તથા બાળકોને કોઇ તદબીરે દેશપાર કરાવાની કોશેસ કરવા માંડી. એટલામાં અનાયાસે એક વખત કંકુક અને કેશરીના ફુલના ટંટામાં કંકુક નવી રાણીના બગીચામાં આવી ચડયો અને ત્યાં સપડાયો. કલહે ઈંદ્રસેન કુમાર સાથે દુધ પાવા ગોઠવણ કરી. પણ કુદરતના કોપે જે પ્યાલામાં ઝેર નાખ્યું તે તેનાજ કુમારે પીધું. એ ભાન ગેરહાજરીમાં દાસીને પણ ન રહ્યું. અને બન્ને કુમારો ત્યાંથી જુની રાણી વસંતસેનાના મેહેલમાં રમવા ચાલી ગયા. ત્યાં ઈંદ્રસેનને ઝેર એકાએક ચડયું, અને બેભાન થઇ ગયો.

આ વાતની રાજાને ખબર પડી. ડાકટર પાસે ઝેર તો કઢાવ્યું. પણ તહોમતદાર તરીકે વસંતસેનાને કેદ કરી તે ઉપર એજન્સી કોર્ટમાં કામ ચલાવ્યું. તેમાં તેને દેશનિકાલની સજા થઇ, ત્યારે તેનાં બે બાળકો તે રાજાએ કબજામાં રાખ્યાં. અને વસંતસેનાને બ્રિટીશ સરકારને તાબે કેદી તરીકે રાજાએ કરી. નિર્દોષ રાણી ગઇ. બાળકો તે દિવસથી નવી રાણીના હાથમાં ઝુરવા લાગ્યાં. એથી કલહને સંતોષ થયો નહીં. તેને જે મુખ્ય અડચણ હતી, તે એકે "પાટવી કુંવર છતાં વડીલોપાર્જીત મીલ્કતપર રાજાનું સ્વતંત્ર ચલણ ચાલે નહીં. તેથી પોતાના કુંવરને ગાદીએ બેસાડી ન શકે. આ માટે બંને બાળકોનું શાસન કરાવવું." એવી યુક્તિથી જનાનખાનાના નાયકને લાલચ આપી, અને યોગીના વેશે રાજાને બે બાળકોનો ભોગ આપવા સુચના કરવી. એ નાયકે કબુલ કર્યું. એ સમયે નેકવંત રાજા અનિતીમાં ગરકાવ થયેલો હોવાથી રાજ્યમાં વર્ષાદની તાણ, અનાજનો નાશ, પાણીની બૂમ, ચોર લુટારા ભીલનો ઉપદ્રવ, અને દરબારમાં

# ઊતરાર્ધ.

આ લગ્નાદિકના ખર્ચમાં **નવલશંકર** બહુ ઊંડા ખાડામાં ઉતરી ગયો, પણ તેણે ન ગણકાર્યું. આ ખબર પૈસાનો વહીવટ રાખનાર તેમના ન્હાના ભાઇ શામલાલે જાણી. અને તેનાથી અજાણતાં કિશોરલાલને કહેવાઈ ગયું. "ભાવતું હતું ને વૈદે ફરમાવ્યું" કિશોરલાલનું ટાંપેલું ફળ **નવલ** ઉપાડી ગયો હતો, તેથી તો વેર લ્હેવાને દાવ શોધતોજ હતો, તે આ કારણ અનાયાસે મળી આવેલું જોઇ શામલાલને આડુંઅવળું સમજાવી, ભાગ તોડાવી, નામાની ઉથલ પાથલ કરાવી ઘોટાળા સાથે **નવલ**ને સોંપી છેવટની ફારગતી લખાવી મુંબાઈ મોકલી દીધો. અને પાછળથી તેને સપડાવી બન્નેને દુઃખમાં જોવા કિશોર મથવા લાગ્યો.

---

કુતુહલ ઉભું થયું હતું. આ તકનો લાભ લઈ નવલરાણીના પ્રેરેલ નાયકે રાજાને યોગીના વેશમાં ધમકી આપી. અને નગ્ર પ્રજાનું સર્વ દુઃખ ટાળવા એકજ માતાના ઉદરથી ઉત્પન્ન થયેલાં એકજ નામરાશીનાં બે બાળકોને વનદેવીને[1] ભોગ દેવા કહ્યું. રાજાએ કંટાળી વચન દીધું

સારા નસીબે રેસીડેન્ટ રજાપર ગયો હતો. અને કામ ચલાઉ તરીકે શિરસ્તેદાર હતો. પણ તે રૂશિયાની બ્રિટીશ સરકાર સાથની ગડબડમાં હોવાથી રાજાએ આ હિમ્મત ભીડી હતી. અને ખાનગી તપાસ કરાવતો હતો. મુદત પણ બેજ દિવસની રાખી હતી. વખત વીતી ગયો. અને કોઇ એવાં બાળકો ન મળ્યાં, ત્યારે દાસીના મોઢે રાણીએ કંકુ કેશરીનાં નામ બતાવ્યાં, રાજા બંનેનો ભોગ આપવા વનદેવી ઉપાડી ચાલ્યો, નિર્દોષ અને નિરાધાર કુમાર કુમારીએ બહુજ કકલાણ કર્યું. ઘણા શ્રાપ દેવા માંડયાં; પણ અંધ રાજાએ ન માન્યું. પ્રધાનનો ઉપાય ન રહ્યો. આખરે ત્યાં લઈ ગયા, દરમ્યાન બનાવ એવો બન્યો કે વસંતસેનાનો લંગડો નામે વિશ્વાસુ નોકર જે આ કુમારોની સારવારમાં રહેતો, તેણે કલહપ્રિયા અને દાસી વચ્ચે થતી વાતો સાંભળી. અને કપટ જાણી વનદેવીના બાવાને આ વાત કહેવા દોડયો. માર્ગમાંજ સમાધીસ્થ બાવો મળ્યો, તેને વાત કરી, યોગીએ પોતાના નામે ઘાત થનાર બાળકોને બચાવવામાટે લંગડાને યુક્તી બતાવી અને એકવીંટી[2] આપી. લંગડો એકદમ દેવીનાં મંદિરમાં રાજ્ય મંડળ પહોચ્યા અગાઉ પેસી ગયો. રા-

---

૧. એ મંદીર નગ્રથી પાંચ માઇલ દૂર પહાડી જંગલમાં હતું.
૨ એ વીંટી વિજળીક દવાથી બનેલી હતી. જે અંધારામાં ઉજાસ દેતી, અને કોઢીયાને ઘસી ચોપડતાં દરદ સાફ કરતી.

ગંગા સાસરામાં આવી દુઃખી બની, પણ તે દુઃખ સમજુ ને શાણી સાધ્વીએ પેટમાંજ રાખ્યું, અને ઉપરથી ટાપટીપ એવી બત લાવી કે લોકોમાં એક ખરી નમુનેદાર સ્ત્રિ તરીકે પંકાઇ. એટલુંજ નહીં પણ લોકોમાં અગાઉ જે દુર્બુદ્ધિના વિચારોએ વિચિત્ર પગે પસારો કર્યો હતો, તે નાસી જઇ વિસ્મયતાના વિચારો આવ્યા. ને અદેખી આંખમાં ધુળ પડી. અને **નવલશંકર**ને ભાગ્યશાલી નીવડેલ માન્યો. ગંગાની સુધરેલી ચાલચલણ માટે સવિતાગવરીને દ્વેષ આવ્યો. અને તે નિર્દોષ અપરાધ શોધી સતાવવા માંડી. વાચક ! ગંગાએ ત્યાં કેવું ચલણ ચલાવ્યું હતું ? ચલાવ આગળ.

---

જા આવીને જેવાં બને બાળકોને મંદિર અંદર પગે પડવા દાખલ કર્યાં, કે બારણાં બંધ થઇ ગયાં, રાજા તરવાર સહીત થંભી ગયો. અંદરથી ભેદ ભરેલો એક સ્વર થયો, સર્વ વિસ્મય થયાં. અને મોં વિકાસી નગ્ર તરફ વળ્યાં. મંદિરમાંથી ઉતરી ભોંયરામાં રાજકુમાર, કુમારી અને લંગડો વનદેવી યોગીના મહંત મઠમાં નીકળ્યાં, અને બન્ને બાળકોને ત્યાં રાખી લંગડો પ્રધાનને ખબર આપવા નગ્ર તરફ ગયો.

નગ્રમાં નવું કૌતુક બન્યું. આશા આપેલ નાયક આ તકનો ખાનગી લાભ લેવા દરબારગઢમાં ગયો. અને ત્યાં કલહરાણી તથા નાયક વચ્ચે બાધાબાધ થઈ. એ ઇંદ્રિસેન કુમારે જોઈ. એટલે નાયકના હાથમાંથી ક્રોધાવેશમાં ભરેલી પિસ્તોલ ફૂટી ગઈ. એ કુમારને પગે લાગી. તેથી કુમાર બેભાન થઇ ગયો. અને તેના જોસે પગમાં લોહી વહેવા માંડયું. ગભરાયલો નાયક નાશી ગયો. અને રાણીને ત્રાસ છુટયો. દાસીને સમજાવી કુંવરને જંગલમાં નાખી દેવા મોકલી, પોતે નિર્પવાદી ઠરવા ખોટો ઢોંગ કરી બેઠી. અને પોતાના કુંવરનું હરણ કરવા માટે પ્રધાન પર આરોપ મુકયો. પણ પાપનો ઘડો ભરાયો. અને અનિતીમાન ઠગારી નારીનું પોકળ ખુલ્લું થયું.

વનમાં નાખવા ગએલી દાસીને લંગડો માર્ગમાં મળ્યો. ગભરાયલી ને લોહીથી ભરેલા કપડાવાળી ડોશીને જોઈ લંગડે શકપર પકડી. ખરી હકીકત કહેવરાવી માહીતગાર થયો. અને પોતાની માતાને આવું અકૃત્ય કરવામાં મદદગારી માટે ધિઃકારી મુદ્દો પકડી નગ્રમાં આવ્યો. અને દાસી પરભારી નાસી ગઇ. પ્રધાનને મળી સર્વ હકીકત નિવેદન કરી. દરમ્યાન રાજ્ય મંડળ પણ વનદેવીથી પાછું ફરેલું નગ્રમાં આવ્યું હતું. ત્યાં બનેલી હકીકત જાહેર થઇ. પ્રજામાં નવી જાતનાં ગપાટા ઉડવા માંડયા. દરબારમાં અને નગ્રમાં ઇંદ્રિસેન કુમારને હરણ કરવાની બીજી ખબર પડી. રાણીના કહેવાથી રાજાએ પ્રધાનને શક ઉપર પકડાવ્યો. અને એકદમ નવા આવેલા રેસીડેન્ટ પાસે કામ ચ-

સવિતાગવરીના સંતાપમાં પણ ગંગાએ ઘરનું કામ એવી રીતે ઉપાડી લીધું હતું, કે ન્હાની અવસ્થામાં એક બુદ્ધિશાળી તરીકે પંકાતી હતી. એટલુંજ નહીં પણ પોતાની સાસુને[1] ફક્ત પોતાના મણીના હીંચકા સિવાય બીજું કંઇ પણ ઘરનું કામ કરવા દેતી નહીં. અને પોતે ઘણુંજ સુઘરતુ કામ ચલાવતી. ને રસોડા આદીનો પણ દાક એવો મનહર રાખ્યો હતો, કે ફુવડ શેઠાણીઓના બંગલામાં પણ તેવી સ્વચ્છતા જોવામાં ન આવતી. આવાં ચેટકોથી સવિતા-ગવરી દાઝે બળતાં, ને દરેક બાબતોમાં તેનાપર ચીડાતાં, તોપણ તેને ન ગણકારી "ઊંટ પલાણ્યાં ગાંગરતાં ભલાં" એ ગામડીઆ કહેવતને અનુસરી પોતાનું કામ નિયમસર કર્યા કરતી. એટલે કે પોતે ઘરસં-સારના કામમાં વળી નિયમો રાખ્યા હતા, સવારમાં પોતે વ્હેલી ઉઠી

૧ નાગરી નાતમાં વડીલ માણસોનેજ ઘરકામ કરવાનો અધિ-કાર કહેવાય છે.

લાવા માંડ્યુ. ત્યાં લંગડાની જુબાની અને મુદ્દો મળતાં સર્વે હકીકત જાહેર થઇ, એજન્સી અદાલતે કામ ચાલ્યું ને સર્વ કપટ ખુલ્લું થયું. અને ઠરાવ થવાનું બીજે દિવસ મુલતવી રહ્યું. તે અગાઉ કલહરાણી છુપી રીતે પેલી રાત્રે રાજા કંટાળી યોગીના વેશે રાજ્યપાટ છોડી એક પત્ર લખી તે પણ નાસી ગયો. રાજ્ય રેસીડેન્ટે કબજે કર્યું. અને બ્રિટીશ સરકારને ખબર આપી. ત્યાંના જવાબમાં કંકુ અને કેશરી મળે, ત્યાં સુધી કમીશનથી પ્રધાનની હજુર કામ ચલાવવા હુકમ થયો. અને તે અમલમાં આવ્યો. આ વખતે મજકુર રાજ્યનો વારસ જે અભેસિંહ ઘણા વખતથી છુપે વેશે રાજ્યમાં નોકર રહ્યો હતો, તે રેસીડેન્ટ પાસે ગયો. પ્હેલી વખત તપાસપર તેનું કામ હતું તે હવે સંબંધ બતાવી પોતે વારસો લેવા માગણી કરી. હાલ તુરત તે કામ બંધ રાખવા જણાવી તેને અમલદારની આછતથી રાજ્યમાં ખાલી જગ્યાએ રાખ્યો, અને કંકુ તથા કેશરીની તપાસ માટે લં-ગડો, પ્રધાન અને રેસીડેન્ટનો શિરસ્તેદાર યોગીના આશ્રમ તરફ ગયા.

મહંતના મઠમાં રહેલાં રાજબાળકો એક દિવસે યોગીની ગેરહાજરીમાં જંગલમાં ફરવા નીકળ્યાં, ઝાડો અને પંખીઓ જોતાં ઘણે દૂર નીકળી ગયાં. એટલામાં ઉજડ વેરાન આવ્યું. અને દુર્ભાગ્યે વર્ષાદ પણ ઘણોજ પડવા માંડ્યો. એક ઝાડની ઓથે બન્ને બાળકો બેઠાં, અને વર્ષાદે પોતાનું તેજ એટલું છોડ્યું, કે માર્ગોમાં પૂર્ણ પાણી ચાલવા માંડ્યાં. સાંજ પડી ગઇ, મેહ રહી ગયો, પણ અંધારૂં થઇ ગયું. રસ્તો કાપવા ઉઠ્યાં, પણ માર્ગ ભૂલ્યાં. અને મ્હોડી રાત્રે એક

ઘરમાંથી ઝાડુ, પાણી, વાસણ, કળશા સાફ કરી, દાતણ કરી, ન્હાઈ લ્હેતી, એટલામાં સર્વને ઉઠવાનો વખત થતો, એટલે **નવલશંકર** માટે દાતણપાણી તથા સાસુજી સવિતા માટે દાતણ પાણી ને તમાકુ આપી આવતી, અને પોતે પ્રભાતના ઘર કામમાં ગુંથાતી. તે એક મિનિટ પણ વ્યર્થ વખત જવા દેતી નહીં. એક બાજુ ગરમ પાણી તો બીજી બાજુ ચાની કીટલી ગરમ થતી, એટલામાં પોતે શાક વગેરે છિન્નતી, અહીં ચા તૈયાર થયો, ને દાતણ કરી આવ્યાં કે સર્વ કને પ્યાલા મુકી દેતી. અહીં ચા પીવાય તેટલામાં ગરમ પાણી બહાર કાઢી આપતી, એટલે **નવલશંકર** તથા સાસુ વારા ફરતી ન્હાતાં. એટલામાં પોતે પૂજાનાં વાસણ ઘસતી. **નવલશંકર** ન્હાઈ પુજામાં

---

નદિના કિનારા પર અનાથ બાળકો જઈ ચડયાં. કિનારાની કેટલેક દૂર કૂતરાં ભસતાં જણાયાથી બન્નેએ નગ્રની કલ્પના કરી, એથી કંડુકે નદીની પેલીપાર જવા હિમ્મત ધરી ને પાણી સાંખવા ઉતર્યો. અર્ધ દુર ગયો, ત્યાં મ્હોટો મોજો આવ્યો. ને કંડુક પૂરમાં તણાયો, નિર્દોષ બાળા કેશરી કાંઠે ઉભેલી તેના કાનમાં કંડુકનો ત્રાસિત સ્વર આવ્યો. અનાથ બાળા તુરત મુર્છીત થઇ પડી. અને કંડુક પૂરના વેગમાં તણાયો, એજ વેગની સાથે તણાતો આવતો અજગર કિનારા પરના ઝાડમાં વીંટલાઈ ગયો. અને ઊપર ચડી ડાળીયો પરથી ફલંગ મારી જમીન પર પડયો. ઘણા વખતનો ભૂખ્યો અને મરણથી બચેલો અજગર બરાબર નિર્દોષ કુમારીના ભક્ષનો ભાગ્યવંત થયો, તેને એકદમ ગળવા માંડી. બેભાન બનેલી પણ વધુ દુઃખને શરણ થયેલી બાળાએ કારમી ચીસ પાડી, અને બીજાએ તો નહીં, પણ ઈશ્વરે પ્રેરેલા એક પારાધીએ તે સાંભળી. તુરત શોધ કરતો પાસે જઈ ચડયો. શ્વાસ લેતી બાળાને પારાધીએ ફુફવાડા મારતા અજગરને ગળતો જોયો કે તુરત હિકમતથી અજગરને ખેંચ્યો, ને પકડી મારી નાખ્યો. દૈવયોગે સર્વ બનાવમાં સફળ થયો. અને કેશરીનું ચડેલું ઝેર પણ પારાધીએ ચુસી તેને ટટાર બનાવી. પોતે એક વનસ્પતિનાં પાંદડાં ચાવી ઝેરને તોડી પાડયું. કુમારીને ધીરજ દઈ પોતાને ઘેર લઈ ચાલ્યો. બાળક ન હોવાથી અનાયાસે મળેલી બાળાને પેટના પુત્ર કરતાં વધારે ચાહાવા લાગ્યો. **કેશરી** સુખી થઈ. પણ ભાઈ વીના ઝુરવા લાગી. પારાધીએ તેમના ભાઈની શોધ માટે વચન આપ્યું. રાજકુમારી શાન્તિ પામી. અને ત્યાં રહી હંસ ગુંથી તેમાં પોતાનું તથા કંડુકનું નામ પાડી, તે વેચવા પારાધીની સ્ત્રિને તે દેવા લાગી. તે એવી મતલબથી કે “ભાઈના હાથમાં જાય, અને પોતાને મળે.” આ બાળાના પ્રતાપે પારાધીએ હિંસા કરવી છોડી આ હંસની કમાઈમાંજ

બેસતો. એટલે સાસુજી ત્યાંથી હવેલીમાં મંગળાનાં[1], અથવા તે ચુકે તો ગવાલનાં[2] દર્શન કરવા જતી. તે બીજી હડહડતી વેવલી[3] પેઠે દોડમદોડ ન કરતી, કે ખોટા ભક્તિનાં ડોળ ન દેખાડતી. તોપણ શ્રદ્ધાપૂર્વક એક વખત દર્શન કરવા અવશ્ય જતી. આ તરફ પૂજા થઇ રહેતી ત્યાં જમેવાનું પણ તૈયાર થતુ. એટલે **નવલશંકર**ને જમવાનું પુરી આપી પોતે સાફ થઈ બ્હાર આવી પાન પટી તૈયાર કરી દેતી. તે જમી અબોટીઉં ઉતાર્યું કે પોતે ધોવાના વસ્ત્રોમાં નાખતી, અને તુરત **નવલશંકર** દુકાનપર જતો. તે પ્રેમથી મળી નીચે ઉતરે એટલામાં સવિતાને આવવાનો વખત થાય. અને ઇંદુલાલ પણ ઘણું કરી સ્કુલથી રજા મળતાં આવી ચડે, એટલે સર્વે સાથે જમવા બેસતાં. વૃદ્ધ ડોસી ઇંદુ વગર જમવા બેસતી નહીં, કદી વખત થઈ જાય, તો બેસી રહેવું કબુલ કરે પણ કંઠપ્રાણ લાગી રહેલા બાળક

૧ પ્રભાતમાં પ્હેલાં દર્શન મહારાજની હવેલીમાં થાય તે.
૨ બીજી વખતમાં એમ સમયાનુસાર દર્શન થયા કરેછે તે.
૩ દરેક કામમાં ખોટું ડોળ ઘાલતી.

---

ગુજરાન ચલાવવા માંડયું. અને એમની ખપતી પણ બહુ જાગવા લાગી, એથી કુંવરીનું માન વધ્યું, ને સુખમાં દિવસ ચાલ્યા. નદીના પુરમાં તણાયલો કંડુક અંતે સમુદ્રમાં ભળતા પાણીમાં પડયો.

**अरक्षितं तिष्ठति दैवरक्षितं, सुरक्षितं दैवहतं विनश्यति ।**
**जिवत्यनाथोऽपि वने वसर्जितः कृतप्रयत्नोपि गृहे विनश्यति ॥**
**"सु र. वा पंचतंत्र"**

જો ઇશ્વરનેજ રક્ષણ કરવું છે, તો દરેક રીતે ઇજા વગર ઉગરી શકેછે, તેમ દરીઆમાં માછલાંની જાલ નાખતા ખારવાઓના હાથે જાળમાં વીટલાયેલો કંડુક આવ્યો. મ્હોટો મચ્છ જાણી ખારવાઓએ કાઢયો, તો કાન્તિવાન પણ બેભાન બાળકને જોયો. અત્યંત પ્રયત્ને પીધેલું પાણી નિતારી શુદ્ધિમાં આણ્યો. અને ખાવાપીવાનું આપી ઘણે દિવસે ચાલતો હાલતો કર્યો. કુંવરના મુખથી રાજપુત્રનું નામ સાંભળી ખારવાને તો અહંકાર આવ્યો. પણ તેની કર્કશ ખારવણે એ બાળકને સતાવવા માંડયો. "મ્હોટાનાં બાળકને ઘેર રાખી દુઃખ આપવામાં વધારે મજા છે" એ દેશી કહેવતનો લીધેલો અનુભવ દુષ્ટ ખારવણે નિરાધાર નિર્દોષ કંડુક પર સિદ્ધ કર્યો. ખારવાએ ઘણી વારી, પણ એ ટેવ છોડીજ નહીં. કુંવર છોકરાં સા-

વગર જમી લ્હે નહીં. પરિક્ષાના નજદીક વખતમાં બાર બાર પણ વાગે તો બીજા જમે, પણ આ ડોશી તો સાથે લઈનેજ બેસતી. કદી **નવલશંકર** કુબેરપૂરની દુકાને હોય તો નવલ રાંધી મણીને રમાડ્યા કરે, અગર બાકી રહેલું રેશમી ભરત હાથ ધરે, પણ વૃથા સમય કાઢી ટેલટપ્પા[1] કે મારી તારી[2] કરવા કંઇ પણ ઉભે નહીં.

પ્રભાતના ઘરકામમાંથી પરવારી અચ્છ અબોટ કરી સ્વચ્છ થઈ, પાન સોપારી ખાઈ તૈયાર થાય, ત્યાં બરાબર બાર વાગે, એટલામાં મણી તથા સવિતાગવરી આગળના ચોકમાં પોઢી જાય. અને નવલ પોતાના નિયમ પ્રમાણે ભરતકામમાં પડે, દરમ્યાનમાં તો કોઈ આવી રાહા જોતું હોયજ, તેથી નિશ્ચિંત થઈ પોતાના દીવાનખાનામાં ઉંઘવા બદલે આવેલી સહીયરો સાથે ટેલટપ્પાનો પરિત્યજ્ય કરી ભરત ભ-

૧ અહીંથી તહીં ફરવું કે કંઈ કંઈ વાતોમાં બોલવું. ૨ નિંદા.

થે મેદાનમાં તીરકામઠે કે ગલ્લી દડે કે દડે ( ક્રીકેટ ) રમે તો તે રંડા તેને માછલાં મારવા મોકલે, આથી કંટાળી કંકુક રીસાઈ એક દિવસ દુર ન્હાસી ગયો.

**भाग्यं फलंति सर्वत्र, न च विद्या न च पौरुषं ।**
**समुद्रं मथनं लेभे, हरिलक्ष्मि हरोविषं ॥**

એવામાં ભાગ્ય યોગે અનાયાસે રત્નપુરીનો **રત્નસિંહ** રાજા પાંડુ રોગથી કંટાળી દરિયામાં આત્મઘાત કરવા જતો હતો, તેને કંકુકે જોયો. જેવો રાજા દરિયામાં પડવા ગયો કે કંકુકે એકાએક પકડી લીધો. રાજા બેભાન થઇ પડયો, જરા વધારે શુદ્ધિમાં આવી પાછો પડવા જતાં કંકુકે કારણ પુછ્યું, પણ હઠીલો રાજા ન બોલ્યો, ઘણા આગ્રહે ખરી હકીકત કહી, ત્યારે કંકુકને પોતાની પાસે વિજળીક વીંટી જે ચાકરને યોગીએ આપી હતી તે યાદ આવી, તે હાથની આંગળીમાં સલામત રહેલી જોઇ, રાજાને ધીરજ દીધી. ને એ રોગને શાન્ત કરવા અભયદાન આપ્યું. નાદાન બાળકની હિમ્મતપર રાજા હસ્યો. પણ કુમારે ત્યાંજ ઘસી એક તરફ જરા ચોપડી બતલાવ્યું, તો રૂધિર બંધ થઈ ગયું. રાજાને આશ્ચર્ય લાગ્યું, અને મોતના પંજામાંથી બચાવનાર બાળકને પોતાના નગ્રમાં તેડી ગયો. કંકુક દુઃખમાંથી છુટવા માટે ખુશી સાથે ગયો. અને ત્યાં જતાં રામને જેમ વિશ્વામિત્ર સાથે જતાં શુભ શુકન જણાયાં હતાં, તેમ કંકુકને જણાયાં. બન્ને નગ્રમાં ગયા. કબુતરની ચરક મંગાવી કંકુકે દવા ચોપડતાં થોડાજ અરસામાં રાજા નિરોગી થયો,

રે. અને શીખવા આવેલીને બતલાવે. કોઈ ટોપી, તો કોઈ સાડીની કોર તો કોઈ બાંયના મોળીયાં તો કોઈ કેનવાસનાં પોપટ, મેનાં, હાથી સિંહ આદી એમ જેમ જેની ધ્યાનમાં આવે તેમ કામ કરે, એટલુંજ નહીં પણ કામ કરતાં મોઢાને વશ શા માટે રાખે? તે કોઇની નિંદા ન કરે, પણ સીતાસ્વયંવર, રૂક્ષ્મણી હરણ, સાવિત્રી ચરિત્રનાં ઢાળીયાં, નળદમયંતી સ્વયંવર, ઓખાહરણ કે ધ્રુવાખ્યાન વગેરેનાં પદો ગાતી જાય.ને કામ કરતી જાય. જેની અંદર ભરત ઉમગંથી ભરાય, વખત સહેલાઈથી નીકળે, અને શીખેલું ભૂલી ન જવાય.

**માલિની વૃત.**

રસિક મન વિલાસી; માધુરી રાગ વેલી;
હૃદય કમલમાંથી ફૂટી; કંઠે ઠરેલી;
અરૂપ થઈ તહાંથી; સંગ આકાશ મ્હાલે,
જઇ કરણ કમાડે, પ્રેમને ઝટ ઝાલે.

---

એથી તેના કૃત્યપર ખુશી થઇ, પોતાને જીવતદાન દેનાર કુંવરને તેનું વૃતાંત પુછ્યું તો રાજાનો પુત્ર જણાયો. એથી વધારે હર્ષિત થઇ પોતાને સંતાન ન હોવાથી અંતે બ્રિટીશ સલતનતના હાથમાં રાજ્ય ન આપવા ખાતર આ પુત્રને દત્તક કરી લહી પોતાની પુત્રી **ચતુરાને** કંકુક સાથ પરણાવી. તેને પલ્લામાં રાજ આપવા ધાર્યું. અને એ ગોઠવણ શરૂ થઇ. કંકુકના ભાગ્યનો ત્યાંજ ઉદય થયો.

જખમી થયેલો સાવકી રાણી કલહપ્રિયાનો કુંવર ઇંદ્રસેન જંગલમાં પડ્યો છે. તેનો ઘા શાન્ત થતાં તે એક અપુજ્ય શિવાલયના આશ્રમમાં ગયો. અને ત્યાં ઉગેલાં ઝાડોનાં ફળોથી નિર્વાહ કરવા લાગ્યો. અને પોતાની ખરી અશુદ્ધિથી વિમુક્ત થઈ ત્યાંજ રહ્યો. એટલામાં એક દિવસ યોગીના વેશમાં તેમનોજ પિતા કર્ણસિંહ ત્યાં આવી ચડ્યો, અન્યોન્યથી ઓળખી ન શકાયું, પણ ઉભય આશ્રયમાં સાથેજ રહ્યા. રાજા ઘણી ઘણીવાર એ બાળકને જોઇ ખેદ કરવા લાગ્યો. ને કારણ પુછતાં તેને કંઈ પણ ન જણાવ્યું. એટલામાં બનાવ એવો બન્યો કે રંગમેહેલમાંથી ન્હાસી ગયેલી કલહપ્રિયા એક સોદાગરના હાથમાં સપડાઇ જતાં પણ ત્યાંના ત્રાસથી છુટી પડી નાહી, ત્યારે સોદાગરને ખબર પડતાં પુઠે ધાયો. અને આ સ્થળે પકડી. પોતાના રાજાને કલહે દુરથી જોયો, એટલે વેગથી દોડી "નાથ મારૂં રક્ષણ કરો" એમ પોકાર કરી રાજાના પગમાં પડી. સોદાગરે પોતાની સ્ત્રિનો હક ધરાવ્યો, રાજાને જોકે તેપર તિરસ્કાર હતો, છતાં પોતાને નામેજ કલંક બેસતું જાણી ધર્મજીજ્ઞાસુ રાજાએ સોદાગર સાથે વિ-

પ્રસરિ સરવ અંગે, રંગમાં તો રમાડે,
કરિ મન અવિકલ્પી, થેઇ થેઇ નચાડે;
સુગમ ચતુરને છે, નાયિકીને વહાલો,
સુરતિ સમય નાદે, પ્રેમનો પાય પ્યાલો.
વિવિધ શરિર વ્યાધી, ઔષધીઓ મટાડે,
મનનિ દુ:સહ આધી, રાગ ધુંની નસાડે;
પરવશ કરિ નાખે, નાદ પક્ષિ પશુને,
ભવ ભય દુ:ખ વામે, રાગને કર્ણ શુણે.
ચપળ ચતુર પ્રાણી, નિજ સ્વાભાવ ભૂલે,
વિષધર વિષ મૂકી, નાદ આધીન ડૂલે;
રતિ પતિ વશ બાળા, ગાય રાગો રસાળા,
શુધિ બુધિ હરિ લે છે, મોહની નાંખી માળા.
સરવ સદગુણોને, રાગ બહુ પુષ્ટિ આપે,
શુભ હરિ ગુણ ગાતાં, શાન્તિ થાયે અમાપે;

**"ઉત્તરજયકુમારી" ૨–ઊ.**

---

રોધ કર્યો, એથી બંને વચ્ચે વિવાદ થયો, અને છેવટે પાસેના નગ્રમાં કોર્ટથી ફડચો કરવાને રાજા, રાણી, કુંવર અને સોદાગર સહીત ગયાં.

**કંકુ** અને **કેશરીની** શોધે નીકળેલા પ્રધાન, લંગડો ચાકર અને રેસીડેન્ટ તળેના અમલદારોને કંઈ પણ પત્તો ન મળ્યો ત્યારે મહંત ઉપર શક લઇ તેને કેદ કરી ગયા અને ત્યાં જઇ **વસંતસેનાને** જન્મ દેશનિકાલના કેદમાંથી છોડાવી રાજમેહેલમાં આણી. રાજ્યનું સર્વ કામ પ્રધાને કમીશનથી પણ હાથમાં રાખ્યું, અને બન્ને બાળકો તથા રાજાનો પત્તો કાઢવા પ્રધાન જાતે નીકળ્યો.

કંકુના લગ્ન થઈ ગયાં અને યુવરાજની તૈયારી થઇ રહી હતી. અને ચતુરા સાથે પૂર્ણ પ્રેમ બંધાયો. ને ઘડીભર વીલાં પડતાં દુ:ખ થવા માંડ્યું. એક દિવસ બન્ને રાજમહાલયને ઝરૂખે બેઠાં હતાં. એવામાં એક પારધી હંસ લઇ જતો ચતુરાએ જોયો ને તેનાપર તેનું લક્ષ્ય ગયું. દાસી પાસે મગાવી **કંકુને** તે દેખાડ્યો. કંકુકે પોતાનું તથા બેહેનનું નામ ભરેલું વાંચી એકાએક વિયોગાશ્રુ પડ્યાં. **ચતુરા** ગભરાણી, અને કારણ પુછ્યું. કંકુકે એ પારાધીને ઉપર બોલાવો કહ્યું. તે આવતાં હંસ ગુંથનારને બોલાવી લાવવા સાથે સિપાઇ મોકલ્યો. તે જતાં કંકુકે પોતાનું વૃત્તાંત **ચતુરાને** કહ્યું, અને બન્ને નીચે મેહેલમાં રાજા રાણીને કાને વાત નાંખી. ત્યાં ધ્રુજતી **કેશરી** આવી. ભાઇને જોઇ બંને હર્ષગોદમાં લપાઇ ગયાં.

કેમ જાણે તપોવનમાં ઋષિ પત્નિઓનું મહા મંડળ યમુનાના તટ પર મહા પર્વણી માટે આવી ખડું થઈ રહ્યું ન હોય.

સ્વર પણ એવા મધુર નીકળતા કે માર્ગે જનાર માણસોને સ્તબ્ધ કરતાં. કોઈ કોઈ વખત **નવલગંગા** તો દેશી કારીગીરીને પણ બહુ ઉત્તેજન દેય. મોતીની કલમ, વળી મોરનાં પીંછાનાં કે કોડાના સાંકલી[1] અથવા જોણું[2] અને રંગ બેરંગી બધોલાંના[3] ઘુઘરા ભરે અને તે એવાં દેદીપ્યમાન ને રમણીય કરે કે નકલથી બનાવેલાં ચીનાઈ કામને પણ લજાવી મૂકે. આ કામમાં સાંજ પડતાં વખત ન લાગે. અને બરાબર ચાર વાગે કે સર્વે ઉઠી પોતપોતાને ઘેર જાય. કેટલીક નણદો સાસરેથી પિયર રહેવા આવી હોય, તે નિરાંતે ગંગા

૧ સુતરનાં ન્હાનાં સીકાં, જેમાં પ્યાલા આદી રાખી શકાય તે. ૨ ચાર બાજુ સીકાંમાં દોરી રખાય તે. ૩ નદીની રેતીમાંના ન્હાના શંખ.

આ બનાવથી આનંદ વરતાઇ ગયો અને **કેશરીને** મોઢેથી સર્વે જણે દુઃખની હકીકત સાંભળી દુઃખી થયાં. પણ છેવટના મેળાપથી તેમાં હર્ષમેઘે શાન્તિ આપી. પારધીની કૃપામાં તેને મનોચ્છિત કરી આપ્યું અને **કેશરી** ભાઇના તથા ભાભીના પ્રેમમાં સુખી થઇ સાંજ રહી.

રેસીડેન્ટથી હુકમ થયો કે **કંકુકસેન મહારાજને** ગાદી આપવી. પણ તેની અસલ જન્મ હકીકત લખી મોકલવી. તે જણાવ્યું. અને રેસીડેન્ટે જાણ્યું તો **કર્ણસિંહ** રાજાનો પાટવી વારસ જે હાલ રાજ્ય કમીશનરના હાથમાં છે તે જણાયો, પણ તેની જાતેજ તપાસ કરવા ત્યાં ગયો, એમની પ્રથમ ચાતુર્યતા ઉપરજ તેણે પરિક્ષા કરવા માંડી, આજે કોર્ટમાં **કંકુકને** ન્યાય કરવા બેસાડવાની રેસીડેન્ટે દરખાસ્ત કરી. તેને ટેકો આપી હિમ્મતવંત કુમાર રેસીડેન્ટ સાથેજ રાખી બેઠો અને દૈવ યોગે નવોજ કેસ ચલાવવાનો ઠરાવ થયો. જે કેસ પોતાનાં સોદાગર વિરૂદ્ધ માબાપોનોજ હતો, તે હાથમાં આવ્યો. ફરિયાદી તહોમતદારનાં કારણો સાંભળી છેવટે સાક્ષી **ઇંદ્રસેનને** તપાસ્યો, સર્વે હકીકત જાણી આખરે **કંકુકે** પણ તેના ચુકાદામાં સોદાગરને તહોમતદાર ઠરાવી, **કલહપ્રિયાને** તેમની ચાલચલણ માટે એવી ગંભીરાઈમાં ટીકા કરી કે એમની માબાપો તરફની લાગણીમાં કાયદા અને ન્યાય તરફના લક્ષમાં ખરેખર આશ્ચર્ય થયો. છેવટના ચુકાદામાં તહોમતદાર સોદાગરને સજા કરી. પ્હેલાને નિર્પરાધી ઠરાવ્યો, દરમિયાન રેસીડેન્ટે નિર્પરાધી બાઈ ઉપર વારંટ કાઢી બતલાવ્યું. અને કેદ કરવા હુકમ આપ્યો, દરમ્યાનજ પોતાની પાસે રાખેલી છરીથી

પાસે બેસે, ને વાતોના તડાકા ઉડાવે. ગંગા તેટલાં ચોખા કે દાળ વીણવા બેસે અને જો વાતો ન કરે તો નવી શીખનારી ગાયનની શોખીન બાળાઓને નૃસિંહ મહેતાની હુંડી કે શામળશાહના વિહવા કે કુંવરબાઇનું મોસાળું વગેરે શીખાવે, ને ગવરાવે, અને એ રમુજમાં પોતાનું કામ પણ સહેલાઇથી ઉકેલે.[૧] તેમાં પણ તે નિસ્પૃહી ને નેકી નારીએ એક અચ્છી કુનેહ જાળવી રાખી હતી, કે ગમે તેવી સારા ખાનદાનની કે ગરીબ કુટુંબની જોઇએ તેવી સ્ત્રિ શીખવા આવે તો પણ તે સર્વે સાથે એક સરખી રીતે વર્તતી જોકે કેટલીક ધનાઢ્ય ને ઉચ્છૃંખલ સ્ત્રિઓ પોતાના મદમાં દબાવા માગતી, તો તેને રોકડો જવાબ આપતી, અને કદી તે લાલચમાં નાખી જલદી શીખવા કે ભરવા શીખવા માગે તો તેને તુચ્છકારી ગરીબનું લીધેલું કામ છોડી દઈ પૈસાને પરવશ થઈ પોતાની કુનેહને કલંક લગાડતી નહીં. પણ ભોળવવા આવનાર મદમત્તણી નારીયોનાં મોઢાં વીલાં પાડી દેતી. જો

૧ પુરૂં કરે.

કલહપ્રિયાએ આત્મઘાત કર્યો અને મરતાં પોતાના પાપનો પશ્ચાતાપ કરવા લાગી. કંડુકે ધીરજ દીધી. પિતા ભાઈ સાથ મલ્યો. **ચતુરા કેશરીને** બોલાવી રાજમંડળ ભરાતાં એક ગંભીર ભાષણ રેસીડેન્ટે કર્યું અને **અધિક ભાર્યા પ્રમાદ**નો અછો દાખલો બેસાડી આપ્યો. **કંડુકે ઇંદ્રિસેનને** બાપના વારસાની ગાદીપર બેસાડવા રાજા તથા રેસીડેન્ટ પાસે માગણી કરી. **કલહને** સંતોષ આપ્યો, સર્વ એ કબુલ કર્યું. અને **કલહે** પ્રાણ છોડયો. **ઇંદ્રસેન** રડયો, પણ બાપ, ભાઇ, બ્હેન તથા ભાભીની અસરથી શાન્તિ પામ્યો. **કલહને** અગ્નિસંસ્કાર ઉત્તરક્રિયા સાંજ કરી અને વસંતસેના તથા પ્રધાનને શોધમાંથી બોલાવ્યાં. પ્રથમ **કંડુકને** રત્નપુરીનું રાજ્ય આપ્યું અને એજ ધામધુમમાં **કર્ણપુરીનો** રાજ્ય મુગટ **ઇંદ્રિસેનને** પેહેરાવી રાજ મહેલમાં ખાણુ (પાર્ટી) કરી નાચ રંગ દરમ્યાન લંગડા ચાકરને નિમકહલાલી બદલ ચાંદ આપ્યો. અને અભેસિંહને તેના કર્તવ્યથી ધિઃકારી હકદાર તરીકે કંડુકે પોતાના રાજ્યનું એક ગામ અપાવ્યું. મહારાજા **કર્ણસિંહે** તથા **રત્નસિંહે** આતુર સન્યાસ લીધો અને રેસીડેન્ટને ભલામણ કરી સર્વ દુઃખથી મુક્ત થઇ સંતોષ પામી છેવટનો આશિર્વાદ અપાયો. **કંડુક** અને **કેશરી** વિજયી થયાં. ને સુખી સંસારમાં કેશરીને પરણાવી બન્ને સંસાર સાગરમાં આનંદ નાવથી ચાલવા માંડયાં. અને અંતે "ધર્મે જય પાપે ક્ષય" પર માતાને લહી નિતી પર ચાલવા લાગ્યાં.

કે નવલની આવી ટેકે હડધુત થનારી સ્ત્રિઓ તેની પાછળ નિંદા કરતી. ને મનમાં બળતી, પણ બીજી શીખવનાર ન હોવાથી અને પોતાને શીખવું જરૂર હોવાથી લાચારીએ તેઓ મોઢે ગંગાના ભલા ગુણ ગાતી. આ સર્વ મંડાણથી કેમ **નવલે** જાણે યુવાન સ્ત્રિઓની મ્હોટી નિશાળ (Young ladies high school.) સ્થાપી માસ્તર બની ન હોય! તેવી જણાતી હતી, ને તેથીજ લોકો તેને મડમસાહેબ કે સુધરેલી સાધવીના નામે લજાવતા, તોપણ નવલ બીલકુલ ક્રોધ કે રોષ આણ્યા વગર પોતાનું નિયમીત કામ કર્યા જતી હતી. આવું છતાં દૈવ જાણે નવલના વિદ્યાના તેજે અગર શીખવા ભરવા આવનાર કુલીન બાળાઓની શરમે, કે સાસુના માન ભર્યા હોદાની રૂએ, પણ સવિતાગવરીનું મોઢું એવું સીવાઈ ગયું હતું કે જુના વિચારની વૃદ્ધ ગાત્રિકને નજરે ખુદ આ કૌતક આશ્ચર્યજનક લાગતાં છતાં જરાએ બોલવા જીભ ઉપડતી નહીં.

નવનવિત સ્વભાવની લલિત લલનામાં વળી બીજો ગુણ જે હતો તે સદાને માટે આ વખતે કામમાં લીધેલી નવલ સખી સિવાય કાયમ રાખ્યો હતો ને તેવી ટેકને આધીન થઈ પોતાની નબળી સ્થિતીની અસર ન કરાવા બીજાની કને ચપટી મીઠું કે જરા સરખું મરચું પણ માગવામાં મોટી ખોડ ધરાવતી હતી. બીજા માણસો એમના ઉપરના જાણીતા કામ માટે આભારી થએલાં હોવાથી કદી તેના બદલામાં કંઇ વસ્તુઓ આપવા પણ કરતાં, તો તે વસ્તુ અહંકારથી, ઉન્તતાઇથી કે તુચ્છકાર કરીને નહીં; પણ વિનયથી યોગ્યતાથી, અને લાયકીથી અમુક જાતનું કારણ બતાવી ન લ્હેતી. કદી લોકો અત્યાગ્રહ કરતાં.અને મણીના મ્હાને તેને આપવા કરતાં,તોપણ તેને બાધા[1] છે એમ કરી છેવટે પછી "માફ કરો મ્હારા કામમાં ખલલ થશે." એટ-

---

૧ છોકરાં ઉછરતાં ન હોય તો ખોટને બ્હાને દરેક જાતનો નિયમ લેવાયછે. એટલે કે વાળ વધારવા, પરાયા કપડાં પહેરાવવાં કે બ્હેનના ઘરનાં લેવાં, અથવા કોઇનાજ લેવાં, અને ઉમરસર ધારેલી ધારણા જે દેવની માનતા કરી હોય ત્યાં જઈ બ્રાહ્મણોને જમાડી પુરી કર્યા પછી સર્વ પોતાનું લ્હેવું તે.

લો બોલ બોલતી. તેથી માબાપોની સારી હાલતમાં પોતે એક લાડકવાઈ પૂત્રી છતાં તેના બાળકો તરફના એક ઘર સંસાર સુધારવાના અહોળા વિચારમાં તેણે કેટલી જાતની ઠોકરો આપીને પણ **ગંગાને** સુધારી હતી. જેમ તેની માતાના હાથ તળે આ શિક્ષણમાં કાએલ થઇ હતી તેમ તેના પીતાના હાથ તળે કેળવણી શિક્ષણનો પક્કો અભ્યાસ કીધો હતો. અને એટલા અભ્યાસમાં તેને ગુમાન આવ્યું હતું, પણ એ ગુમાન તેમનાં માબાપનાં આકસ્મીક મરણ પછી, તેમનાં કજળી કાકીના હાથમાં ઓશીયાળે મોંઢે રહી ગુજારેલા દિવસથી ઉતરી ગયું હતું.

વાચક! આ વખતે તે **રસિકચંદ્રને** ભૂલી ગઇ હતી, ને સગર્ભા બની હતી. તેને અગ્યાર માસે પ્રસવ થયો હતો. આ અવસર છતાં પણ રસિક તો ગંગાએ આપેલી ઉમેદમાં ધસડાયો હતો. આ સમયે એક કૌતુક બન્યું હતું કે **નવલશંકર**ના મિત્રની પત્નિ ગંગાની સખી વિજ્યાકુમારીને ગર્ભ ચડી ગયો હતો, તે મુંબાઇ **નવલ**ની ભલામણથી ગઇ હતી, તેને **રસિકે ગંગા** જાણી હતી તેમાં પ્રથમાંકમાં વાંચ્યા પ્રમાણે **રસિક** ભૂલો પડી પથારી સેવતો હતો. **વિજ્યાના** મરણની ખબર ગંગાના ઘોંટાળા પછી થઈ હતી પણ કાગળનો ખુલાસો જારી હતો. તે પોતાના ઘરની અંદર ગમે તેમ સ્થિતિ ચલાવતાં પણ મોઢેથી એક સ્વર પણ બોલતી નહીં. તે અંદરનો ડોળ પણ બતલાવવા બ્હારનો ઠીકઠાઠ એવો મજબુત રાખતી કે આજે આવી સ્થિતીમાં લોકોને ગરીબાઈ જાહેરાતમાં આવેલ છતાં એ બીલકુલ જણાવા દેવાને હઠીલી થતી.

ગંગા જાતે સાદી પણ ટાપટીપવાળી હતી. તેના વસ્ત્રો સાદાં અને હલકી કિમતનાં હતાં, પણ પેહેરવાની એવી ખુબી હતી કે હજારોના દાગીના અને અમર આદી ઉમદાં વસ્ત્રોની પેહેરનાર ઉછ્રૃંખળ નારને લજાવી દેતી હતી, અને એ વસ્ત્રોમાં મુંબાઇમાં વસેલી શોખીન સ્ત્રિઓ અંગ્રેજી સુગંધી પદાર્થો જેવાકે, લવન્ડર, સેન્ટ, કે સાદાઈમાં વનસ્પતિનો સુગંધીદાર ભૂકો ( Vegetable Powder ) છાંટતી, છતાં કપડામાંથી ગંધાતી, પણ આ **ગંગા** તો વગર ખુશબોદાર પદાર્થે ફકત ધોવા ન્હાવાની સફાઈથીજ એવી સુગંધદાર રહેતી,

કે મ્હોટાના ઘરની હરામના હાડકાની સ્ત્રિઓનાં ધાટીનાં ધોએલાં આચ્છાદન વસ્ત્રોના કરતાં હજાર દરજ્જે સફાઈદાર જણાતી. તે એક મરોડદારને કુદરતી મોહક દેખાવની સ્ત્રિ હતી, કે તેથી પહેરવાની ખુમાં ગમે તેવું વસ્ત્ર પહેરતી, તોપણ તેને ઓપી નીકળતું હતું.

તેના ઘરનો ઠાઠમાઠ પણ બાપીકા વખતના જુના રીવાજથી રચાયલો, છતાં સુધરેલી **ગંગાના** આવાગમન પછી ફરનીચર વગેરેની ગોઠવણ થવાથી લગાર ભપકાવાળો ને ઉમદો હતો, એટલુંજ નહીં, પણ ભલા ભલા ગૃહસ્થ ઘર માંહે ની એકાદ વસ્તુ તેના જેવી ન હતી. અર્થાત્ એવી ચોખ્ખી અને સફાઈદાર ન હતી. જો કે કેટલુંક ફરનીચર યાત્રાર્થે ગયેલા પ્રીતમલાલ શુકલ મુંબાઈની મુસાફરીથી પાછા ફરતાં ખરીદ કરી લાવેલા હતા, પણ તેને ચળકતુ રાખવામાં ગંગાએ એવું ડહાપણ વાપર્યું હતું, કે જોનારની આંખને તાજુબ કરી નાખતુ હતુ. એટલુંજ નહીં પણ દેશી સંસારને ઉત્તેજન દાખલ જે ચિજની આવશ્યકતા હતી, તે તેણે મુખ્ય ખડી કરી હતી. એ દેશી ચીજો શું હતી? હાથની બનાવેલી કાગળની ટોપલીયો, ઝોણાં, બઘોલાંની પુતળીયો, ભીંતપર ચીતરેલી રંગીન સતીઓની છબીઓ, અને મોતીની કોથળીઓ આદિ એવાં લટકાવી મુક્યાં હતાં, કે ચીકાગોના પ્રદર્શનના મેનેજરનો પ્રવાસી જેમ પેલાં બંગાળા માંહેનો ઓરીસા પ્રાંતનાં બે જોડીયાં બાળકોને હીંદુસ્તાનના નવા નમુના તરીકે ખરીદી ગયો છે, તેમ હીંદુસ્તાનની સરકાર મારફત તો નહીં, પણ એક પ્રવાસની શોધ ખાતર કદી મન માનતા પૈસા દઈને પણ એક કાઠીયાવાડના દેશી કારીગરીના નમુના દાખલ ખરીદ કરી ગયો હોત, તો અવસ્ય **નવલગંગા** પહેલાં "એની લડાઈમાં ત્રીજો ફાવી જાય" અને "નામે વેપારી કામી ખાય" તેમ કાઠીયાવાડના વાલાશાન પોલીટીકલ એજંટ સાહેબને તો માન મલ્યા સિવાય રહેતજ નહીં.

આ આચરણોથી સવિતાગવરીને કાને એવી વાર્તા આવવા લાગી કે "વહુ ઉછળી જશે, નીકળી જશે, અને કાંતો ફીટી જશે." લોકો એટલાં નિંદા કરવા લાગ્યાં, કે એથી **સવિતાનું** તો ભેજાુંજ ખસી ગયુ. અને નવલને દરરોજ ટોકણી કરવા લાગી. હમેશના ટહુકા પણ ગં-

ગાએ સહન કર્યા. પરંતુ પોતાની સદાચરણી ચાલ અને સુધરતુ કામ ન છોડયું. જ્યારે **ગંગાએ** એવાં ચેન ચેટકો ઉડાડી દેવાની સાસુની વાત ધ્યાન પર ન લીધી, ત્યારે **નવલશંકરને** ભંભેર્યો, અને ત્યારથીજ તેમના સંસાર સુખમાં નળ, દમયંતી વચ્ચે કુંળીએ વાસ કર્યો, પણ **નવલશંકરને** હજુ પૂર્ણાભાસ કરી શકયો નહીં. એ મુખ્ય **ગંગાના** સદગુણે જોર કર્યું. પ્રથમ તો **ગંગાના** ૨૫ ગુણમાં મોહી પડયો. અને **ગંગાનેજ** દેખવા લાગ્યો, તેનીજ વાત માન્ય કરવા મંડયો, અને માતાનાં મ્હોટાં વચનો તજી સ્ત્રિ ઉપર આશક બન્યો. વ્યાપાર કારભારમાં પણ કંઈજ ધ્યાન ન લાગ્યું. અને તેથીજ દુઃખિ થઈ, વિશ્વાસઘાતમાં ચીરાયો. સાધારણ કેળવણીના પણ ઓહોળા અનુભવે તથા વડીલની આબરૂ અને ધંધાના મ્હોટાપણાથી તે શોખીન બન્યો હતો, અને નવલ આવ્યા પછી તો તેને એક નવિનજ ચેટક લાગ્યું હતું. તેને ગાયનનો ઘણો શોખ હતો, તેથી વખત એ વખત સવિતાગવરીની ગેરહાજરીમાં ગંગા પાસે તેની સ્કુલમાં શીખેલાં ગાયનો ગવરાવતો. એમ કરતાં ગંગા હૃદયના ખુલ્લા અવાજથી અને સંતોષથી તો નહીંજ પણ પતિને રાજી રાખવા અને પોતાનું પિયર દુઃખ ટાળવા "પોતાના વતનની પ્રિયતા" વિશે ગીત નીચે મુજબ ગાતી.

## ઝિંઝોટી ઠુમરી. "પ્રિતી હરી કેરી સાચ."—રાગ.

પ્રિતી વતનની અપાર, સજ્જનો, સાચું માનજો—પ્રિતી
મોજ મજા બ્હાર બહુ સુખ મલશે, ઘરવીણ ચેન ન લગાર, સજ્જનો; પ્રિતી
વિવિધ ભોજન જમો પ્રિતે બીજે જો, ઘેર લુખ્ખું પણ લાગે પ્યાર; પ્રિતી
પર ભૂમિમાં હોય મેહેલ ઝરૂખા, સંતોષ ઘરવીણ ન બહાર; પ્રિતી
નિત્ય નિરાંતે સંપે વસો ઘરમાં, કવિ એજ સૂખિ સંસાર; પ્રિતી

---

એથી **નવલ** બહુ ખુશી થતો, અને ઘરમાં **ગંગાનું ધાર્યુંજ** કરવા દેતો, એવી પુષ્ટિને લીધે **ગંગા** સર્વ દુઃખ ભૂલી જઈ, ઘરમાં ઉમંગથી કામ ચલાવતી......

તેના ઘરની સ્વચ્છતા, રસોડાની ગોઠવણ, વાસણની ટાપટીપ અને વસ્ત્રો મુકવાની જગ્યા તથા ટુંકમાં ઘરના જૂના પણ ગંગાના સુધરેલા સંસારની યોજના એવી તો ઘડી હતી કે, આજ કાલના નવા ઉદ્ધરતા સંસારની સ્ત્રિઓ કદી એ માંહેનું એક તરણું સરખું કામ કરીને ઘર શોભા આપવાને તો શું, પણ પોતાના વસ્ત્રોને પણ ઊજ્વલી ધોવાને બેનશીબ રહેલાં જોવામાં આવશે.

ખાવું, પીવું, મોજમજાથી ફરવું પણ ઘરનું કસરત ભરેલું કામ ન કરવું. કેળવણી લેવી, અને ધણી પર હુકમ બજાવવો. ભપકાદારમાં ખપીને કુટંબને કલંક બેસાડવું, અને સુધરેલી થઇને પતિને ડાટમાં ચવરાવવો, આ સુધરેલ સ્ત્રિનું લક્ષણ નહીં પણ બગડેલનું. આ પતિની આબરૂ અને આયુષ્યને સુખ દેવાનું નહીં, પણ લાંછન લગાડી ભવ બગાડનારૂં ચિન્હ કહેવાય.

વાંચનાર બાનુ! મુંબાઇમાં વસ્તી આજકાલની સ્ત્રિઓ ગંગાને અનુસરતાં એકાદ કાર્યમાં ભાગ લઇ શકશે ખરી? અફશોષ છે આજની સુધરેલી સ્ત્રિઓ માટે કે વસ્ત્રો ધોવાં તો ઘાટી, પાણી ભરવું તો ઘાટી, પથારી કરવી તો ઘાટી, વાસણ માંજવાં તો ઘાટી, બત્તિ કરવી તો ઘાટી, એ વાત કોરે મુકો પણ ઘેરનો બગોટ કરવો તો ઘાટી, આટલુંજ નહીં પણ બાળકોને જન્મ આપી ઉછેરવાં માટે પયસ્થાનનું દુધ પીવરાવવું તો ઘાટણ. કહો ત્યારે એ બાળકો એક ખરી માતાનું શૌર્યવંત સ્તનપાન કર્યા વગર પરાક્રમી થવાનાં હતાં?

આ વાતમાં જો મોટાઈ સમાઈ હોય તો તે વગર જરૂરની ને ધિઃકારવા પાત્રછે. એવી મ્હોટાઈ લ્હેવા જતાં પહેલાં ફરજંદો કેવાં થશે તે વિચારવાનું છે. બાળકને ઉછેરતાં માતાને સંકષ્ટ પડેછે એ ખરૂં, પણ તેથી સ્ત્રિની કોમળતામાં, તેની પૈસાથી મળેલી આબરૂમાં, ને તેની સુઘડતાઇમાં કંઇ મોટો ફેરફાર થતો નથી, કે બચાનું પાલન કરતાં તે દુર્બલ કે રોગી થઇ જતી નથી, પણ ખરા સ્તનપાનથી કુળબીજ પ્રગટ જણાઇ આવેછે. એ શોભા સદ્‌ગુણી સ્ત્રિઓની નહીં પણ ધણીના લાડમાં છકેલને ઉન્મત નારીયોની શોભાછે. ગૃહ કામ તે ગૃહણીનુંજ છે. શાસ્ત્ર વદેછે કે—

नगृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते
गृहंतु गृहिणीहीनं, कान्तारादतिरिच्यते ॥

"सुभाषितरत्नभाण्डागारम्"

આમ કહી મારે વિદ્યાનો લોપ કરવાનું નથી, પણ વિદ્યા ભણી એકદમ ઉછ્રૃંખલ થવું તે પણ યોગ્ય નથી. આપણા ગુર્જર સંસારમાં, જે કેળવણીઓ માટે શંકા છે કે "ભણેલી સ્ત્રિ વ્યભીચારણી થાય, વંધ્યા થાય, વિધવા થાય" એ તદ્દન અજ્ઞાનતાછે. વિદ્યાભ્યાસ માટે શાસ્ત્રમાંછે કે

विद्यानाम नरस्य कीर्तिरतुला भाग्यक्षये चाश्रये ।
धेनुः कामदुघा रतिश्च विरहे नेत्रे तृतियंचसा ॥
सत्काराय तनं कुलस्य महिमा रत्नैर्विनाभूषणं ।
तस्मादन्यमुपेक्ष्य सर्व विषयं विद्याधिकारं कुरु ॥

"सुभाषितरत्नभाण्डागारम्"

વિદ્યાભ્યાસ માટે અંગ્રેજ કવિ ફીલસુફી ( સીસરો )નો મત છે કે,

The study of literature nourishes youth,
Entertains old age, adorns prosperity,
Solaces adversity, is delightful at home,
Inobtrusive abroad, deserts us not by day
Nor night, in journeying nor in retirement."

---

"વિદ્યાભ્યાસ એ તરૂણાવસ્થામાં પોષણ, વૃદ્ધાવસ્થામાં મોજ, સંપત્તિમાં શ્રૃંગાર, અને વિપત્તિમાં દિલાસો છે. ઘરમાં તેથી આનંદ ઉપજે છે, બ્હાર નમ્રતા પથરાય છે. અને દિવસ કે રાત્રિયે, મુસાફરીમાં કે એકાન્તવાસમાં આપણને તે છોડી જતો નથી."

સાંપ્રત સમયમાં તો એક ધનાઢ્યને માટે નહીં, પણ સાધારણ વર્ગના અહીંથી તહીં લેખક વિદ્યામાં ૨ળી પાંચ રૂપીઆ કમાતો હોય, તેની સ્ત્રિ પણ પેલીને જોઇ એ ચાલ શીખી ઘરનું ને સંસારનું સત્યાનાશ વાળેછે, ત્યારે કહો કે ભણીને સુખસંપાદન થાય તેમ ચાલવું? કે કષ્ટ ઉપજે તેમ કરવું. નવાં નવાં વસ્ત્રો, સારાં સારાં ખાવાનાં, વખત

બે વખત મિષ્ટાન, તે ગૃહસ્થને ઘેર છાજે, કે ગરીબ ભણેલાને ત્યાં? તે ન હોય તો સ્ત્રિ માટે ચોરી કરવી? ઠગાઇ કે વિશ્વાસઘાત કરવો? ને તેમ ન બને તો એવા દુઃસ્કમાં ફરવા માટે પોતાને દુર્માર્ગે પ્રવર્ત્તવું? આ માટે કેળવણી લ્હેવાતી હશે? આવા કારણો માટે માબાપો ભણાવાની કાળજી ધરાવતાં હશે? આનું શિક્ષણ બગડવા માટે નથી પણ સુધરવા માટે છે. સુધારો બગાડ કરનાર નથી પણ સુધારનારછે. માટે જુવો, ઘર તપાસો, ધણીની સ્થિતી નિહાળો ને પછી આગળ પગલું ભરો. વિચાર કરો, ભણ્યાં ને શિક્ષક થયાં તો ઘરનાં કામ કરવાને એબ નથી. આબરૂદારમાં ખપાયાં તો સાધારણ વસ્ત્રો પહેરવાથી આબરૂ જાય તેમ નથી. માટે સુધરેલી બાનુઓ! તમારા ભણતરનું સાર્થક એવી રીતે કરો કે દેશ, કુટુંબ, અને વિદ્યાને શોભા મળે. અને તમે કિર્તીવંત થાઓ.

એ સદ્દગુણી સાધ્વી આ વખતે આવાજ સદ્દગુણે જુના રીવાજનાં અને અદેખી આંખનાં સવિતાગવરીના દૂપનું બળીદાન થઇ, ધણીના ભલાને ખાતર કામ કરવા જતાં પોતાના દેહને ટાળી નાખવા, દરેક જાતની કાળજી છોડી, મણી જેવા બાળકને પણ ન પ્રિય કરી, ફક્ત પતિની અને પોતાની એક રીતે આબરૂ સંભાળવા, પણ લોકોમાં "એક કોઈ યારને લઈ નીકળી જવાનું" ત્હોમત પોતાને માથે ધરી દેશ છોડી ચાલી ગઇ. મનને છોડી મુક્યું.

"બાળકને પતિ સંભાળશે, મ્હારે માટે શોધ કરશે, પણ ભાળ ન મળતાં મરી ગઇ જાણી બંધ પડશે. બસ, એટલેથીજ મને સંતોષ થશે. પણ મ્હારા આવા ભવાડાથી જે કલંક બેસશે, તેતો હવે નહીં બને." એમ ઉત્તમ વિચાર્યું.

ગંગાના સાહસીક વિચારમાં પોતાને થોડી ખબર છે કે આ કર્તવ્ય પહેલાં, ધણી માટે કરેલ વિચાર વૃથા જવાના છે. અને પોતાનો બાળક પણ આખા કુટુંબ સાથે રજળતો થવાનો છે.

ગુણવંતી ગંગાનો, ઋતુમતી થયા પછી ન્હાઇને નિયમસર સંસાર વ્યવહારમાં નિમગ્ન થવાનો ઉત્સાહ, **નવલશંકર**ના કંકાસમાં વિનાશ થયો, અને ન્હાયા પછી ગંગાને માથે તેલ ઘાલવાનો પણ સમય ન આવ્યો. જેથી વિખરાયલા ને છુટા વાળમાં, જે સંસાર સંતલીના દ્રવિત સૂખને છોડી સૌભાગ્યવંતી સાધ્વી એક સતીના મહા તેજમાં છવાયેલી તે વિકાળ રાક્ષસીના રૂપમાં ભયની મારી લાલી ગઇ. અને એક પતિના અને સાસના અલ્પ જ્ઞાનને

જોગ થઈ, સંસારથી ઉઠી ગઈ હોય, તેમ તેમના બાળક મણીને તો ખબર પડતાં લાગ્યા વિના રહ્યું નહીં. એટલું છતાં, પોતે પોતાની નીતિને કદીપણ છોડી નહીં. હા. તેણે સાહસીકતા વાપરી ખરી, પણ તે એ પતીના ભલાને ખાતરજ. નહીં કે તેને સપડાવા. ખરૂં છેકે—

**वने कुरंगा तृण धान्य मुक्ता, बुभुक्षितान्यंतिकदाच जीवान् ।**
**एवं कुलाना व्यसनानीभूता, न नीति मार्ग परिलंघयन्ति ॥**

શુકલ ખાનદાનની ધર્મકાર્ય, કુટુંબકાર્ય, અને વ્યાપારકાર્યની ફાટતી ફુંક બંધ પડી, આખા કુટુંબનું નખ્ખોદ વળ્યું, દેશે દેશ અને શેહેરો શેહેર વાત ફેલાઇ, અને **નવલ** ગંગાથી શુકલ કુટુંબનો અસ્ત થયો, એમ સિદ્ધ થયું. "પોતે રઝળી. કુટુંબને રજળાવ્યું, માબાપને માર્યા. અને અંતે નાસી જવાનું" કલંક ગંગાપર નિંદાખોર લોકોએ ચડાવ્યું. તેથી તેમને ટાઢક વળી. અને કિશોરલાલને સંતોષ પેદા થયો. સવિતાગવરીને પશ્ચાતાપ થયો. ને હાથે કરી દુઃખ વોરી લેવાનું આત્મ તહોમત એઠું. **નવલ ગંગા** વિખુટાં થયાં તો સાથે **રસિકચંદ્ર** પણ તેનાજ વિયોગમાં પ્રેમથી અને સંસારના સ્ત્રિ સુખથી વિખુટો થયો. એટલુંજ નહીં પણ ધંધા રોજગારથી પણ ઉઠી ગયો, વતનથી પણ વિમૂખ થયો અને આશ્રયથી પણ નિષ્ફળ થતાં દેહથી પણ પીડીત થઇ ગયો. ગંગાને માટે કેવી સ્થિતીમાં રહેલોછે? એ વાચક? તને થોડાજ વખતમાં જણાશે. કદી તેણે મનસ્વી યોગ ધારણ કર્યો હશે. તોપણ સંસારમાં રહેવાનોજ. કેમકે તેણે પોતાની સ્થિતીમાં કંઈજ તૃપ્તિ કરી જનથી, કે સરસ્વતિ ચંદ્ર પેઠે વિચાર રાખે.

**નવલશંકર** ખૂન કરવા માટેજ ગંગાની શોધમાં નીકળ્યો. સ્ત્રિ હત્યાથી ન ડર્યો, અને પોતાના આત્માનું પણ બળીદાન આપવા કાચાકાનથી સ્ત્રિના વ્હેમાવ્હેશમાં કાળી રાત્રે ભયંકર વેશમાં નીકળ્યો. પ્રથમ પ્રભાકુંવરને ત્યાં ગયો. પણ દરવાને ખબર આપી કે "થોડાજ વખતપર અહીંથી ગઇ" એ શક ઉપરથી "ઘેર તો જવી ન જોઇએ. પણ તેમનો વિચાર જે **રસિક** પાસે ચાલી જવાનો હતો. જે પત્ર પરથી જણાયો તે હવે આ કામમાં ફસાઈ જતાં "એક પંથને બે કાજ" એમ વિચારી ચાલી જશે." એમ વિચાર્યું. પણ

"દરવાજા બંધ છે તે ? પડેલા કોટથી નદીમાં ભૂસકો મારી ચાલી જશે? પાણી ઊંડા નથી. માટે ચાલ ત્યાંજ તપાસ કરૂં" એમ કલ્પના શક્તિથી આગળ ચાલી કોટની રાંગે પડેલા ભાગ ઉપર તપાસ કરવા માંડયો. એટલામાં માણસોનાં દોડતાં પગલાંનો અવાજ આવ્યો.

"ચોર હશે" એમ જાણી, કે "આત્મહત્યા કરવા આવ્યો હશે, તેથી સિપાઇઓ તો મને પકડવા નહીં આવ્યા હોય?" એવું માની પોતે એક ખુણામાં પેસી ગયો. **ગંગા** પોતાની પાછળ પડેલા સિપાઇઓ જોઈ, ધીમે રહી કોટની રાંગેથી ઊતરાય એવું તો ન જોયું, ત્યારે "મરવું તો છે" એમ સમજીને મનોહર રૂપવતિ સુંદરીએ "જય જય પ્રાણનાથ" બોલી નદીમાં ભુસકો માર્યો. તેવુંજ **નવલે** જાણ્યું કે ગંગાજ પડી. એ શક ઉપર પોતે પડયો. એટલે સિપાઇઓ ચમકયા. કોઇ શખ્સને ગંગાની પાછળ પડેલો જોઇ પ્રથમ તો બ્હાવરા બની ગયા. પણ પછી "પોતાની માંહેનોજ એક કોઇ હશે, અને તે છાનો લાભ લ્હેવા જવાનો હશે" એમ ધારી તેઓએ પણ એવો વિચાર કરી ભૂસકો મારવા બદલે કોટના દરવાજા તરફ દોડ્યા. અને એક દરવાન પેહેરો ભરતો હતો, તે પાસેથી ચાવી લહી દરવાજો ઉઘાડીને બહાર નીકળી ગયા, ને નદી ઓળંગી આગળ પડ્યા, કે ગંગા, ને તેની પાછળ કોઇ પૂરૂષને જતાં જોયાં. એટલે એ સિપાઇઓ પણ દોડ્યા. **ગંગા** ભયભીત થઈ "પાછળ કોઈ પકડી આબરૂ લ્હેવા આવેછે;" આ ત્રાસથી ભીંને લૂગડે અને પથ્થરની રેતી (વેકરો) નું મેદાન ઓળગંતી મુઠીઓ વાળી એકદમ દોડી. પાછળ **નવલ** દોડયો. તેના મનમાં પાછળ આવતા શખ્સો માટે વ્હેમ ગયો કે "રખે મને પકડી કેદ કરી લહી જાય. ગંગા કદી ન મળી અને બીજું કોઈ આદમી નીકળ્યું તો હું શું જવાબ આપીશ ? ખચીત મેં સાહસ કીધું." એ વિમાસણમાં **નવલે** વળી આડો માર્ગ લીધો. પણ ગંગા તરફ પડતી દ્રષ્ટીથી દુર ન ગયો. "સ્ત્રિના પાપમાં ફસીશ" એ **નવલને** લાગ્યું "લેણદારોને રડાવવાની હાય નડી" એ નિશ્ચય થયું. તોપણ હવે છેવટ મરવું, પણ ન સપડાવું. એવું વિચારી પંથે પળ્યો. સિપાઇઓ ગંગાના લોભમાં પાછળ દોડયા. પણ તેવામાં એવો યોગ બન્યો કે એક ગાયની પાછળ ધસતો વાઘ આ દોડતાં જનોની વચ્ચે પડયો અને એના ભયથી સર્વ મંડળ પોત પોતાનો જીવ બચાવવા છુટાં છુટાં થઇ ગયાં. અને છેક પ્રભાત થતાં તો દુર ઝાડીમાં જુદે જુદે વખતે પેસી ગયાં. જંગલ એવું ગાઢું હતું, કે ચારે જણ કયાં પેઠાં તે

કોઇ કોઇથી દેખી શકાયું નહીં. **ગંગા** બિચારી થાકથી લોથ બની ગઇ હતી, તેથી ઇશ્વરેજ જાણે કરૂણા કરી આ વન સોંપી દીધું હોય, તથા ગાય અને વાઘનો બનાવ પોતાજ માટે બન્યો હોય, તેમ **ગંગા** એક ઝાડના ઠુંડની નીચે પડેલાં પાતરામાં પડી ગઇ, બેભાન નારીને શુદ્ધિ ન રહી. **નવલ**ના મનમાં પણ ગંગાને પકડવાનું ભાન જતું રહ્યું, અને પોતેજ વાઘ અને સિપાઇઓના હાથમાં પકડાવાના ત્રાસમાં પેઠેલો હોવાથી આવેલી ઝાડીમાં એક તરફ તે પણ પેસી ગયો. દગલબાજ ને અધમ તરકડા અંદર પેઠા, પણ કોઇને ન જોવાથી તે પણ હાથ ઘસતા રહી ગયા. "ચોરની મા ચંડાળે જાય, પાપી હાથ ઘસતો થાય." તેમ તરકડા પણ નિષ્ફળ થયા અને વાઘ પણ નિષ્ફળ થયો. વાઘને તરકડાનો ત્રાસ લાગ્યો. એ ત્રાસમાં ગાય જેવી ગંગા પણ બચી ગઈ. આ પ્રમાણે એ વાઘ સિપાઇઓનો તો જોકે ઉમેદચંદ્ર અસ્ત થયો, પણ ગંગાનો તો ભાગ્યચંદ્ર અસ્ત થયો.

અફશોષ! આજે સુખિ કુટંબ એક કાચાકાનનું ભોગ થઇ જેમ બંદુકમાં ઠાંસેલા કાગળો મજબૂત ધડાકાથી ચુંથેચુંથા થઇ જાય, તેમ આખું શુકલકુળ વ્હેમના કારી તડાકાથી નિરાધાર ને દુઃખી બની ગયું. જેનો ઉદય જોવાને આખું કાઠીયાવાડ ફરતું અને જેના તેજમાં અંજાઇ જતું, તે આજે અસ્ત જોઇ આશ્ચર્ય પામ્યાં.

જે પુરૂષ પોતાથી ન સંભાળી શકાય તેવી સ્ત્રિ લાવે છે, અને પછી વ્હેમી બની મૂર્ખતા વાપરે છે, તે આવા ફળનો અધિકારી થાય છે. અને જે પુરૂષ પોતાની સમાન મળેલી પત્નિ ખોઇ બેસે છે, તો તે **રસિક** પેઠે દુઃખી બને છે. કયાં **નવલશંકર**? ક્યાં દુઃખી **રસિકચંદ્ર**? અને કયાં **નવલગંગા**!

વાચક! સંસારમાં જન્મ લીધા પછી અસ્તોદયનાં વાદળમાં ફરતા સૂર્યની શિતોષ્ણતા દરેક માણસોપર પડતીજ આવે છે, પણ હાથે કરી મૂર્ખતા વાપરી પોતાના અસ્તમાં વધારો કરનાર, કાચાકાનનાજ, પોતાના મનસ્વી તરંગે માની લીધેલા ભાવને આધીન થનારાજ પુરૂષો હોયછે. અલબત સુખ દુઃખ આવેછે ખરાં, પણ સમજુ અને વિદ્વાન માણસે તો નીચેનો દાખલો લ્હેવો જોઇએ છે.

**राज्य नाशः सु-हृत्त्यागो, भार्या तनय विक्रयः**
**ततश्चांडालताचेयमहोदुःखपरंपरा. हरि, तारा.**

**अस्तोदय.**

"રાજ્યનો નાશ, સુ-હૃત્‌નો ત્યાગ, ભાર્યા અને તનયનો વિક્રય, અને પછી વળી ચંડાળતા ! અહો દુઃખ પરંપરાની કંઇ સીમા ! હરિશ્ચંદ્ર શું શોક કરે ?"

હા. તે પુરૂષ કદી દુઃખથી પીડાય, કુટુંબનો વિયોગી થાય સંપતી હીણ થાય પણ નીતિમાન શું ?—

**વસંતતિલકા.**

ભૂખ્યો ભમે દિવસ રાત, કદી પીડાતો;
ખાયે ન સિંહ તૃણ કોદી, બનેજ મ્હાતો.[1]
નિર્માલ્ય ભક્ષ પર, દૃષ્ટિ કદી ન છોડે;
મ્હોટા ગજો[2], બળધરી પળ માંય તોડે

વળી—

निंदन्ति नीति निपुणा यदी वा स्तुवन्तु
लक्ष्मि समाविशतु गच्छतु वा यथेष्टं ।
अद्यैव वा मरणमस्तु युगांतरे वा
न्यायात पथ्थ प्रचलंति पद न धीराः ॥

પણ સ્વાભાવાનું ઓપડ શું હોય ? દેશી કહેવતમાં છે,કે મેલ જાય ધૂવે, પણ આદત [3] જાય મૂવે.[4]

---

**દોહરો.**

હસ મોતીયણ ના ચરે, હોય કદી પીડ ભૂખ;
માન સરોવર ના તજે, પીડાઇ લ્હે હરીસૂખ.
બડે બડેકું દુઃખ હેં, છોટેસે દુઃખ દુર;
તારે સબ ન્યારે રહે, ગૃહે ચંદ્ર ઓર સુર.

---

कस्यात्यन्तं सुखमुपगतं दुःखमेकान्ततो वा ।
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥

मेघदूत. १०९







---

૧ બળહીણ. ૨ હાથીયો. ૩ ટેવ. ૪ મરવાપછી.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૨૧ | ઉદાર | ઉદર |
| ૪ | ૧ | જીવને | જીવનને |
| ,, | ૨ | રસિકગંદ્ર | રસિકચંદ્ર |
| ૫ | ૧૪ | Lave | Love |
| ૫ | ૧૯ | પ્રમાણ | પ્રણામ |
| ૯ | ૨ | अभ्विज्ञान, | अभिज्ञान. |
| ,, | ૫ | દુર્દૈવ | દુર્દૈવે. |
| ,, | ૮ | કુમુદીન | કુમુદિની |
| ,, | ૧૧ | દૈઈ | દૈશ |
| ૧૦ | ૧૫ | નસિબના | નસિબની. |
| ૧૧ | ૨૫. | ક્રૂમે | ગયે |
| ૧૨ | ૨ | ખુદી | ખૂરી |
| ,, | ,, | કાંકરવા | કાં, કરવી. |
| ૧૬ | ૬ | હીણુ પસ્તી, | હીણપસ્તી |
| ,, | ,, | એસર | અસર |
| ,, | ૨૦ | અંછે | અંતે |
| ૧૮ | ૨૨ | Lave, | Love |
| ૧૯ | ૫ | ,, | ,, |
| ૧૯ | ૯ | stor | star |
| ૧૯ | ૧૦ | unkhoun | unknown |
| ,, | ૧૬ | તથા પિનવ | તથાપિ નવ |
| ૨૧ | ૭ | Lave | Love |
| ૨૨ | ૬ | પિંડાતીદે-શથી, | પિડાતી દેશથી |
| ૨૨ | ૨૭ | અસ્તો-દય, | અસ્તોદય |
| ૨૬ | ૨૦ | An | In |
| ,, | ,, | Laving | Loving |
| ,, | ,, | Will | Well |
| ,, | ,, | Miltom | Milton |

| | | | |
|---|---|---|---|
| ૩૧ | ૨૭ | રસિકચંદ | રસિકચંદ્ર |
| ૩૨ | ૧૮ | લૂક | અમુક |
| ,, | ૨૨ | નહીં | જઈ |
| ,, | ૨૩ | તુન | તુજ |
| ૩૩ | ૨૪ | રસકચંદ | રસિકચંદ્ર |
| ૩૮ | ૪ | भूजगै | भूजंगै. |
| ૪૧ | ૨૮ | विश्वासो | विश्वासो |
| ૪૩ | ૫ | तासातु | तासांतु |
| ,, | ૭ | वद् | वद्द् |
| ૫૧ | ૨૮ | અપેછે | આપેછે |
| ,, | ,, | ઉરપ | ઉપર |
| ૫૫ | ૧૯ | ભ્રલિત | ભ્રમિત |
| ૫૬ | ૧૫ | પ્રેગે | પ્રેમ |
| ૫૬ | ૨૩ | મોજુમા | મોજામાં |
| ૫૯ | ૨૨ | ક્રીતિવંત | કિર્તીવંત |
| ૬૩ | ૩૦ | આાટ | ઓાટ |
| ૬૭ | ૧૦ | नेवः | नैव |
| ૬૯ | ૨ | કરતો, | કરતા |
| ૭૦ | ૨ | સ્ત્રિઓ માટે પુરૂપ, | પુરૂપ માટે સ્ત્રિઓ |
| ૭૧ | ૨૩ | Deimmd, | Dimd, |
| ૭૩ | | લીધે, | લીધો |
| ૭૬ | ૧૨ | ભાતા, | ભ્રાતા |
| ૭૭ | ૨ | જ | જે |
| ૭૭ | ૧૭ | રજ, | રજ, ન. |
| ૭૮ | ૩ | લક્ષનાન, | લલનાને |
| ૮૭ | ૨ | યુક્તિ, | એવી |
| ,, | ૩ | સંકલનો જાડાઈ, | સંકલના જોડાઈ |
| ૮૯ | ૧૩ | લોહીયાળો, | લોહીયાળે |
| ,, | ૨૮ | કામ, | કામે |

| | | | |
|---|---|---|---|
| ૯૧ | ૩ | રસ, | હસ |
| ૯૨ | ૨ | માટે જા, | માટેની |
| ૯૪ | ૯ | ફ્રાઢ, | કાઢ |
| ૯૬ | ૨૮ | કાકચ, | કૌવચ |
| ,, | ,, | મીઠી, | મીઠું |
| ૧૦૧ | ૧૫ | લ્યારજ, | લ્યારેજ |
| ૧૦૫ | (૩) | સુમાચરિત્ર, | સુદામાચરિત્ર |
| ૧૦૮ | ૧૬ | એમનાં | એમના |
| ૧૧૧ | ૧૪ | વાગ્યો, | લાગ્યો |
| ,, | ૨૭ | હૃદય | -હૃદયભેદક |
| ૧૧૫ | ૩ | પોલીસે, | પોલીસ. |
| | ૭ | જવાદે, | જવાબદે |
| | ૧૭ | નિભયજ | નિર્ભયજ |
| ૧૧૯ | ૭ | અક | એક |
| ,, | ૧૬ | કપાય, | કંપાય |
| ૧૨૭ | ૯ | અમૃતલાલત, | અમૃતલાલ |
| ,, | ૧૨ | પેસા | પૈસા |
| ૧૨૮ | ૨૨ | મનમા | મનના |
| ૧૨૯ | ૧૦ | શકાયો, | શકયો |
| ૧૩૦ | ૧૩ | ગ્રહો | ગ્રહે |
| ૧૩૩ | ૭ | વ્યાપરી, | વ્યાપારી |
| ૧૩૬ | ૨૫ | થએલા, | થએલો |
| ૧૪૦ | ૧૦ | આવતે, | આવશે |
| ૧૪૧ | ૨૭ | તે | ને |
| ૧૪૨ | ૧૧ | પોતાના. | પોતાનો |
| ,, | ૧૨ | પ્રમમજ, | પ્રથમજ |
| ૧૪૩ | ૬ | એખલા, | ઍખલાસ |
| ૧૪૪ | ૨૦ | ડેસફેફ્ટક, | ફ્ડેસતું ફૂટયુ |
| ૧૪૪ | (૪૨) | રાંઢા, | રોંઢા |
| ૧૪૮ | ૧૬ | મનરપ | મનપર |

| | | | |
|---|---|---|---|
| ૧૫૦ | ૪ | અત્યાર | અત્યારે |
| ૧૫૧ | ૨૫ | સેનાના | સોનાના |
| ૧૬૬ | ૨૬ | બઇર | બૈયર |
| ૧૬૬ | ૨૭ | પાડવા | પડવા |
| ૧૬૮ | ૧૦ | ભત્રહરી | ભર્તૃહરી |
| ,, | ૧૧ | મથી | નથિ |
| ,, | ૧૪ | ભફેસો, | ભફૂસે |
| ૧૭૪ | ૨૯ | રાંધેલું, | રાંધવું |
| ૧૯૪ | ૧૮ | પતિન, | પતિના |
| ,, | ૧૯ | ક્રમવસીબીને, | ક્રમનસીબીનો |
| ૧૯૭ | ૮ | જોત | જોતાં |
| ૨૦૧ | ૭ | બીજને | બીજાને |
| ૨૦૫ | ૧૬ | નવલ | नवल |
| ૨૧૧ | ૧૧ | મિત્રો | મિત્ર |
| ,, | ૨૨ | માંડ્યાં, | માંડ્યો |
| ૨૧૨ | ૧૧ | ધારણ, | ધોરણ |
| ૨૧૪ | ૧૯ | શીખવા, | શીખેલા |
| ૨૧૫ | ૨૯ | નાતતજામાં, | નાતજાતમાં |
| ૨૧૬ | ૧૪ | જેવી. | જેવો |
| ૨૨૨ | ૯ | કૃશ્ન. | કૃશ્ને |
| ,, | ,, | થાપ્યો, | આપ્યો |
| ૨૨૭ | ૪ | પગે, | પગ |
| ૨૩૬ | ૩ | नवले | નવલે |
| ,, | ૨૧ | ઉન્તતાઇથી | ઉન્મતાઇથી |
| ૨૩૭ | ૧૮ | ચલાવતાં | ચલાંવતો |
| ૨૩૮ | ૩ | ખુમાં | ખુબીમાં |